# છાલો પાલો મરી મસાલો

ભાગ ૧—૨—૩.

છાલા પાલા અને મરી મસાલાથી અંજન, પોટીસ, ચાહ, ઉકાળા વગેરે ગરીબ ઘરમાં અને ગામડાંઓમાં સહેલાઇથી કામ આવે એવા દવાના નુકસા સંગ્રહ

બીજી આવૃત્તી

પ્રગટ કરનાર.
ડી. પી માદનની કુ૦
અંગ્રેજી દવા વેચનાર.

કાજીપીઠબજાર---સુરત



સુરત "સોદાગર" પ્રેસમાં ઊમેદરામ નગીનદાસે છાપ્યો

ઈ૦ સ૦ ૧૯૧૦

કીંમત રૂ૦ ૨).

# સુચના.

માનપુર્વક જણાવવાની રજા લઇએ છિયે કે, **છાલાપાલા અને મરી મસાલાનુ** આ ચોપાન્યુ પ્રગટ કરવામાં કાઇ નવું થયું નથી, પણ **અનુભવીઓથી બોલાયલા અને લખાયલા, ભાજી પાલા અને મરી મસાલા** ના વર્ધદક ગુણો અને તેના નુસકાઓ, જે ગરીબ ઘરમાં અને ગામોમા કામ આવી શકે એવાઓનોજ માત્ર સંગ્રહ કરયો છે.

આ ચોપાન્યાની નેમ એટલીજ છે કે, હાલમાં હીણાતા અને ડુબતા દેશી વઇદાને કાઇક ઉત્તેજન મળે, અને મોટા દાકટર સાહેબોની ગેરહાજરી માં, ગરીબ ઘરમાં તેમજ ગામોમાં તાત્કાળીક ઉપાય તરીકે કામ આવે.

આ ચોપડીનો ઉપયોગ કરનારઓમાં મોટો ભાગ ગામડેના લોકો અને ગરીબ કુટુબની બાનુઓ, જેઓનો ગુજરાતી અભ્યાસ બહુ ટુકો હોય છે તેઓ હોવાથી સેહેલથી સમજ પડે એવી ચાલુ ગુજરાતી ભાષામાં સઘળુ લખાણુ રાખવાની ખાસ જરૂર જણાઇ છે અને કેટલીક દવા અને દરદોના નામો અસુદ્ધ પણ હાલની ચાલુ ભાષામાં વપરાતાં રાખવામાં આવ્યા છે

વાંચનાર સાહેબોએ જાણવું જોઇએ કે, ચોપાન્યા કે ચોપડીઓ ફકત વાચવાથી હુશીયાર અને નામાકીત દાકટર થવાતું નથી માટે આ ચોપાન્યુ વાંચી વર્દદ થવાની કોશેશ કરવી નહી.

દરેક દરદ માટે ઘણા ઈલાજો પ્રગટ થયલા છે. તેમાંના સગવડ ભરેલોને સમજ પડતો ઈલાજ વાચનારને લાભ આપનારો જણાય તેનો ચાલુ ખતથી ઉપયોગ કરવો. કેટલાંક કારણોને લીધે કઠણુ બનાવટના નુસ્કા દાખલ કરેલાછે તે અનુભવીઓની જાણ માટેજ છે.

આ ચોપાન્યામાં કેટલાક ઇલાજ હાલમા હસી કાઢવા જવા જણાય છે તેને હસી ન કાઢવા અનુભવીઓએ તેની ખોળ કરી તેની અમલ નેમ શી છે તે પ્રગટ કરવાની કૃપા કરવી.

આ ચોપાન્યામા ઝાડ પાનના નામોનું સાંકળિયુ પેહેલે પાને છે અને દરદોના નામનું સાંકળિયુ છેલ્લે પાને છે.

લી૦ સેવકો

ડી૦ પી૦ માદન

અગ્રેજી દવા વેચનાર ઠે૦ કણપીઠ બજાર, સુરત.

# ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ.

## એલફીસ્ટન રોડ, મુંબઇ.

નીચે લખેલાં ચૂર્ણો ચોખ્ખી અને તાજી વનસ્પતિમાંથી બનાવવામાં આવ્યાં છે. તેની બનાવટમાં વનસ્પતિનું પૂરેપુરૂ સત્વ જળવાઈ રહે તેવી સંભાળ રાખવામાં આવી છે. અને ગુણમાં અને ટકવામાં ઘેર તૈયાર કરેલાં ચૂર્ણો કરતા દરેક રીતે ચડીયાતાં છે. બજારમાંથી છૂટાં ઓસડીયાં લાવીને ખડાવવા કરતાં આ ચૂર્ણ વાપરવાથી દવાનુ પ્રમાણ બરાબર જાળવી શકાય છે.

નીચે લખેલા ભાવો સાફી છે, એમાં કાંઇ પણ વળતર આપી શકીશું નહી

**જુગતરામ અને કંપની.**

આ પહેલાંનાં બધાં લીસ્ટ આથી રદ કરવામાં આવે છે.

**તા. ક** ઓરડર આપતી વખતે મેહેરબાની કરીને દવાનો નંબર અને કીમત ટાંકવી.

---

**પેકબંધ બાટલી.**

| | | વા | રત. | પૈ. | | | વા | રત. | પૈ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અકળકરો ( ખરો ) | ૦ | ૯ | ૦ | ૧૫ | ઇંદ્રાવણાંનાં મૂળ. | ૦ | ૨ | ૯ |
| ૧ | એ. ,, ( ખોટો ) | ૦ | ૬ | ૦ | ૧૬ | ઇસપગુલ (ઓથમી જીરૂ) | ૦ | ૨ | ૦ |
| ૨ | અઘેડો | ૦ | ૨ | ૦ | ૧૭ | ઉપલસરી. | બજાર ભાવ. | | |
| ૩ | અજમા | ૦ | ૨ | ૬ | ૧૮ | ઉંબરાની છાલ. | ૦ | ૨ | ૦ |
| ૪ | અતિવિષ | ૦ | ૯ | ૦ | ૧૯ | ઉભી રીંગણી. | ૦ | ૨ | ૦ |
| ૫ | અમ્લવેતસ | ૦ | ૪ | ૬ | ૨૦ | એખરો. | ૦ | ૨ | ૯ |
| ૬ | અરડુશીના પાન. | ૦ | ૨ | ૦ | ૨૧ | એરંડાનાં મૂળ. | ૦ | ૨ | ૯ |
| ૭ | અરણી | ૦ | ૨ | ૬ | ૨૨ | એલચી (દાણાનું ચૂર્ણ) | બ. ભાવ. | | |
| ૮ | અરલુ. | ૦ | ૨ | ૯ | ૨૩ | કચુરો | ૦ | ૨ | ૦ |
| ૯ | અરજુન. | ૦ | ૨ | ૦ | ૨૪ | કઠ (ખરો ઉપલેટ) | ૦ | ૭ | ૦ |
| ૧૦ | આકડાનાં મૂળની છાલ | ૦ | ૨ | ૦ | ૨૫ | કડવાં તુરીયાં. | ૦ | ૩ | ૦ |
| ૧૧ | આંબાની છાલ. | ૦ | ૨ | ૦ | ૨૬ | કડા છાલ. | ૦ | ૨ | ૦ |
| ૧૨ | આમળાં. | ૦ | ૨ | ૦ | ૨૭ | કડામો ગુંદ. | ૦ | ૪ | ૬ |
| ૧૩ | આસોંદ. | ૦ | ૨ | ૯ | ૨૮ | કડુ. | ૦ | ૩ | ૦ |
| ૧૪ | ઇંદ્રજવ. | ૦ | ૨ | ૦ | ૨૯ | કમળ. | ૦ | ૪ | ૬ |

| | | આ | રત. | ક્રો |
|---|---|---|---|---|
| ૩૦ | કરીઆતુ | ૦ | ૩ | ૬ |
| ૩૧ | કલોંજી જીરૂ | ૦ | ૩ | ૬ |
| ૩૨ | કાકડાશીંગી. | ૦ | ૪ | ૦ |
| ૩૩ | કાનનાગની છાલ | ૦ | ૨ | ૯ |
| ૩૪ | કાયફળની છાલ. | ૦ | ૨ | ૯ |
| ૩૫ | કાટા અમેલીઓ | ૦ | ૩ | ૦ |
| ૩૬ | કાળા કલડીઓ. | ૦ | ૩ | ૬ |
| ૩૭ | કાળાપાટ | ૦ | ૩ | ૬ |
| ૩૮ | કૈચા. | ૦ | ૨ | ૯ |
| ૩૯ | ખડસલીઓ | ૦ | ૨ | ૯ |
| ૪૦ | ખપાટ | ૦ | ૩ | ૦ |
| ૪૧ | ગજપીપર. | ૦ | ૩ | ૬ |
| ૪૨ | ગરમાળાના બી | ૦ | ૩ | ૦ |
| ૪૩ | ગળો. | ૦ | ૨ | ૦ |
| ૪૪ | ગુગળ | ૦ | ૨ | ૯ |
| ૪૫ | ગોખરૂ. | ૦ | ૨ | ૯ |
| ૪૬ | ચણકબાબ. | ૦ | ૭ | ૦ |
| ૪૭ | ચન્દન સુગન્ધી ચોખ્ખુ | ૦ | ૩ | ૦ |
| ૪૭ | એ. ચન્દન | ૦ | ૨ | |
| ૪૮ | ચવક | ૦ | ૨ | ૦ |
| ૪૯ | ચીત્રો. (ખરો) | ૦ | ૫ | ૦ |
| ૫૦ | ચોપચીની | ૦ | ૩ | ૦ |
| ૫૧ | જટામાસી (બાલછડ) | ૦ | ૩ | ૬ |
| ૫૨ | જવખાર ખોટો. | ૦ | ૨ | ૬ |
| ૫૨ | ઑ. જવખાર (ખરો) તોલાના | ૦ | ૪ | ૦ |
| ૫૩ | જાયફળ . | ૦ | ૪ | ૬ |
| ૫૪ | જાવ ત્રી. | ૦ | ૧૩ | ૦ |
| ૫૫ | જીરૂ | ૦ | ૩ | ૦ |
| ૫૬ | જેઠીમધ | ૦ | ૩ | ૦ |
| ૫૭ | ઝેરકોચલાં. | ૦ | ૩ | ૦ |
| ૫૮ | તગર ગઠોડા. | ૦ | ૩ | ૦ |
| ૫૯ | તજ. | ૦ | ૩ | ૬ |
| ૬૦ | તમાલપત્ર. | ૦ | ૨ | ૦ |
| ૬૧ | તાલીસપત્ર | ૦ | ૨ | ૯ |
| ૬૨ | દાડમની છાલ. | ૦ | ૨ | ૦ |
| ૬૩ | દારૂ હળદર. | ૦ | ૩ | ૦ |
| ૬૪ | દેવદાર. | ૦ | ૩ | ૦ |
| ૬૫ | ધમાસા | ૦ | ૨ | ૦ |
| ૬૬ | ધાણા | ૦ | ૨ | ૦ |
| ૬૭ | ધાવણીના ફુલ. | ૦ | ૨ | ૦ |
| ૬૮ | નસોતર | ૦ | ૨ | ૯ |
| ૬૯ | નાગકેશર | ૦ | ૨ | ૬ |
| ૭૦ | નાગરમોથ. | ૦ | ૨ | ૬ |
| ૭૧ | નેપાળાનામૂળ. | ૦ | ૪ | ૬ |
| ૭૨ | પદ્મકાષ્ટ | ૦ | ૨ | ૯ |
| ૭૩ | પરવળના પાન | ૦ | ૩ | ૦ |
| ૭૪ | પાડળ | ૦ | ૩ | ૦ |
| ૭૫ | પાષાણભેદ | ૦ | ૩ | ૦ |
| ૭૬ | પીઠવણ | ૦ | ૩ | ૦ |
| ૭૭ | પીપર (લાડી) નં ૧ | ૦ | ૮ | ૦ |
| ૭૮ | પીપર (લીંડી) ન ૨ | ૦ | ૬ | ૦ |
| ૭૯ | પીપરીમુળ ન ૧ | ૦ | ૧૩ | ૦ |
| ૮૦ | ,, ,, ન ૨ | ૦ | ૭ | ૦ |
| ૮૧ | ફટકડી. | ૦ | ૧ | ૬ |
| ૮૨ | બળદાણા (બી) | ૦ | ૨ | ૬ |
| ૮૩ | બેહેડાં (છાલ) | ૦ | ૨ | ૦ |
| ૮૪ | બાફળી. | ૦ | ૨ | ૦ |
| ૮૫ | બાબચી | ૦ | ૩ | ૦ |
| ૮૬ | બાવળનીછાલ | ૦ | ૨ | ૦ |
| ૮૭ | બીડખાર | ૦ | ૨ | ૦ |
| ૮૮ | બીલીનો મગજ | ૦ | ૨ | ૦ |
| ૮૯ | બીલીના મુલ | ૦ | ૨ | ૯ |
| ૯૦ | બોડી અજમોદ | ૦ | ૨ | ૬ |
| ૯૧ | બોરડીની છાલ. | ૦ | ૧ | ૬ |
| ૯૨ | ભારંગ મુલ. | ૦ | ૨ | ૯ |
| ૯૩ | ભોરીંગણી. | ૦ | ૨ | ૦ |
| ૯૪ | મજીઠ. | ૦ | ૩ | ૬ |
| ૯૫ | મરી. | ૦ | ૩ | ૦ |
| ૯૬ | મીઠીબાવલ | ૦ | ૨ | ૦ |
| ૯૭ | મુસળી (સફેદ) | ૦ | ૧૫ | ૦ |
| ૯૮ | મોચરસ | ૦ | ૨ | ૯ |
| ૯૯ | મોરવેલ. | ૦ | ૨ | ૯ |
| ૧૦૦ | રતાંજલી | ૦ | ૨ | ૬ |
| ૧૦૧ | રાસ્ના (ખરી) | ૦ | ૪ | ૬ |
| ૧૦૨ | રીસામણી. | ૦ | ૪ | ૬ |

| | | ૦ા | રત. | કી. | | | ૦ા | રત | કી. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦૩ | રેણુકબીજ. | ૦ | ૩ | ૦ | ૧૧૮ | સચળ. | ૦ | ૧ | ૬ |
| ૧૦૪ | લવીંગ | ૦ | ૩ | ૬ | ૧૧૯ | સમુદ્રશીણ. | ૦ | ૨ | ૦ |
| ૧૦૫ | લીમડાનીછાલ. | ૦ | ૨ | ૦ | ૧૨૦ | સરગવાની છાલ. | ૦ | ૨ | ૯ |
| ૧૦૬ | લોદર. | ૦ | ૨ | ૦ | ૧૨૧ | સરસડાની છાલ. | ૦ | ૨ | ૯ |
| ૧૦૭ | વછનાગ (શીગડીઓ) | ૦ | ૮ | ૦ | ૧૨૨ | સાટોડીના મુળ. | ૦ | ૨ | ૦ |
| ૧૦૮ | વજ. | ૦ | ૨ | ૦ | ૧૨૩ | સાલવણ. | ૦ | ૩ | ૦ |
| ૧૦૯ | વરીયાળી. | ૦ | ૩ | ૦ | ૧૨૪ | સીધવ | ૦ | ૨ | ૦ |
| ૧૧૦ | વાંસલોચન ઉંચો બજાર ભાવ | | | | ૧૨૫ | શુંઠ. | ૦ | ૩ | ૦ |
| ૧૧૧ | વાળો. | ૦ | ૨ | ૯ | ૧૨૬ | હરડા | ૦ | ૨ | ૦ |
| ૧૧૨ | વાવડીંગ | ૦ | ૨ | ૦ | ૧૨૭ | હરડે | ૦ | ૬ | ૬ |
| ૧૧૩ | વિદારીકંદ | ૦ | ૨ | ૬ | ૧૨૭ | એ. હરડે. (ઉંચી) | ૦ | ૭ | ૦ |
| ૧૧૪ | શંખાવલી | ૦ | ૩ | ૦ | ૧૨૮ | હિંગ નં. ૧ | ૦ | ૯ | ૦ |
| ૧૧૫ | શતાવરી | ૦ | ૩ | ૬ | ૧૨૯ | હિંગ નં ૨ | ૦ | ૭ | ૦ |
| ૧૧૬ | શાહજીરૂ. | ૦ | ૪ | ૬ | ૧૩૦ | હીમજ | ૦ | ૨ | ૦ |
| ૧૧૭ | શીવણ | ૦ | ૩ | ૦ | | | | | |

ઉપરની ચીજો મણના ભાવે કોઇને લેવી હશે તો સારૂં કમીશન આપવામા આવશે.

આ સીવાય બીજી દેશી દવાઓ, તેના નમુના તથા બીજી હકીકતને માટે લખો

**જીતરામ એન્ડ કંપની**

એકલા બનાવનારા—

**એલફીન્સ્ટન રોડ—મુંબઈ.**

## આંતરીઆ તાવની દવા

આતરીઆ તાવથી પીડાતા દરદીઓએ મેહેરબાની કરી વધુ પૈસા બગાડવા નહી, તેમજ લાંબો વખત દુખી રહેવુ નહી, પણ સુરતવાળા ડી પી. માહન કો. એ ખાસ બનાવેલી ફકત ત્રણ આનાની દવા મગાવી વાપરવી

આતરીમા તાવની દવા કીમત ૦)

**ફકત બનાવનાર અને વેચનાર ડી પી. માહન કુ૦ સુરત.**



## "સુદ્ધ તાર લખવાની કળા."

આ નામની ચોપડીમાંથી અંગ્રેજી સ્કુલોમા ભણ્યા વીના તાર, સરનામાં વગેરે ખપ જોગુ ટુંક અંગ્રેજી શીખાય છે માત્ર અક્ષરો અંગ્રેજી પણ ભાષા યા બોલી તો ગુજરાતીજ ચાલશે

### અંગ્રેજી નહી સીખેલા માટે ટુંક નવો એલાજ.

આ ચોપડી ખાસ કરીને વેપારીઓ તથા તેઓના બેટાઓ જેઓ અંગ્રેજી નહિ સીખેલા હોય તેઓને ઘણી ઉપેયોગી છે,

કીમત રૂ૦ ૦ા સુરતમા ભાગાતળાવ રોડ આ હોસ્પીટલ સામે

સુરત અખબાર છાપખાનામાં મળશે



## એમ. જે. પોસ્ટવાળા નાણાવટ સુરત

છાપવાનુ કામ સસ્તુ અને તાત્કાલ જોઇતુ હોય, અને દરેક જાતના છપાએલી ચોપડી જોઇતી હોય તો પુછો,

એમ. જે, પોસ્ટવાલા, નાણાવટ સુરત



## એમ, એચ, સાહસીનુ બનાવેલુ.

## ગાઊટીરૂમ સાહસી.

સંધીવાથી સબડીઆ કરતા દરદીઓ, લકવાની બીમારીવાળાઓ, સરદીની બીમારીથી સબડતા દુખીઓએ જાણવાની જરૂર છે જે ગાઊટીરૂમ

સાચી નામની દવા એકજ બાટલી જરૂર વાપરજો તો તેના ગુણ માટે બીજા કોઇને પુછવા જવાની જરૂર રહેશે નહી

વેચનાર ડી. પી. માદન કુાં૦ કણપીઠ સુરત.
મસાની એંડ સન્સ નવસારી.
એફ. એસ. માદન કુા૦ જુમા મસજીદ મુંબાઈ.



**ધી ઝંડુ ફારમા સ્યુટીકલ વરકસ એલફીન્સ્ટન રોડ મુંબાઇ**

" છાલા પાલા મરી મસાલો " ની ચોપડીઓમાં લખાયલાં દેશી વસાના, અને બીજી અસલ દવાઓ, વગેરેનો ખપ પડે તો પુછો

**ધી ઝંડુ ફારમા સ્યુટીકલ વર્કસ, એલફીન્સ્ટન રોડ મુંબાઈ**



## " છાલો પાછો મરા મસાલો. "

સાજુ હોય શરીરતો. સઘળો વાતે સુખ,
નહીં તો નાણું બહુ છતાં, દીન દીન પ્રત્ય દુઃખ
ભણતાં ભણતાં બહુ ભણી, વિદ્યા અનેક અનેક,
શરીર સાચવણી તણી, અક્ષર ન ભણી એક

છાલો પાલો મરીર મસાલો શરીરની સુખાકારી બતાવે છે

છાલો પાછો મરી મસાલો, ભણતાં ભણતાં ભુલી જવા ચલા ઘર ઘટું ઇલાજોની યાદ આપે છે.

છાલો પાલો મરી મસાલો, અકસ્માત વેરમાં તાતકાળ મદદગાર થઇ પડે છે,

છાલો પાલો મરી મસાલો, ઘરમાં ભરેલા મરી મસાલા થી દરદો સાફ કરતાં શીખવે છે.

છાલો પાછો મરી મસાલો દરેક ઘરમાં અને ગામોમાં એક ઘણી જરૂરની ચીજ છે

છાલા પાલા મરી મસાલામાં જણાવેલી સઘળી વનસપતીઓ લીલી તેમજ સુકી પુરી પાડનાર.

**જમાદાર સલાબતખાં અમસેરખાં. મુા૦ પાલણપુર.**

**પ્રગટ કરનાર અને વેચનાર ડી. પી. માદન કુા૦**

**અંગ્રેજી દવા વેચનાર સુરત.**

# સાંકળીયું

## છાલાપાલા મરી મસાલાનુ સાંકળીયુ

# ભાગ ૨ જાનું ઓષડોનું સાંકળીઉં

## ભાગ ત્રીજાનું સાકળીઉ.

શ્રી૧૦

# છાલો પાલો મરી મસાલો.

## અકલગરો.

ક. અકલગરાનું મુળીયું મોઢામાં રાખવાથી ચણચણાટ લાગે છે, અને બોલવાનું ઉ-તેજન મળે છે.

ખ પોપટને આ મુળીયું ખવાડવાથી તે જલદી બોલતાં શીખે છે

ગ. બચ્ચાઓને એના મુળનું આંગળીઉં બનાવી ચુસવા આપે તો જલદી બોલે.

ઘ દાંત દુખતા હોય તો એના મુળનો અરક (ટીકચર પાએરેદરાઇ) રૂમાં મેળવીને દુખતા દાંત પર મુકે છે.

ચ માંખીઓ નાહસે—મુળીયાંને પાણીમાં ઉકાળી તે પાણી છાટવાથી અથવા મુળીયાનો ધુમાડો કરવાથી માખીઓ નાહસે છે.

છ નસો મજબુત થાય—મુળને પાણીમાં ઘસીને નસો ઉપર લગાડે તો ઘીલી નસોમાં કૌવત આવે.

જ. દાતના દરદ માટે એનું મુળીયુ મોંઢામા દુખતા દાંત આગળ રાખવુ.

ઝ. જીભની ઝડપ અને સફાઇ માટે મુળીયુ મોઢામા રાખવુ.

ટ. ધાતુનું બધારણ થાય, મરદને શકતી આવે—અકલગરો, લવંગ, પીપર, ભાંગ, ઉપલેટ દરેક સરખે ભાગે લઈ તેને મધ મેળવી ચીનીબોર જેવી ગોળી બનાવી તેમાની એકેક ગોળી દરરોજ સાત દીવસ ખાવી. અને ઉપરથી દુધ પીવું.

ઠ. ગળાનો કાકરો સુજેલો નરમ પડે--અકલગરો મોંઢામાં રાખી ચુસ્યા કરવો.

## અકલબેર.

ક. ગોળીનો સોજો—અંતરગળ નરમ પડે. અકલબેરના ઝાડનાં પાંતરાં કેળના પાંતરા જેવાં થાએ છે તે ઉપર સીલા રસ લગાડી ગોળીપર બાંધે તો અંતરગળ નરમ પડે.

## અખરોટ.

ખ. કરમ માટે સહેલો ઉપાય—બચ્ચાંને કરમની અસર જણાય તો અખરોટ એક સહવારે અને બીજી સાંજે ખવાડવી, રાતે સુતી વેળા દીવેલનો જુલાબ આપવો, કરમ હશે તે પડી જશે.

ગ. લકવાની બીમારીવાળાને અખરોટનું તેલ માલેસ કરવુ.

ઘ. કાનમાં થતો અવાજ—અખરોટ ખાવાથી નરમ પડે છે. અજીરણ અખરોટ ખાવાથી થાએ તો અંજીર ખાવાં ને અંજીર ખાવાથી અજીરણ થાય તો અખરોટ ખાવી

## અખેરીઓ=હખરો=તાલીમખાનું.

ચ. મસા—શરીર ઉપર થતા જીણા મસા માટે જીવતા અખેરીઆનો કાંટો આતવારે લાવી તે વતી ૧) મસો કહાડે તો બધા મસા નીકળી જાય, એવુ કહેવામાં આવે છે.

છ. મસા માટે અખેરીઆનો કંદ આતવારે લાવી મસા ઉપર ઘસે તો શરીરપરના મસા નીકળી પડે.

## અઘેડા.

જ. ખાર—અઘેડાના ઝાડને બાળી રાખ કરી તેને પાણીમાં પીગળાવી નીતરૂં પાણી કહાડી લઈ બાળવુ પછી જે રહે તે ખાર સમજવો.

ઝ. ખાંસી, હાંફણ, કફ, દમ માટે મધ સાથે ૧) વાલ ખાર મેળવીને દીનમાં ૩) વાર ખાવાથી ઘણો ફાયદો થાય છે.

ક. મસા—અઘેડાનોખાર અને હડતાલ સંભાગે મેળવીને નાના શરીરપર ના મસા ઉપર લગાડવાથી તે ખરી પડે છે.

ખ. વીંછુનો ડંખ—આ ઝાડનું ફુળ ડંખ ઉપર બાંધે છે.

## અજમો.

અ. ગોળો ચહડે ઉતરે અથવા ગુરગુર અવાજ કરે, તે માટે અવલ સારો અજમો તેને નીચલી ચીજોના રસમા ત્રણ ત્રણ પટ આપવા અને ખાવામાં લેવો.—

૧) નાની વાછરડીના મુતરમાં, ૨) શેરડીના રસમાં, ૩) આદુના રસમાં, ૪) કુઆરના ઢીબના રસમાં, ૫) કડવા સેકટાના મુળ ના રસમાં, ૬) ઓડીકહલારના રસમાં, ૭) પીળવંતના પાંતરા ના રસમાં, ૮) ગલોના રસમાં, ૯) મરજાદના રસમાં, ૧૦) ભાંએ પાતરીના રસમાં, ૧૧) ભાંએ રીંગણીના રસમાં, ૧૨) સર પખાના રસમા. આવી રીતે પકાવેલા અજમાની ફાકી ૦ા તોલો રોજ લેવી. (અંગ્રેજી વૈદામાં જંતર પેરવા તથા વહાડકાપ કર-વા સીવાએ બીજો ઇલાજ નથી.)

ઘ. ઉધરસ—અજમો અને એલચી ચાવી ચાવીને ખાવામાં લઇએ તો ઉધરસ મટી જાય.

ચ. શકતી વધે—ખુરાસાની અજમો, અને બાવળની સુકી પાલી સંમભાગે મેળવી રોજ ૦ા તોલો ખાવામાં આવે તો શકતી વધે.

છ. કળેજું મોટું થાય ત્યારે ૦| તોલો અજમો ગોળ સાથે દરરોજ ખાવો.

જ. ગોળી સુજેલી હોય તે ઊપર અજમો છુંડો ખાંડી સાથ મેળવીને ગોળીપર મુકવામાં આવે છે.

ઝ. અજમો અને ખસખસની મેળવણીથી અડગરી, હાંફણ, મગજની નબળાઈ, ગુમરી અને ગર્ભવાળી સ્ત્રીઓની ઓકારીને ફાયદો થાયછે.

ટ. ગોળીમાં પાણી--અંગ્રેજી દાકટરો ગોળી ફોડીને પાણી કહાડી નાંખે છે. આયોડાઇનની પીચકારી મારે છે તે વેળા ઘણું દુખ સહન કરવું પડે છે, કોઇવાર તાપ આવે છે, ઘણીવાર પાણી પાકું ભરાય છે

તે માટે નીચલો ઉપાય સગવડ ભરેલો છે.

ખોરાસાની અજમાને વાટી તેની લેપડી ગોળી ઉપર લગાડવી. પછી બકાળ (મીઠો લીમડો) ના પાંદડાને વાટી તેની લેપડી તંબાકુના લીલાં પાંદડાં ઉપર લગાડવી પછી તેને ગોળી ઉપર રાત્રે સુતી વેળા બાંધવું. એનાથી ગોળીમાંનું પાણી ઝરી જશે, એમ ચાર પાંચ દીવસ કરવું. લીલો તંબાકુ અગન કરતો નથી. લીલો ન મળે તો પછી સુકા તંબાકુના પાંદડાંને પાણીમાં ભીજવી રાખી નરમ થયેથી તે વાપરવા. જરા અગન બળવાને। સંભવ છે. આ ઉપરથી જો ગોળીમાં પાણીમાં હશે તો તે બધું ઝરી જશે. પણ કોઈવાર કોઈક દરદીને એ પાણી પાછું ભરાય છે

## અંકોલ.

ક. બાલ વધે—અંકોલાના ઝાડના બીઆના મગજનું તેલ બાલને ચોપડવાથી બાલ ઘણા જલદી મોટા થાય છે. માથુ બોડાવીને જો તરત આ તેલ માથા ઉપર મસળે તો બાલ ઘણા જલદી ફુટી નીકળે

ખ. ઝાડ જલદી ઊગે—કોઈ ઝાડના ફળના બીને અંકોલનુ તેલ પચાવી, પછી જમીનમાં દાટે તો ઝાડ જલદી મોટું થાય, અને ફળ જલદી આવે. મદારી લોકો આંબાનું ઝાડ અરધા કલાકમાં ઊગાડે છે અને તેના ઉપર ફળ તરત લાવે છે તે આવા ઇલાજથી છે.

ભગંદર-નાસુર-આ દરદોની અંદર અંકોલનુ તેલ મુકે તો રૂઝ જલદી આવે.

ગ. અંકોલનુ તેલ બનાવવાની રીત—અંકોલાંનો મગજ કાઢવો તેની દરેક મીજનુ મોઢું પથર ઉપર જરા ઘસવુ. આ મુજબ મગજને કાંસાની થાળીમાં પાથરવા. ચણાના આટાની લેપડી કરી તે સઘળાં બીઆંને ઢાંકવાં ને તે ઉપર ટકણખારનું પડ કરવું, અને સુરજના સખ્ત તાપમાં મુકવું, આટાનું પર સુકાયા પછી તેલ થાળીમાં એકઠું થશે.

ઘ. ખાંસી, દમ, ક્ષય—અંકોલની છાલનો ભુકો ૧થી ૩ વાલ મધ સાથ મેળવી દીનમાં ચારવાર ખાવું;

ક. કુતરાંનુ ઝેહેર (હડખવા ઉતરે)—અંકોલના ઝાહાડનું મુળીયુ પાણીમાં ઘસીને, તે ઘસારો ૦॥ થી ૧) તોલો લઇ ઘીમાં મેળવી ખવાડવુ.

ખ. અતીસાર મરડો મટે—અંકોલના ઝાહાડના મુળીઆંનો ભુકો તોલો ૦॥ લઈ તેને મધ અને ચોખાના ધોવણ સાથ દીવસમાં ૩ વાર પીવાડવું

## અડદ. (૧ જાતનો અનાજ.)

| | |
|---|---|
| ગ. પુષ્ટીકારક<br>વીર્ય વધારે<br>માઉસ વધારે<br>દુધ થાનમા વધારે | અડદનો આટો શેર ૦। લઇ ઘી ૨) તોલામાં સેકીને પછી મધમા મેળવી ૨) તોલા ૨૧ દીન ખાવે, |

એમા છોલેલા કવચા ઉમેરવાથી ગુણ વધે છે,

## અદુસો = અરદુસી.

અદુસાનુ આખુ ઝાડ ખાંસી, હાંફણુ, તથા ખઈ માટે ઉપયોગી છે આ ઝાડ આબુના પહાડ ઉપર બહુ થાય છે. કાળી દાંડીવાળા અદુસામાં ગુણ ઓછો છે.

ઘ ખાસી, સ્વાસ અને હેડકી મટે—અરદુસો, હળધર, ધાણા, ગળો, કાંસુદરો, લીડીપીપર, સુઠ, ભોંયરેગણી એ દરેક તોલો અડધો, મરી ૦। તોલો અને પાણી તોલા ૬૪, એ સઘળું ઉકાળીને ૧૦ તોલા રાખવું, અને તેમાથી ૧ તોલો દીવસમાં ૩) વાર પીવુ. ખઈ માટે આ ઝાડનું સેવન કોઈ બી રીતે કરવુ. ચાહ અથવા ઉકાળો બનાવી ૫) ૬) મહીના ચાલુ રાખો તો એના જેવો બીજો ઈલાજ નથી. દરદીએ માખણ મધ અને શાકેર રોજ સહવારે ખાવા.

ભગદર મટે—અદુસાના મૂળીઆને પાણીમાં ઘસી ભગંદર ઉપર રોજ બે વાર મુકે.

ચ. જીવ ખુશીમાં રહે—મનની ઉદાસી મટે—અરદુસી, બ્રહ્મણી, વજ, હરડે સંભાગે મેળવી તેમાંથી સહવાર અને સાંજ અરધો તોલો ફાકે, અને ઉપરથી પાણી પીએ તો જીવ ખુશીમાં રહે છે. એનો આસવ કરીને વાપરી

શકાય.

ક. ઉધરસ, ખાંસી જુની—અદુસાનું આખું ઝાડ આ રોગના દરદી માટે ઘણું જાણીતું છે. ૦॥ તોલો અદુસાના પાંતરાની ચાહ બનાવી, તેમાં જરા મીઠું અને ખપે એટલું મધ નાંખી સહવાર સાંજ પીવાથી ઘણી જુની ખાંસી સારી થાય.

ખ. મનની ઊદાસી ( દલગીરી ) દુર થાએ—અડુસા અને બ્રહ્મીના પાંતરાં અને પીપર સભાગે મેળવી તેની ફાકી ૦થી અરધા તોલો સહવાર સાંજ પાણી સાથે લેવી.

ગ. ગળું બેઠું હોય તે ખુલે છે—અદુસાના લીલાં પાતરાંને વરાળથી બાફી તેનો રસ તોલો ૧. મધ તોલા ૦। સાથે સહવારે પીવો. આથી ગળું ખુલે છે.

ઘ. ખાંસી, હાંફણુ તથા ખહી માટે અદુસાના લીલાં પાંતરાંનો રસ તોલો ૧. મધ તોલા ૦॥ સાથે દીવસમાં બે વાર પીવો,

૨. અદુસાના લીલાં પાંતરાંનો રસ તોલો ૧ અને પીપર લીડી વાલ ૧ માહે મેળવી દીવસમા બે વાર પીવો.

ચ. હાંફણુ માટે અદુસાના સુકાં પાતરાંનો ધુમાડો પેટમાં લેવો.

છ. દાંતના દુખાવા માટે અદુસાના બીજની પોટલી કરી દુખતાં દાંત ઉપર મુકવી.

જ. ભગંદર માટે અદુસાના પાંતરાં વાટી અંદર જરા મીઠુ નાંખી લેપડી કરી ભગંદરની ઉપર મુકવી.

ઝ. બાયડી કસ્તાતી હોય તો અદુસાના ઝાડનું મુળીઉ પાણીમાં ઘસી ને તે દુટીપર અને પીસાબની જગાપર ચોપડે તો છોકરૂં સહેલાઇથી અવતરે.

ટ. કલઇ ધાતુ ભસ્મ થાય—કલઇને છાસમાં ઉકાળી સુદ્ધ કરી તેને ઠીકરાં પર મુકી તાવે અને અદુસાની લાકડીથી હલાવે અને ઘસે તો કલઈ ભસ્મ થાય છે.



## અગથીઓ.

ક. ચોથીઓ તાવ જાય-અગથીઆના પાતરાંનો તથા ફુલનો રસ બે દીવસ સુંઘે અથવા તેના ટીંપા ૫. નાકમાં એક દીવસ નાંખે.

ખ. રગતપીત શરીરે ફુટી નીકળે-શરીરપર ચાઠાં થાય, હાથપગના આંગળાં ખરવા માંડેતો અગથીઆનું ઘી ૦ા તોલો રોજ ખાવું—ઘી બનાવવાની રીત-અગથીઆના ફુલોનું ચુરણ શેર બે, દુધ શેર ૨૫.માં નાંખી દહી જમાવી તેમાંથી ઘી બનાવવું.

## અનેનાશ

ગ. પીસાબમાં રેતી જણાતા દરદી અનેનાશ ખાવામાં ગુણકારી છે. હોજરી, આંતરડાં, ગળસુના–અ - દો ઉપર અનેનાસનો રસ પીવાથી ફાયદો થાય છે; સોજો ઉત ના મુખ્ય ગુણ એમાં છે.

## [illegible]ર.

ઘ. સફેદ કોહોડ-અનેરનું મુળીઉં તથ ડુ થડા પાંણીમાં કુટી, સફેદ કોહોડ ઉપર મુકવાથી ચામડીનો રંગ બદલાય છે.

## અ[illegible]ના.

ચ તાવ, ખાંસી, ઉલટીમાં અતીવ [illegible]ચ્ચાં માટે ખાસ છે. માત્રા એક વાલથી બે વાલ સુધી મધ [illegible] આપવી

## અ[illegible]

છ. અપવાસ કરવો એટલે ૧ દી[illegible] યાં રહેવું. કેટલીક પ્રજા અપવાસને હસી કહાડે છે, [illegible] વધુ ખોરાક પેટમાં દાબવો તેમ ફાયદા ભરેલું છે એ[illegible] છે.

અપવાસમાં દવાનો ગુણ [illegible] તે દવા તરીકે કામ કરે છે;

અંગ્રેજી વઈદુ હવે એના ગુણ કાઈક સમજવા લાગ્યુ છે. દેશી વઈદુ બહુજ લાંબા વખતથી એના ગુણ અને જરૂરીયાતની ભલામણ કરતુ આવ્યુ છે.

ક. અપવાસથી ઘણા દુખો હરણ થાય છે જળદર ઓછુ થાય છે; અજીરણ મટે છે, ભુખ લાગે છે, જીભનો સ્વાદ બગડેલો હોય તે સમરે છે અને દરેક પકવાન સ્વાદીષ્ઠ લાગે છે. ટુંકામા તનદુરસ્તી ચાલુ રાખવા માટે અપવાસ કરવાની ઘણી જરૂર છે.

ખ. ભુખ લાગતી નથી ત્યારે દવા અને દારૂ પીપીને ખોરાક પેટમા દાબે છે તેના કરતાં અપવાસ કર્યો હોય તો બધી પીડા મેહેજમાં પતી જાય છે અને ખરચ કાંઇ થતો નથી

## અફીણ.

ગં. અફીણનુ બધારણ છુટે—ટીકચર કેપસીસાઇ ૪ ડ્રામ, પોટાસ બ્રોમાઇડ ૪ ડ્રામ, સ્પીરીટ એમોનીયા આરોમેટીક ૩॥ ડ્રામ. કપુરનુ પાણી આઉંસ ૬, એ ચીજોને મેળવીને બબે ડ્રામ બબે કલાકે પીવાથી અફીણની ટેવ ટળે છે. આ ઈલાજ અંગ્રેજી છે.

ઘ. અફીણનો વેરી હીંગ છે—અફીણની વખારમા હીંગ ૧ શેર મુકી હોય તો બધુ અફીણ મટોડાં જેવુ થઇ જાય.

ચ. અફીણનું ઝેર ઉતરે—દરદીને હીંગ ખાવામાં આપે તો ઝેર ઉતરે અને હુશીયાર થાય.

છ. હીંગનો વેરી વઘારનુ જીરૂ છે. માટે અફીણના ઝેરવાળા દરદીને હીંગ ખવાડો તે વેળા જીરાનો વાસબી દરદીને આવવો ન જોઇએ. જીરાંનો વાસ દરદીને આવે તો હીંગ અસર કરે નહી અને અફીણનું ઝેર ઉતરે નહી. જેટલુ અફીણ ખાધું હોય તેથી બમણી હીંગ ખાવામાં આપે તોજ અફીણનું ઝેર ઉતરે.

જ. કોલેરાનુ ઓસડ—કોલેરાના તાતકાળ ઉપાય નીચે મુજબ છે;—
અફીણ ૧૮ ગ્રેન, મરી ૧૮ ગ્રેન, હીંગ ૧૮ ગ્રેન, એની ગોળી ૧૨ કરી એકેક ગોળી અરધે અરધે કલાકે આપવી.
હીંગ, અફીણ કરતાં બેવડા વજનમાં હોય તોજ અફીણના વેરી તરીકે કામ કરી શકે.

ક. અફીણનો અમલ છુટે—અફીણ, હીંગ, સીધવ સરખે ભાગે લેવું અને સેકટાના ઝાડની છાલના રસમા ગોળી ચણા જેટલી બનાવી સહવારે દીન ઉગતે રોજ ખાવી

ખ અફીણની તલબ જાય—ગોખરા ગાજો (દેહેજ) ભરેમ દીના બી તથા પાતરા હુકામા પીવા

ગ. અફીણનું ઝેર ઉતરે—ચોલાઈની ભાજીનો રસ ૦। શેર પાવો, અને તે ભાજીની લેપડી ટાળવા પર મુકવી.

ઘ. દરાઝ માટે—ખડીઓ ખાર, અફીણ, સુખડ સ ભાગે મેળવીને લીંબુના રસમાં લગાડવું દરાજને ખણીને લગાડવુ.

ચ. હરસનું લોહી જાય તે માટે—જાયફળ કોતરીને તેમાં એક ટાંક અફીણ ભરે, જાયફળનુ મોહ બધ કરે, ધતુરાનાં દીડવામાં તે જાયફળ મુકી તે દીડવુ બધ કરે અને ઘઉના આટામા ગળેફ કરી તેને આતસમાં મુકે, આટો કાળો થાય ને કાઢી લીએ. આ જાયફળને ખરળ કરી તેમાંથી ૪ ચોખાપુર ૧ દરદીને રોજ આપે. ચોખાના ધુણુમાં આપે તો લોહી બંધ થાય

છ. મરદને શકતી માટે—અફીણ, જાયફળ, જાવંત્રી સ ભાગે લઈ નાગરવેલના પાનના રસમા ૨) પહોર ખરળ કરી તેની ૧) વાલની ગોળી બનાવી ૧ ગોળી, તજ અને એલચી સાથે ખાવી.

જ. ઉદરી સાફ થાય—અફીણ અને માખનો અધાર પાણીસાથ મેળવી ને માથે લગાડવા.

ઝ. સળેખમ માટે—અફીણના અર્કના ટીપા વીસ પાણીના મોટા ગલાસમાં મેળવી તે પાણી જરા જરા પીયે અને એક કલાકમા તે પાણી પુરૂ કરે.

ટ. છાતીની બીહીક દુર થાય—સ્કુલનો છોકરો પરીક્ષક આગળ ગભરાઇ જતો હોય તેમજ નાટક કરનારો છોકરો સ્ટેજ ઉપર આવતાં ગભરાઇ જતો હોય તો ૫ ટીપાં અફીણનો અર્ક પાણી સાથે આપે અને પછી કામ કરાવે તો ધાસ્તી લાગે નહી,

ઠ. બંધેજની ગોળી—શકતીની ગોળી—સાકેર, ચીનાઇ કપુર, લવંગ, જાયફળ, જાવંત્રી, અકલગરો, અફીણ, ભાંગના બીજ સંભાગે લઇ

મધ સાથે મેળવી ત્રણ ગ્રેનની (ચણોઠી જેવી) ગોળી કરી. એક ગોળી ખાઈ ઉપરથી એક શેર દુધ પીવું.

ક. ઢીલી નસોનો લેપ—અફીણ, જાયફળ, કેસર, કાળા ધંતુરાના બી સંભાગે લઈ માખણ સાથે લેપ કરી નબળી નસો પર લગાડવું.

ખ. નબળાઈને લીધે શરીરના માંસના લોચા ફફડે છે તથા ઉડે છે ત્યારે અફીણ ખાવામાં આપે છે.

ગ. ઉંઘ લાવવા, હાંફણ નરમ કરવા, શરીરે થતું દરદ ઓછું કરવા અને મીઠી પીસાબ માટે અફીણ ખાવામાં આપે છે.

ઘ. ઉંઘ લાવવા માટે—અફીણ ૧૨ વાલ, તુકમે કાહુ ૩૦ વાલ, કાળા મરી ૩૦ વાલ, પીપર ૩૦ વાલ, સુંઠ ૩૦ વાલ બાવળના ગુંદર સાથ એકેક વાલની ગોળીઓ બનાવી તેમાંની એક ગોળી રાતરે સુતી વેળા ખાવી

ચ. કોલેરા—અફીણ કોલેરાપર ઘણું વપરાય છે. પણ લીમડાના ઝાડમા બાકુ પાડી તેમાં અફીણ મુકી તે બાકુ પુરી લેવું ત્યાર પછી ૬ મહીને તે અફીણ કાઢી વાપરવુ તેના ગુણ વધારે સારો છે.

છ. કોલેરા—સુકા નાળીએરના [illegible] કટકાને કોતરી, તેમાં અફીણ મુકી, સુંયામાં ખોસી, [illegible] ઉપર ગરમ કરવું તે અફીણ વાપરવામાં ઘણું સારૂં છે

૨ થી ૫ વરસના બાળક માટે ૧ ચોખા ભાર, ૫ થી ૧૦ વરસના છોકરા માટે [illegible] ભાર અને મોટા માણસને માટે ૪ ચોખા ભાર. આ [illegible] પ્રમાણે ત્રણ ત્રણ કલાકે આપવુ.

જ. શરીરે તાકાત માટે—અફીણ ૦॥ તોલા, કસ્તુરી ૦॥ તોલો, લવેંગ ૩ તોલા, કેસર ૧ તોલો, જાયફળ ૨ તોલા, ભાંગ ૨ તોલા, સાકેર ૦। શેર. આ ચીજો પાણી સાથ મેળવી વટાણા જેવી ગોળીઓ બનાવવી ૧ ગોળી સાંજે અને બીજી સવારે ખાવી અને તે ઉપર ૦॥ શેર દુધ પીવું. ગરમી ઘણી જણાય તો લીંબુનું શરબત પીવું.

## અબરક.

ક. નસ ઢીલી પડી હોય તો અબરખને ભુકો નસો ઉપર મસળવાથી

શક્તિ આવે છે.
દેશી વઈદું અબરકને ખાવામાં બહુ વાપરે છે.

## અમબર—અમબરગ્રીસ.

ક. એ વહેલ માછલીના આંતરડામાં થાએ છે, સળગી ઉઠે એવો એ પદાર્થ છે. ઇથિરમાં અને તેલમાં એ પીગળી જાય છે. એનો વાસ મીઠી માટીના જેવો. અમબરને કેસરમાં મુકી રાખે તો કેસરની ખુશબો આવે.

ખ. કેસરયા અમબરને ઘઉંમાં દાબી રાખે તો કેસરની વાસ નીકળી જાય. અમબરને કસ્તુરીનો પટ પણ આપે છે.
છેક મરવા પડેલા દરદીને અમબર આપવાથી જરા હોંશીયારી થોડો વાર આવે છે.

ગ. જ્ઞાનશક્તિ, વીરયની, નબળાઈ, તથા સુણબહેરી—અમબર ખાવાથી આ બીમારીઓને ફાયદો થાય છે.

## અમરવેળ = નમૂળી.

તાંતણા જેવી પીળા રંગની વેલ બીજાની વાડ ઉપર થાય છે.

ઘ. વાળો—અમરવેળ વાટીને તેની ચોપડી વાળા ઉપર મુકવાથી વાળો મટી જાય છે.

ચ. કોઈબી ઝાડ ઉપર અમરવેળ થાય છે. એની ૧) ૨) જડ કોઈબી ઝાડ ઉપર નાંખો તો તે પસરી જાય છે, કુમળા ઝાડોનો કસ તે ખેંચી લે છે તેથી તે ઝાડ સુકી જાય છે.

છ. છાતીપરથી લોહી અને ધબ્બ પડે તો ૨) તોલા રસ નીકળે એટલી નમુળી સાથ મરીના ૫) દાણા વાટીને તે રસ ૨) તોલા સવારે પીવો, એ મુજબ સાંજે પણ આ બહુ અકસીર ઈલાજ છે.

## અરણી.

જ. અફીણનું ઝેહેર ઉતરે—અરણીનાં મૂળ પાણીમાં ઘસી તે ઘસારો ૧)

તોસે પીવાડે તો ઝેહેર તરત ઊતરે. અફીણનું ઝેહેર કાપવામાં એ અજબ ગુણ ધરાવે છે,

ક. અફીણનું ઝેહેર વધે—પીપળાના ઝાડના પાનનો રસ પીવાથી અફીણનું ઝેહેર વધે છે

ખ. આંખમા ખીલ પડે, છોકરાંઓની આખ આવે, આખમા ખીલ થાય ત્યારે છોકરાઓનો મામો અરણીની સોટી આતવારે કાપી લાવી તેના જીણા નાના કડકા કરી માળા બનાવી છોકરાંઓને પેહેરાવે તો આખ સારી થાય. એવી કહેતી ચાલે છે.

## અળસી.

ગ ગરગુમડાં પકવવા માટે અળસીના લોટને પાણી સાથ ગરમ કરી પોટીસ બનાવીને તે ગુમડાં ઉપર મુકે છે.

ઘ ચામડી નરમ કરે—બદામના તેલ અને ગ્લીસેરાઇનની માફકજ અળસીનુ તેલ ચામડીને નરમ કરે છે. હાથ પગ ફાટે ત્યારે તે ઉપર મસળવામા આવે છે.

ચ. પીસાબ છોડે—અળસી ખોખરી કરી તેની ચાહ બનાવી પેટ ભરીને પીવાડે તો પીસાબ ઘણી છુટે છે.

છ. પથરી—માણુસને પીસાબે રેતી થતી હોય અને પથરી બધાઈ હોય તો અળસીનું પાણી નીચે મુજબ પીવામાં લેવું.

અળસીનાં બી ૦। શેર ખોખરાં કરીને લેવાં તે ઉપર ૪) શેર ઉકળતું ગરમ પાણી નાખવુ, થડુ પડે ત્યારે પાણી ગાળીને કાદવના વાસણુમા ભરી રાખવુ. પાણીની તરસ લાગે ત્યારે આખો દીવસ આ પાણી પીયા કરવું. રોજ પાણી તાજુ બનાવવું.

## અસન જંગલી.

જ. પારો બંધાએ—અસનના મુળ સાથ પારાને ઘસે તો પારો બંધાએ.

## અંજીરી.

ઝ. મોઢાના પારા સુજે ત્યારે અંજીરીનું દુધ લગાડવું અથવા કાચું

અંજીર ભેભટમાં બાફી તે પારા ઉપર ઘસવુ.

આથી લોહી, પાણી કે પરૂ નીકળશે ને સારૂ થશે.

ક. સ્ત્રીની છાતીની ઓતરી પાકે, રસી નીકળે અને વાસ મારે તો તેઉપર અંજીરની પોટીસ મુંકવી. લીલાં અજીર ન મળે તો સુકાં વાપરવાં.



## અસાળીઓ.

ખ. બરોળ અને કળેજાની ગાંઠને પીગળાવે છે. અસાળીઆને પાણીમાં પીગળાવી દુધ સાથે મેળવી રાબડી કરીને રોજ પીવામા લેવી શરીરમાં લોહીની ગાઠ બધાઈ હોય તેને પણુ એ તોડે છે.

ગ. આમન તથા બઇરિાંની જાત બહાર નીકળી આવે તો ૨૦૦) બસે વરસની જુની ઇંટ ૨) તોલા અને અસારીઓ ૧ાા તોલો છુંદી પોટલી કરીને ઉપર મુકે તો આમન વીગેરે બેસી જાય.



## આવર.

ઘ. દરાઝ માટે—મીઢી આવરનું મુળ લીંબુના રસમાં ઘસીને ચોપડે છે. સુસ્તી ટળે—આવરના છોડના ફુળની ચાહ બનાવીને પીએ તો કાફી ના જેવો ગુણુ આપે છે.

ચ. આંખ દુખે ત્યારે આવરના પાતરાને દુધમાં બાફી આંખે પોટલી મુકે. આવરના ઝાડના નાના છોડ રેતાળ જમીનમાં દરિયા કિનારે થાય છે. તેના પાંદડાં સુનામખી જેવા છે. તેની ઉપર ફુલ પીલાં પછી રાતાં થાય છે, તેના બીની સીગ બાવલની સીગ જેવી થાય છે મેદાના સીગડા જેવા ગોળ પદડાવાળી આવરને મેંઢી આવર કહે છે; તે સુનામખી જેવું કામ કરે છે મેઢી આવળને મીઠી આવળ પણુ કહે છે.

છ. હાથીપગ, સારંગ—હાથીપગ તથા સારગ ગાઠ (આતરડાંનુ ગોળીમાં ઉતરવુ તે) ઉપર પાંતરાનું વરાળીયુ બાંધે છે

જ. મરડો—આવરના મુળ અને ડાખલી વચ્ચેના ભાગની છાલનો ભુકો વાલ દહીં સાથે ખાવાથી મરડો મટે. ને આંતરડાનો જખમ રૂજાય છે

શરીરે ગરમી લાવે—આવરના ઝાડની છાલથી ચામડાં રાતા રંગવામાં આવે છે. શરીરે જ્યાં ગરમાવો લાવવો હોય ત્યાં એના પાદડાંનું વરાળીઉં બંધાય છે.

ક. વધરાવળ ગોળીનું મોટું થવું. } આવળના મુળ સાથ મરી કાળાં ચોથે ભાગે મેળવી તેના ભુકો બેઆની ભાર લેવો. સાકર સાથ મેળવી સહવાર સાંજ ખાય તો વધરાવળ તરત બેસે છે.

ખ. ભુખ ઘણી લાગે—મીઠી આમલીના પાંતરાંનો ભુકો દાડમની કળીના રસ સાથ સંભાગે મેળવી અધ તોલો ખાય તો ભુખ ઘણી લાગે એમાં નુકશાન કાંઈ નથી.

ગ. નબળાઈ મટે—આવળના પંચાંગની ભુકી બે આની ભાર ગોળ સાથે ખાય તો નબળાઈ જતી રહે. (વધુ હકીકત માટે જુઓ સુનામખી.)

## આપટો.

ઘ કમળા માટે આપટાના ઝાડના છાલના કટકાને કાચા સુતરના દોરાથી બાંધી, હાર બનાવી દરદીના ગળામાં મુકવો અથવા તેની કમરે બાંધવો. કમળો નરમ પડે છે. આ ઉપાય હજી ચાલું છે.

## આંકડો—આકરો.

ચ. હીસટીરીઆ, વાઇ—આંકડાના તાજાં ફુલ અને મરી સંભાગે લઈ તેની ગોળી વાલ જેટલાં વજને બનાવી ૩] ગોળી ખવરાવવી.

છ. બેસુદ્દી વાઈની—આંકડાના દુધને અડાયાની બારીક રાખમાં મેળવી એક દીવસ સુધી ઘુંટીને સુઘવામાં લેવું.

જ. નસ ઢીલી પડી હોય—એરંડી, ભાંગ, સફેદ કરેણુ, આંકડા, ધંતુરા એ બધાના ઝાડની જડને સભાગે વાટીને ધંતુરાના પાતરાના રસમાં ગોળી કરવી. તે ગોળી બકરાના મુતરમાં ઘસીને નસ ઉપર લેપ કરવો. કોમલ જગા ઉપર લગાડવું નહીં. અગન બળે તો પાણીથી ધોઈ નાંખવું અથવા એલચી અને શાકેર વાટી તેની પોટલી કરી અગન બળે ત્યાં મુકવી.

ક. ક્ષય માટે—સીધવ ખારને આંકડાના દુધમાં પટ આપી તે ખાર પકવવો અને ખાવામાં લેવો. આ ખાર વાલ એક મધ સાથે મેળવી દીનમાં બે વાર ખાવો.

ખ. ઉધરસ નાશ પામે—આંકડાના મુલમાં ચોથે હીસ્સે મરી વાટીને તેમાંથી એકથી બે વાલ સુધી મધ સાથ ખાવું.

ગ. સ્ત્રીને રૂતુ ન આવે અને તેના કારણે પેટમાં ગાંઠ થઈ હોય તો ઉપલી દવા તે ગાંઠને તોડી રૂતુ લાવે છે.

ઘ. ઓકારી બંધ પડે—આંકડાના પાતરાનો ભુકો એક વાલ મધ સાથે ચાટવો.

ચ. મરદને શકતી વધે—સફેદ લુગડાને આંકડાના દુધમાં સાતવાર પટ આપવા પછી કાળા જાંબુના ઝાડની અંતરછાલના રસનો પટ ૧ વાર આપવો. આ લુગડાને ઘીમાં તળવું, એની પટી કરીને નબળી નસ ઉપર બાંધવી તે પટી પાતળી નરમ ચામડીને લાગે નહી. લાગે તો છાગરો પડે. ત્રણ દીવસ પટી નસ ઉપર બાંધવી જો ગરમાવો અને અગન લાગે તો પટી કહાડી નાખવી, નહી તો ફોફ્લા પડે. લુગડું તલતાં ઘી વધે તેમાંથી એક વાલ ભાર ઘી લઈ પાન સાથે મેલવી ખાવામાં લેવુ, એકવીસ દીવસ સુધી બ્રહ્મચારી રહેવું.

છ. છોકરૂં ઉંઘમાં મુતરી ઉઠે—આંકડાનુ મુળ અને કાળા તલ સંભાગે લેવા તેમાથી ૨ થી ૪) વાલ ગોળ સાથ રોજ દીન ઉગતે ખવાડવા.

જ. ભુખ લગાડે—આંકડાના ફુલ, પીપળ, પીપળીમુલ, સીધાલુન દરેક ૨) તોલા, અકળગરો, લવેંગ દરેક ૧) તોલો અને ૦। શેર પાણીમાં ખરળ કરી અને ચણા જેવડી ગોળી બનાવી ખાવી જેમ જેમ ખરળ ઘણા દીવસ કરે તેમ તેમ ગુણ વધે છે.

ઝ. ઝેહેર કુતરાનું, સાપનુ, વીછુંનુ ઉતરે—આંકડાના પાંતરા અને ગુગળબોર એ બેની ધુઈ આપે તો ઝેહેર ઉતરી જાય

ટ. વીછું અને સાપના ડંખ ઉપર આંકડાના પાતરાનો રસ મુકવાથી ઝેર ઉતરી જાય છે.

ક. વાળો—નારૂવાળાના દરદીએ આંકડાના દુધના ચાર ટીપાં, ગોળ-૩) ત્રણ માસા સાથે ત્રણ દીવસ ખાવું જો કોઠે ગરમી જણાય તો ઘી ખાવું.

ખ. વાળો-દરદીને આંકડાનું પાંતરૂં ૧) ચુનો અને કાથો એકેક વાલ એની સાથે ખવાડવું

ગ. અરધાગ—અરધું અંગ રહી જાય તે માટે પડી નીચે મુજબ છે. આકડાનુ મુળ, રાસના, કાંટાસલીઓ, સેકટા, ગળોમોંઠ, સતાવરી, હરદેદલ, તેલીઓ દેવદાર, કડુ, એરડીઆના મુળ, અરડુસો, દસમુખ, પીપરીમુળ, સુવા, ભારંગ, ધમાસો, ગરમાળો, પકરમુળ, કરી આતું, અકલગરો, ભામી, ચોપચીના, ઉસ્રઓ, ગોખરૂં, આ દરેકના ત્રણ તોલા લેવા. બધાને મેળવી તેમાંથી ૩) ત્રણ તોલા એક વખત માટે લઇ કાહવો બનાવી પીવો

ઘ. કલેજાનું દરદ—આંકડાના પાંતરાને ભેદરકાણીના રસમાં ગોળી એક વાલની બનાવી તેમાનો ૧) ગોળી દીનમાં ત્રણ વાર ખાવી.

ચ. કલેજાનું દરદ—આંકડાના ઝાડની છાલ અને એલીઓ સંભાગે મેળવી તેની ગોળી ચણા જેવી બનાવી દીનમાં ત્રણ વાર ખાવી.

છ. મુતરકચ્છ—આંકડાના ફુલ છાયામાં સુકવેલા ૧) એક શેર, જીરૂ ખભાટી ૦। શેર, સાકર ૦। શેર, એની ફાકી ૦। તોલો વાસી પાણીમાં અથવા ચોખાના ધુણમાં પીવી

જ. ફેફ્રૂ—આંકડાંનુ દુધ, અડાયાની રાખમાં મેળવી સુકવીને સુંઘાડે તો ફેફ્રૂ મટી જશે.

ઝ. રકતપીત—શરીરના કોઇબી ભાગમાંથી નીકળતું લોહી અટકે છે. આકડાના ફુલનો ભુકો ૨ તોલા, સેકેલું અફીણુ ૦॥ તોલો, સીધાલુન બે તોલા એની એક વાલની ગોળી કરવી એક ગોળી દીનમાં ત્રણ વાર ખાવી

૮. તાવ—દરદીને કપાળે આંકડાના પાંતરા મુકે તો પરસેવો થઇ તાવ નરમ પડે છે. પાંતરા બાંધવાથી મગજ થંડુ રહે છે.

૯. કાનનો દુખાવો—આંકડાના પાંતરાનો રસ ૨) બે ટીપાં કાનમાં નાંખવાથી દુખાવો, તથા ચસકા બંધ પડે છે.

ક. આંકડાનુ તેલ—મસળવાથી મસા સુકાઈ જાય છે. ખસ, તથા ખર સવુ મટી જાય છે.

ખ. તેલ બનાવવાની રીત—તલનુ તેલ ૧૦) દસ તોલા, આંકડાનુ દુધ ૪૦ તોલા, હળદર ૨૦ તોલા, સર્વેને ચુલા ઊપર ધીમી આંચે ઉકાળવું. પાણી બળી રહેને ઊતારી લેવુ.

ગ. વીસપુટક માટે—આકડાના ઝાડના કોયલા અને ખાંડ સંભાગે મેળવી તેમાનો ૦ા તોલો ઘી સાથ ૭ દીવસ ખાવું, ખોરાકમાં ખીચડી ખાવી.

ઘ. વીસપુટક માટે—આંકડાના મુળ અને કાળા મરી સભાગે લઇ જુના ગોળમાં ગોળી જુવારના દાણા જેવી કરવી અને દીનમાં એકેક ત્રણવાર ખાવી.

ચ. વીસપુટક માટે મલમ—સરસીયું તેલ નવટાંક લઈ ઉકાળવું તેમાં આંકડાના પાન ૨૧) એકેક પછી બાળવા પછી મીણ બે તોલા નાંખી મલમ બનાવવો

છ. દરાજ માટે—આંકડાના ફુલ અને કુવાડીઆના બીજ સંભાગે મસળી ને લગાડવા.

જ. ખુજળી, ચાંદા એક રાતમાં સારા થાય તેની વીગત—
આંકડાનાં ૬૦) પાંતરાને ઉકળતા પાણીની વરાળથી બાંફવાં, તે પાતરાને છુદીને રસ કાઢવો. તેમાં ચાર તોલા તેલ નાંખવું, તેને ઉકાળવું પાણી બધું બળી જાય ત્યારે ૨) તોલા ગંધક નાંખવો, ફરી ઉભરો આવે ને ઉતારી પાડવુ. રાત્રે અગીઆર વાગે લાકડાના ઇંગાર આગળ શરીર શેકતા જવુ અને તેલ મસલતા જવું. બે કલાક આ મુજબ કર્યાં કરવું, પછી શરીરે છાણુ ચોળીને નહાવું અને દુધ, ભાત ખાઇને સુઇ જવુ. ઉપાય ચોકસ છે.

:. ખુજળી માટે—આકડાના દુધને સુકવી બાળીને દીવેલ સાથે ચોપડવાથી ખુજલી મટી જાય છે.

-. દમ માટે—આંકડાના ઝાડની અંતર છાલની રાખ એક વાલ ખાવાના પાન માં ૭ દીવસ ખવાડવી અથવા પાનના રસમાં ગોળી કરી આપવી. દમ સારો થાય છે.

ક. ખાંસી, દમ—આકડાના પાતરા ઉપર છારી બાજે છે તે જુના ગોળ સાથ લપેટીને એકઠી કરવી ને તેમાંથી ૧ ચણા જેટલી ખાવામાં લેવી

ખ. ખાંસીની ગોળી-આંકડાના ફુલ, ધંતુરાના બી, મરી, લવંગ, ગોળ સરખે ભાગે મેળવી તેની મરી જેવડી ગોળીઓ બનાવી એકેક ગોળી દીનમાં ૪, વાર ખાવી. તેથી ખાંસી મટી જાય છે.

ગ. ખાંસીની ગોળી—આંકડાના ફુલ, અજમો, સીધાલુણ, મરી, સરખેભાગે લઇ મધ સાથે મેળવી ચણા જેવડી ગોળીઓ બનાવી તેમાની ૧ ગોળી દીનમાં ૩ વાર લેવી. અથવા આંકડાના ફુલ, કાથો, લવંગ સંભાગે મે ળવા ચણા જેટલી ગોળી બનાવી રોજ ૧૨ ગોળી ખાવી

ઘ. કુતરાનું ઝેહેર ઉતરે—આકરાના પાતરાંનો ભુકો ૦। થી ૦।। તોલો ગોળમાં મેળવી ૩) દીવસ ખવાડે. અથવા આકડાનુ લીલુ પાતરૂ ૧) પૈસાના આકાર જેટલું લઈ તેને ૨) ષૈસાભાર દુધમા વાટી પીવું. જો ઊળટી ન થાએ તો ફરી પીવું

ચ હી । બગડવું ઊપદંસ—આકડાનુ મુળ તો ૦।।, ગળો તો. ૪), લીમડાની અતર છાલ ૪) તોલા એનું ચુરણ ૦। તોલો દીનમાં ૨) વાર ખાવુ.

છ. કાલા કોહોડ માટે—આકડાના દુધમાં હળદ વાટી લેપ કરવો.

જ. ઝાહાડાની કબજીઆત મટે—આકડાના પાન ઉપર દીવેલ ચોપડી પેટ ઉપર મુકે તો બચ્ચાંનો કબજીઆત મટે.

ઝ. કાનનો દુખાવો મટે—આકડાના પાન ઉપર ઘી લગાડી તેને ગરમ કરી રસ કાહડી તે રસના ૫) ટીંપા કાનમાં નાખવા.

ટ. તાવનો ઇલાજ—સફેદ આકરાનુ મુળ કાને બાંધે તો તાઢીઓ તાવ તરત નરમ પડે.

ઠ. વીચ્છુનો દંખ ઊતરે—સફેદ આકરાની જડ દરદીના બંધે કાનમાં તરત ખોસવી અથવા આકરાનું દુધ દંખ ઉપર મુકવુ.

સંધીવાનો દુખાવો નરમ પડે—આકરાના ફુળના રૂની ગોદરી બનાવી તે દુખતા ભાગ ઉપર બાંધવી, કોઇબી દુખાવા ઉપર આ રૂ બાંધે તો ફાયદો થાય છે.

## આસન (આસંધ.)

ક. છોકરાંઓ શરીરે પુષ્ટ થાય—૦ા સેર કાળા તલ, ૨ સેર ખજુર મેલવી માવો બનાવી તેમાં ૦ા શેર આસન મેળવવું ને તેના વડાં બનાવી ઘીમાં તલીને એકથી બે રૂપીઆભાર રોજ ખવાડવા. એક માસ સુધી ખવાડવા. દસ વરસની અંદરના છોકરાંઓને ખવાડવા નહી. કારણ કે ગરમ પડે.

ખ. વીર્ય અને બળની વૃદ્ધી થાય—આસંધ, તલ, અડદ, સુંઠ, ગોળ, ઘી સંભાગે લઈ તેના લાડુ બનાવી પ્રભાતે રોજ ખાવા

ગ. નાસુર— નાસુર અને વ્રણ ઉપર આસનનો ભુકો કરી ભભરાવવો.



## આંસોદરા.

ઘ. ખુધ બાળકોને નીકળે છે તે માટે—આંસોદરા ઝાડના મુળની છાલ, ૦ા તોલો દરરોજ ઉકાળી તેમાં ૧થી ૨ વાલ ગુંગળ નાખી પાવી, ઉપલા કાહવાથી લોહીનો સુધારો પણ થાય છે.



## આમલી.

ચ. નાસુર માટે—આમલીના કચુકાને પાણીમાં ભીંજવી રાખી છોળટાં કાહાડી નાંખવા, તેજ પાણીમાં કચુકાને વાટીને તેની બત્તી બનાવવી અને નાસુરમાં મુકવી. આથી દુખાવો તો થાય છે પણ જલદી સારૂં થાય છે.

છ. દરાજ માટે—આમલીનો ચીચોરો લીંબુના રસમાં ઘસીને લગાડવો.

જ. હરસ માટે—આમલીના પાતરાંનો રસ પીવો.

આમલી ખાધાથી જો કાંઇ અવગુણ જણાયતો લીમડાના પાતરાનો રસ ૧) તોલો તેમાં કાલા મરી ૨) વાલ મેળવીને પીવો,

ઝ. હરસ માટે—આમલીની છાલ અને કડવાં તુરીઆનાં બી સંભાગે મેળવી તેની ધુંઇ આપવી; હરસ બહાર આવે ત્યારે ફરી ધુઈ આપવી.

ટ. નાસુર માટે—આમલીના બીને પાણીમાં ઘસી નાસુર ઉપર લગાડે તો ફાયદો થાએ.

ક. નાસુર માટે—આમલીના ચીચોરાની રાખ અને બીલાડીનું હાડકું ઘસીને ભુકો કરી બંને મેળવીને નાસુરની અંદર મુકવું.

ખ. ગર્ભસ્થાન સુધરે—આમલીના ઝાડ ઉપરનો વાંદો, ઉજળી ગાયના દુધ સાથ ખાય તો ગર્ભસ્થાનની ખામી દુર થાએ.

ગ, દાહજેલા માટે-દાહજેલા ભાગ ઉપર આમલીનો રગડો લગાડીઆ કરવો. અગન નરમ કરે, છાગરો પડે નહીં.

ઘ. ભીલામું ઉડીયું હોય ત્યારે—ભીલામુ ઉડીયું હોય ત્યારે આમલીના પાંતરાં છુંદીને તે જગાએ બાંધવા.

ચ. થુએરનું દુધ લાગ્યું હોય તો આમલીનો ગર પાણીમાં મેલવી લગાડે તો સોજો નરમ પડે છે.

છ થુઅરનું દુધ આંખમાં ગયું હોયતો આમલીનો ગર ઘી સાથે મેલવી આંખમાં આંજવો.

જ. આમલીનું સરબત ઉનાળામાં પીવાથી સોદાવોટરની ગરજ સારે છે.

ઝ. નીપાળાનો તથા થુઅરના દુધનો જુલાબ, લેવા પછી ઝાડો બંધ ન થાય તો આમલીનું સરબત, ઘી શાકેર સાથે પીવું. જો વામીટ કરી નાંખે તો ફરી ફરી પાવું

## એમોનીઆક ગુંદર ( ઓસોક—સમગેબળ. )

૯. પથરી—ગુરદાની પથરી, તલ્લી, સોજો, ગાંઠીઓ વા, સંધી વા માટે એમોનીઆક સારો છે.

ક. દરાઝ માટે એમોનીઆક સરકામાં મેળવી લગાડે છે.

## આદુ.

ક. મરદને શકતી, પુરૂષાતન માટે—એક શેર આદુની જીણી કાતરી કરી તેને ઘીમા તલી, શુદ્ધતા મધમાં સાત દીન રાખવું અને તે આદુ રોજ ૧) તોલો ખાવું.

ખ. ભુખ લાગે, જીભમાં સ્વાદ આવે—ખાધા આગળ આદુનો રસ ૧) તોલો તેમાં ૩) વાલ નીમક નાંખી પીવો.

ગુ. હરસ=અર્સ માટે—૨ થી ૪) તોલા આદુનો ઉકાળો કરી ૨૧) દીવસ સુધી રોજ પીવો.

ક. સસણી, વાવલી મટે—ખાવાના પાનનો રસ ૫) ટીંપા, આદુનો રસ ૫) ટીંપા, એમાં ૨) લવગ મેળવીને અચ્ચાંને ૪) દીવસ પાવો.

ખ. પુરૂષાતન માટે—આદુનો રસ ૦।। તોલો, પીઆજનો રસ ૦।। તોલો, ગાયનુ ઘી ૧) તોલો મધ ૦।। તોલો. ખેડાની દાળ (જરડી) એક ભેલીને દીન એકવીસ પીવી, ઉપલી ચીજોનો કુચો રહે તે ઘીમાં તળી રોટલી સાથે ખાવો, માંસનો ખોરાક લેવો નહી.

ગ. ખોરાક પચાવવા માટે— ખોરાક ન પચવાથી પેટમાં દુખે તો આદુનો રસ ૦।। થી ૧) તોલો પીવો. આદુના આચાર કરી ખોરાક સાથ ખાવામા લેવા. આદુનો મુરબ્બો કરી ખાવામા આપે છે. આદુ ખોરાકને નરમ કરે છે, પણ આદુ પોતે જલદી નરમ અને પોચું પડી શકતુ નથી. મુરબ્બો કરતાં તેને નરમ અને પોચુ કરવાની જરૂર છે. જે માટે એને ચોળાઈની ભાજીમાં બાફે છે. ત્યારે તે નરમ થાય છે, પછી તેને ચોખી શાકરના સરબતમા મુકી ગરમ કરી મુરબ્બો બનાવે છે.

## આળસીઆં. (ભુનાગ) = અળસીઆં.

ઘ. આળસીઆ ચોમાસાની રૂતુમાં જમીનમા પાકે છે. એ મટોડું ખાઇ ને જીવે છે. એને દવાના કામમા વાપરવા હોય તો ખાધેલું મટોડુ છેદાવી કાઢવું જોઇએ. તે માટે આળસીઆંના ઉપર લીંબુનો રસ નાખીએ હોય તો આળસીઆંના પેટમાંનું મટોડુ નીકળી પડેછે.

ચ. ઝેહેર સોમલનું } મટે. ચોમાસામા જમીનમાં થાય છે તે આળસીઆ
,, અફીણનું } સુકા અને મરી સભાગે લેવાં. બંને ખાંડી બારીક કપડાંમાંથી ગાળી અને બકરીના પીટટામાં મેળવી આંખે લગાડે તો મસાણે ગયલો હુશીઆર થાએ, ૧) દીન થઈ ગયો હોય નો ઈલાજ કામ આવી શકે નહી.

છ. અંધાપાનો ઉપાય—આળસીઆં છુંદીને ૩ સાથં મેળવી તેની બતી બનાવી, તેને ઘીમાં મુકી સળગાવી, કાજલ પાડી. આંખે અંજન કરે તો રાત્રે અંધારામાં પણ દેખાએ. ચોર લોકોને આ અંજન જાણીતું છે. તે ચોરો અંધારામાં કામ કરી શકે છે. એવુ બોલાય છે.

જ. અળસીઆમાં તાંબું હોય છે, તે તાંબુ બરડ હોય છે, તેને નરમ

કરવાની રીત નીચે મુજબ છે.

ઘોડાના નખ, હાથીદાંત, ભેંસના અથવા બકરાંના સીંગણા, મધ, ઘી, ગોળ, ચણોઠી, તનકણખાર, સમભાગે મેળવવું ૧) ભાગ બરડ ધાતુ (તાંબુ રૂપુ અથવા સોનું) અને કુ ઉપલી મેળવણીને સાથે પીગલાવવાથી ધાતુ નરમ માખણ જેવી થાય છે.

ક. ગંઠાયલી નસ છુટે, પુરૂષાતન માટે—આળસીઆં ધોઇને સુકવે, તેનો બારીક ભુકો કરી ગરમ પાણી સાથે મેળવી અથવા ભેંસના દુધમાં રાંધીને નબળી નસોપર લગાડવો.

ખ. શકતીનુ તેલ, પુરૂષાતન માટે—સુકાં આળસીઆં બારીક બે તોલા અને તલનુ તેલ ૭ તોલા ઉકાળીને મસળવામાં લેવુ

ગ. શકતી વધે—મીઠુ તેલ બસેર, કમરકાકરીના બીજ અરધો શેર, આળસીઆ અરધો શેર અને મીઠુ પાણી સોળ શેરમા ઉકાળવુ. પાણી બળી જાય પછી તેલ મસળવામાં લેવુ

ઘ. શકતી માટે—આળસીઆ, ઉજળી કનેરની જડ, ઉજળી ચણોઠીની જડ' દરેક ૦ાા તોલો, તેલ પાસેર આ ચીજોને ઉકાળીને તેલ કાહાડવું. કાગળ ઉપર આ તેલ લગાડી તે કાગળ ધીલી નસો ઉપર બાંધે તો ઘણા નબળા આદમીને પણ ફાયદો જણાય.

ચ. નબળી નસો માટે—આળસીઆને બકરાના ગોસ સાથે છુંદી દીન સાત સુધી લેપ કરવો.

છ. નબળી નસો માટે—આળસીઆ, ઉજળી કનેરની જડ, ઉજળી ચણોઠી ની જડ એ દરેક એકેક તોલો, દેડકો એક, તેલ તોલા બે, એનું તેલ કહાડી કાગળ ઉપર ચોપડી ધીલી નસો ઉપર બાંધવું.

જ. પુરૂષાતન માટે—આળસીઆંનો ભુકો વાલ ૨ થી ૪ ગોળ સાથે ખાય તો શકિત વધે છે.



## આંબો.

ઝ. અતીસાર માટે—આંબાની અંતર છાલ ૦ાા તોલો, દહી સાથ મેળવી દીનમાં ત્રણવાર ખવાડે તો ફાયદો થાય.

ટ. માથાના દુખાવા માટે—આંબાની અંતરછાળ, પાણીમાં ઘસીને નાસ લેવો.

ક. વસુરી (વરસોળી)—આંબાની ગોટલી પાણીમા ઘસીને લગાડવાથી એક જાતની વસુરી નીકળી જાય છે

ખ. દાજવું, બળવું—આંબાના પાતરાની રાખ ૨૦ તોલા, ૦। તોલો મોરથુથાંની ભસ્મ મેળવાને દાજેલા ઉપર ભભરાવવી. દાજેલો ભાગ ધોવા માટે ૦। તોલો મોરથુથુ અને બસેર પાણી મેળવીને વાપરવું.

ગ. કોડ,, દરાજ, ખરસવા માટે—આંબાના પાદડાની રાખ ગાયના મુતરમા મેલવી લગાડવી.

ઘ ગલાનો સોજો—આંબાના પાંતરાનો ધુમાડો ગળામા લેવાથી અંદરનો સોજો વીગેરે નરમ પડે છે.

ચ મીઠી પીસાબ—આંબાના કુમળા પાંદડાં કાચાં અને તાજાં ખાવાથી મીઠી પીસાબવાળાને ગુણ કરે છે.

છ. મીઠી પીસાબ આંબાના ઝાડની અંતરછાળનો ઉકાળો નીચે મુજબ પીવાથી મીઠી પીસાબવાળા દરદીને પીસાબ કમી થાય છે છાલ ચાર તોલા, પાણી સેર એકમા ઉકાળી પાસેર રાખીને પીવું. એમાં બીલામું એકના કટકા કરી નાખવાથી એનો ગુણ વધે છે.

જ. મરડો તથા ગળાનો સોજો—જીણા કરમડાં જેવા કેરીના મરવાનો ભુકો તોલો ૦।, સાકેર તોલો ૦। પાચ દીવસ લેવાથી મરડો મટે છે. તથા બેઠેલુ ગળું ખુલે છે આંબાના મોહોરને ચુસવાથી પણ બેઠેલું ગળુ ઉપડે છે

ઝ. વસુરી—પાકી કેરીની ગોટલી પાણીમા ઘસીને વસુરી ઉપર લગાડે તો એક જાતની વસુરી નરમ પડે.

ટ. ગુમડા—કાચી કેરીની ગોટલા પાણીમા ઘસીને ગરમ કરીને કાચા ગુમડા ઉપર લગાડે તો ગુમડા ચીમરાઈ જાય છે.

ઠ. વીછુનો ડંખ—કેરીનો ચીક વીછુના ડખ ઉપર લગાડે છે.

ડ. કાચી કેરીની ગોટલીનો ભુકો નીચલા દરદો માટે છે.

પેટમાના કરમ, દુજતા મસા, ઝાડા વાટે લોહી પડે તો, દસતાન ઘણું જતું હોય તે, તથા ઝાડા થતા હોય તે માટે ખાવામાં લે છે. ૦। થી અરધો તોલો દીનમાં ૩ વાર

ઢ. ગરોળીનું ઝેર પેટમાં જાય ત્યારે ઝાહડા ઉલટી થાય છે માટે આંબાનાં ઝાડનું મુલીયું પાણીમાં ઘસી પાવું

ક. ઉંદરી માટે—કેરીનો ચીક, લીંબુના રસ સાથે મેલવી માથાની ઉંદરી વીગેરે ચામડીના દરદો ઉપર લગાડે છે.

ખ. દાંતનો દુખાવો—કેરીનો ચીક કાથા સાથે મેળવી દુખતા દાંત ઉપર મુકે છે.

ગ. સસણી—આંબાના ઝાડ ઉપરની લાલ કીડી એક, પાણી તોલા એક માં મેલવી તેમાંથી ૦। તોલો પાણી બચ્ચાંને પાવાથી સસણીનું જોર નરમ પડે છે.

પાકો કેરી પુસ્કળ ખાવાથી ઝાહડા આવે ત્યારે કેરીના ગોટલા ભુજી અંદરની ગોટલી ખાવી.

ઘ. દુવરનુ દુધ તથા ભીલામુ આંખને લાગવાથી તે સુજી આવે છે ત્યારે પાકી કેરીનો રસ આખની અંદર તથા બાહાર લગાડવો.

## આમળા.=ધી આમળા

ચ કથ ઉપડે છે આમળાનો ભુકો દુધ સાથે ગરમ કરી રાત્રે પીવાથી એંઠલુ ગળું ખુલે છે.

છ. વાળ કાળા થાય—એક તોલો આમળા અને એક તોલો સરોના પાતરાં, પાસેર પાણીમાં ઉકાળવા જયારે નવટાક પાણી રહે ત્યારે તેમાં તેલ નવટાંક નાંખી ફરીથી ઉકાળવુ, પાણી બળી જાય ને તેલ રહે તે બાલને ચોપડવુ.

જ. પીત શરીર ઉપર—આમળાનો તથા લીબુનો રસ અકેક તોલો મેળવી ૧૪ દીન સુધી પીવો. પોટના ચાદા તથા ફાટેલી ચામડી દરૂસ્ત થાએ છે

ઝ. પરમા માટે—ઘી, આમલાનો રસ બે તોલા, ખાડ એક પઇસાભાર દીન સાત સુધી પીવુ. આમલામાં ટોનીક આસીડ ઘણી છે,

ટ. ખુજલી—સુકા આમલાના બારીક ભુકાને પાણી સાથે મેળવીને ખુજલી ઉપર મસળે છે.

ઠ. પીતના ચાંદા માટે—આમલાનો ભુકો ૦॥ તોલો, પાણી સાથે રોજ સવારે ભુખે પેટ ખાવો. આમલાનો ભુકો અરધો તોલો, સાકર અરધો તોલો, ઘી સાથ મેળવી રોજ સવારે ભુખે પેટ ખાવું. મુરબો બે તોલા, આમલાના ઘી સાથે સવારે રોજ ખાવો.

ક. માથાના દુખાવા માટે—આમલાનો ભુકો ૦। તોલો તેટલીજ સાકર સાથ મેળવી રોજ સવારે ઘી સાથે ખાવો.
આમલા, નીળોફૂળ, કેસર ને ગુલાબજળમાં છુદી લેપડી કરી માથા ઉપર મુકવી.

ખ. શરીરની ગરમી તથા ઉકલાટ—શરીરની ગરમી મટાડવા માટે આમલા, ૦। તોલો, કાળી દરાખ ૦॥ તોલો અને મધ ૧ તોલો એ સર્વેને પાણી સાથે મેળવી ગાળીને પીવું શરીરનો ઉકલાટ નરમ પડે

ગ. કાઠો—આમળાંના ઝાડને ઉકાળી, બાળીને ગોળ જેવો ઘાહડો બનાવે છે, તેને સુકવે છે, તે કાઠાની બરાબર કામ કરે છે.

ઘ. ગદ્દલુ પાણી હોય તેમાં આમલાનો ભુકો જરા નાખી ડોહવીને ઠરવા દેવુ, તો પાણી નીતરૂ થાય છે.
ફટકી ૧ વાલ, ૧ ગેલન પાણીમા નાખવાથી પાણી ચોખ્ખુ થાય છે.

ચ. કોડ માટે—આમલાનો ભુકો તોલો અરધો પાણી સાથ રોજ સહવારે ખાવો. યાને આમલાના ભુકાને પાણી સાથ મેળવી કોઢ ઉપર મસળવુ અને સુકાવવા દેવો.

છ. બળબુદ્ધી વધે—આમળા અને તલ સભાગે મેળવી તેમાથી ૦॥ તોલો લઇને, મધ સાથ મેળવી, રોજ સહવારે ૧૪) દીન ખાવો
ચામડી સાફ થાએ—આમળાનો ભુકો શરીરે રોજ નાહાતી વેળા મસળે તો ચામડી સાફ થાએ. આમળાનો ભુકો સરીરે રોજ નાહતી વેળા મસળે તો બહુ ફાયદો થાએ.

જ. કોહવાંટ અને નીકળતુ લોહી—અટકાવવા માટે આમળાનો રસ પીવામા બહુ સારો છે.

ઝ. ઊનવા—શરીરે બળતરાં બળે ત્યારે ૧) તોલો આમલાનો ભુકો ૦॥। સેર પાણીમાં ૦॥ કલાક ભીજવી, તે ગાળી. અંદર શાકેર નાખી પીવું
તુકમરીઆના બી ૨) તોલા, સાકર ૪) તોલા પાણી, શેર ૦॥। એને ૩) કલાક પલળવા દઈ ગાળીને પીવુ.

ટ. કમળો દુર થાએ—આમલા, સુનાગેરૂ, હલદર સંભાગે પાણીમાં ઘસી આંખે આંજે.

ઠ. કંઠ બેઠેલો ઉપડે—આમળાનો ભુકો ૦॥ તોલો દુધમાં ઉકાળી પીવો.

## આખ.

ક. આંખના વધુ ખેચાવાથી, ભમરી, મગજની અસાંતી, હીસતરીઆ થાય છે, રાત્રે ઊંઘ ન આવે, ગમગીની પેદા થાય, ફીકર થાય, મગજમાં ગભરામણ, બોલવામાં તોતરાટ થાય, ને પીવાની દવાથી ફાયદો ન થાય તો તેની આંખ તપાસી આખે ચસમો પહેરાવે તો બધુ દુખ દુર થાએ



## ઇંદ્રામણા (ઇંદ્રવાએના)

ખ. સ્તનપાક—સ્ત્રીની છાતી પાકે, ધાવણની ગાઠ બંધાય—એ માટે ઇદરામણાના મુળને પાણીમાં ઘસીને છાતીએ ચોપડે છે



## ઇંદ્રિવાએના (ઇંદ્રવણા)

એકસ્ત્રેટ કોલોસીંટ—ઇંદ્રવણાના ફળના ગરનો એસીરો છે એ ફળનો ભુકો પણ થાય છે. જુલાબ માટે આ આખુ ફળ ઊપયોગી છે. મગજના તેમજ આખના ખરાબ રસ માટે આનો જુલાબ સારો છે. ભુકાની માત્રા એકથી બે માસાની છે.

ગ બાલ સફેત કાળા થાય—ઇંદ્રવણાના બીનું તેલ, બાલ ઉપર ઘણા દીવસ ચોપડે તો બાલ કાળા થાય.

ઘ. અનતરગળ—ઇંદ્રવણાને છુંદીને લેપ બનાવી ૩ દીન સુધી ગોળી ઊપર બાંધે તો અનતરગળ નરમ પડે છે.

ચ. ઝાડો અને પીસાબ એક પહોરમાં છુટે છે—એનું મુળીઉં તોલો ૦॥ પાણી સાથે પીવામાં આપવું.

છ. જલંદર માટે—ઇંદ્રવણાનું એક ફળ તાજુ બસેર પાણીમાં ઉકાળી પાસેર રાખીને પીવું.

જ. જુલાબનું સરબત—ઇંદરવણાની છાલ બે ભાગ, પાણી દસ ભાગ ઉકાળીને બે ભાગ રાખવુ. જેટલી છાલ એટલી ખાંડ નાંખી સરબત બનાવવો. બે તોલા સરબત પાણી સાથ એકવાર પીવું.

ઝ. સોજા માટે—એની જડ પાણીમાં ઘસી ગરમ કરી લગાડવી.

## ઇંદ્રિયણુ=ઇંદ્રાવણુ=ઇંદ્રિવળીનું ફળ=ઇંદ્રવણું

ક. સ્ત્રીના થાનમાં શકતી વધે—ઇંદરાવણના મુળને ચોખાના ધુણમાં ઘસીને (ઓતરી ઉપર નહી) પણ ઓતરાની આસપાસ થાન ઉપર લગાડે.

ખ. અજીરણુ દુર થાએ—ભુખ લગાડે—ઇંદરવણનું ફળ લઈ તેની ગાબડી કાહાડે તેની અંદર અજમો અને કાળા મરી ભરી ગાબડી પાછી મારી સુકાવે એના ચુરણની ભુકી ૦। તોલો પાણી સાથ ખાવી. ઇંદરવણાનુ ફળ જેટલુ વજને હોય તેનો ૧૬ મો ભાગ અજમો અને ૧૬ મો ભાગ મરી લેવાં.

ગ. સાપના ઝેહેર માટે—ઇંદરાવળી તાજુ તેનો રસ ૧) તોલો દરદીને પીવાડે અરધા કલાક પછી વામીટ થઇને ઝેહેર ઉતરે શરીર તપી આવે ત્યારે નવટાંક ઘી દરદીને પાવું અને ઉંઘવા દેવું નહી.

ઘ ગોળીનો સોજો, અડવદ્ધી—ઇંદરવાણીના મુળનું ચુરણ ૧) તોલો એરંડીઉં ૨) તોલા ગાયનુ દુધ ૪) તોલા આટલું ફકત ૩) દીવસ ખાએ તો ફાયદો થાએ જો ૨૦) દીન ખાએ તો જનમમા આ વ્યાધી પાછો થાએ નહી.

ચ. બાલ વધે, બાલ કાળા થાએ—ઇંદરાવણીના બીનું તેલ લગાડવા થી બાલ વધે અને કાળા થાએ.

છ. આંખના પરવાળાં, આંખમાં બાલ ઉગે—તે માટે ઉપાય ઇંદ્રવણના લીલા ફળમાં સુરમાનો કટકો મુકવો. તે ફળ સુકાએ ત્યારે સુરમો અંદરથી કાહાડી બીજાં લીલાં ફળમા મુકવો, તે સુકાએ ત્યારે સુરમો અંદરથી કાહાડી ત્રીજા ફળમાં મુકી સુકવવું. ત્રીજીવારના ફળને સુરમા સાથે બારીક ભુકો કરીને આંખે અંજન કરવું

જ. બરોળની ગાંઠ મટે—ઇંદરાયણના ફળમાં લાહોરી મીઠું ભરી તેના ઉપર ઘઊંના લોટનું પર કરી ચુલામાં બાફવું—ફળને બાળવુ નહી તે ફળને નીમખ સુદ્ધાં વાટીને ભુકો કરવો—તેમાંથી ૦। થી ૦॥ તોલો પાણી સાથે રોજ સહવારે ખાવું.

ક. સ્ત્રીને અટકાવ ન આવે તે વેળા ઇંદ્રાયણના મુળના ૦। તોલા ભુકાની પોટલી કરી વાપરવાથો ફાયદો થાય છે,

ખ. હરસ મટે—ઇંદ્રવાયણાની જડ પાણીમાં ઘસીને હરસ પર લગાડે.

ચાંદ્યડ દુર થાએ—આ છોડના પાંતરાંને પાણી સાથ છુંદી તેનો રસ કાહાડી છાટવામાં લીએ.

ગ. સ્ત્રીને માથે આવવું થાએ—સ્ત્રીની યોની આગળ આ ફળની ધુઈ આપે.

દુખતા દાંત નરમ પડે—એની જડનો ભુકો દાંત ઉપર ઘસે.



## ઇસપગુલ.

ઘ. મરડા માટે—ઇસપગુલના બીઆ, ०॥ થીં ૧ તોલો લાલખાડ સાથે ફાકવાંથી મરડો મટે, લોહી બંધ થાએ.

ઇસિપગુલ એક તોલો, સાકેર અરધો તોલો, પાણીમા અરધો કલાક ભીજવી દરરોજ એકવાર પીવું. લોહી બધ પડે, અને મરડો સારો થાએ.

ચ. લોહાનો ઝાડો થાય તો ઇસપગુલ ०। તોલો સેકીને છુંદીને દહીં સાથે ખાવો. ઝાડામાં અગન લાગતી હોય તો સાકેરબી સાથે લેવી.

છ. સોજો—શરીર ઉપર હોય તો તે ઊપર ઇસિપગુલનો લેપ કરવો.

જ. લોહીનો ઝાડો થાય ત્યારે ઇસબગુલનો અથવા એખરાનો લુઆબ સાકેર સાથે આપવો.

ઝ. મરડા માટે—કબજીઆત માટે—તરસ મટે—ઇસિપગોળ ०॥ તોલો ખાંડ ०। તોલો મેળવી, ફાકી મારી, ઉપરથી પાણી પીવું.

અથવા એનો લોઆબ કરી ૫) તોલા સહવાર બપોર સાંજ પીવાડવો.

લોઆબ માટે ૨) તોલા ઇસિબગોળ અને ૧) શેર પાણી મેળવી ०। કલાક રહેવા દેવું પછી લુગડાએ ગાળીને વાપરવું.



## ઈંડું.

ક. ઇંડાને કોહોતા અટકાવવા માટે—મીઠામાં મુકો અથવા મીઠાના પાણીમાં રાખો, વેસેલાઈન ઊપર લગાડો તથા મીણ તાવી જરા થડું પડે અને ઇંડા અંદર બોળી કહાડો, ઊપર કવર થાય તો બહુજ વખત સુધી કોહોવાટ લાગે નહી, એક વરસ સુધી સારી હાલતમાં રહી શકે

ખ. ઢીલી નસો મજબુત થાય—ઇંડાની દાળ ઘી સાથ અથવા તેલ સાથ મેળવીને લગાડે તો નસોમા જોર આવે અને માઉસ કઠણ થાએ

ગ. પુરૂષાટન આવે—કાચા ઇડાની દાલ ૧. ૦ા તોલો મધ, ૧ તોલો ઘી, મેળવી એકવીસ દીવસ ખાવો. બ્રહ્મચારી એક મહીના સુધી રેહેવું.

ધ. નાસુર સારૂં થાય—ઇડાની જરદી અને મીઠુ, લીમડાના ઝાડની સળીથી મેળવીને મુકવું.

ચ. દાંઝેલા માટે—ઇંડાની સફેતી તેલમાં મેળવીને ચોપડવી.

છ. મોચકાયલા ભાગ માટે—ગરમ પાણી નાંખી સેકવુ. ઇંડાની સફેતી માં ગેરૂ મેલવી ગરમ કરી લગાડવું પછી આસપાસ તાપ લગાડી સેકીને લેપને સુકવવો.

જ. નાસુર માટે—જેટલી જાડી જોઇએ તેટલી રૂની જોત બનાવી તેને ઇંડાની સફેતીમાં બોળી નાસુરમાં મુકવાથી સારૂ થાય છે.

ઝ. ઇંડાનુ તેલ કાઢવાની રીત—બાફેલા ઇંડાની દાળને ભુદો કરી ગરમ દારૂમાં અથવા બ્રાંડીમાં મુકવું. ઘણે વખતે તેલ દારૂ સાથે મલી જશે તેને ગાલીને તડકે મુકવું. દારૂ ઉડી જશે ને તેલ રહી જશે.

ટ. બાફેલા ઇંડાની દાલને લોખંડના વાસણમાં બહુ સેકવી, તે બલીને કાલી થશે. ગરમી ચાલું રાખવાથી તેલ છુટુ પડશે.

ઠ. પુરૂષાતન, લકવો, લોહીને ફરતું કરવા અને શરીરે ગરમી લાવવા ઇડાનુ તેલ મસળે છે. પાંચથી પદર ટીપાં તેલ ઉપલા દરદો માટે દુધમાં સવાર સાંજ પાવામાં આવે છે.

ક. બચ્ચાંને શકતી આવે--એક તાજા ઇંડાની સફેતી, ચાલીસ ઘઉં ભાર ખાંડ, અરધો શેર પાણી એની મેળવણી કરી તેમાંથી બબ્બે તોલા પાણી દર બબ્બે કલાકે બચ્ચાંને આપવું.

ખ. શરીરે ગરમી આવે—ઇંડાની કાચી દાલ એક તોલો, બ્રાંડી ાા તોલો અને ત્રણ તોલા પાણીની મેળવણી કરી દરદીને ગરમી લાવવાને માટે આપે છે.

ગ. પુસ્ટી માટે--ઇંડાની કાચી દાલ, મધ, ઘી ખોરાક તરીકે લેવાય છે.

ઘ. શરીર ઉપરથી લોહી નીકળતું અટકે છે—ઇંડાના કોટલાની રાખ લોહી નીકળતું અટકાવવા માટે જખમ ઉપર દાબે છે.

ચ. ઇંડાની કાચી સફેતી અને ચુનાની તાજી ફાંક મેલવી સીમીટ બનાવી તે કોરીના ભાગેલા વાસણને ચોંટાડવામા વપરાય છે.

છ. કાચા ઇંડાની દાલને ચાહ તથા કાફી સાથે મેળવ્યાથી દુધની ગરજ સારે છે. ઇંડાની કાચા દાળને ખાંડ સાથે મેળવી સુકવીને ચાહમાં વાપરવાથી દુધની ગરજ સારે છે.

જ. માથાનો ખોરો--ઇંડાની કાચી દાલ માથા ઉપર મસળવાથી માથા નો ખોરો નીકલી જાય છે. વાળ બહુ સુવાળા થાય છે. કાચા ઇંડાની દાલ ચામડી ઉપર મસળવાથી ચામડી સુવાળી થાય છે અને તેજ વધે છે.

ઝ. ઇંડાને ઘણા દીવસ સુધી નીમકમાં રાખ્યાં હોય તો તાજાં રહી શકે છે. ઇંડુ તાજુ હશે તે પાણીમાં ડુબી જશે અને અરધુ બગડેલુ હશે તે પાણી વચે તરશે અને કોહેલું હશે તે પાણીની સપાટી ઉપર તરી આવશે.

ટ. દસતાન બંધ પડે—ઇંડાના કોટલાની રાખ ૧ પૈસાભાર લઇ ઠંડા પાણી સાથ પાંચ દીવસ સુધી રોજ એકવાર ખાએ તો દસતાન બંધ થાય અને ફરી આવે નહીં.

ઠ. શકતી આવે--મરઘી તથા મોરના ઇંડાના કોચલાની રાખ બનાવી ૧થી ૧ાા વાલ, પીપર બે વાલ, મધ સાથ મેળવી રોજ ખાએ તો મરદ તેમજ ઓરતને શકતી આવે.

## હીંગ—હીંગ—વઘારણી.

હીંગ એ હીંગોતરીના ઝાડનો રસ છે.

ખ. ચોઠીઆ તાવને અટકાવવા માટે-હીંગને જુના ઘી સાથે ઘસીને સુંઘવાથી તાવ જાય છે.

અફીણુની વખારમા હીગ રાખો તો અફીણ મટોડું જેવુ થઇ જશે કસ બધો નીકળી જશે.

હીંગની વાસ વઘારનુ જીરૂ ખાઈ જાય છે.

હીગની વખારમાં જીરૂં નાખો તો હીંગ મટોડાં જેવી થશે. કસ બધે નીકળી જશે.

ગ. હીંગ ખાવાથી મરડો થયો હોય તથા પીસાબ બધ થઇ હોય તો દરદીને વઘારનું જીરૂં સુઘાડવુ અથવા ખવાડવું.

અદગરી માટે–હીગ વાલ બે, ઘી સાથે ખાવી.

ઘ. હીંગ કરમનો નાશ કરે છે. દાંતમા દાબવાથી દાંતનું દરદ નરમ પડે છે

ચ. વાળા માટે—હીગ અને મહનો લોટ શંભાગે લઈ લેપડી કરીને મુકવો,

છ. દાઝેલા ઉપર હીગ પાણીમા મેળવી ચોપડવી, હીગ હંમેશા જરા ગરમ કરયા પછી વાપરવી હીગ ખાનારની પીસાબમાંથી હીંગનો વાસ નીકળે છે હીંગ ગરમ કરવાથી તેનો કશ વધે છે.

જ. હીંગના પાણીમાં જુવાર અથવા ઘઉ ભીજવી સુકવવા, તે ઘઉ પક્ષીને ખાવામાં આપે તો પક્ષી તરત બેશુદ્ધ થઇ પડે. તે પક્ષીને તરત જરા ગરમ પાણીમાં બોળી કહાડો તો પાછું હોંશીયાર થશે.

ઝ. અફીણનું ઝેર ઉતારવા માટે—દસ ચોખાપુર હીગ ફુલવીને પાણી સાથે પાવી. જેટલું અફીણુ ખાધું હોય તેથી બમણી હીગ ખાવી જોઇએ.

ટ. મલેરીઆ તાવ અટકાવવા માટે—સરદીવાળો તાવ અટકાવવા માટે શાક સાથે હીંગ ખાવી.

ઠ. કબજીઆત માટે-એલીઓ તથા હીંગ સરખે ભાગે લઇને તેમાંથી ૧થી રાતરે ખાવી.

હીંગ પેટનો પવન બહાર કહાડે છે. આંતરડું ઝોળીમાં ઉતરી પડે ત્યારે કોઇવાર પેટનો પવન બહાર કાઢવાની જરૂર જણાય છે. તે વેળા

દરદીને હીંગ ખવાડે છે. હીગ ઉંગ લાવવાની ખાસીઅેત ધરાવે છે.

ક. હીસતીરીઆ—અને તેની સાથની ગમગીની દુર કરવામાં હીગ વાપરવામાં આવે છે,

ખ, દેવાના માણુસને હીંગનું અંજન કરવાથી ફાયદો થાય છે—હીગ વાલ પાચ, મરી તોલો એક, મેથી તોલો એક, નગોડનો રસ તોલા બે ખરળ કરી બારીક અંજન આંખમાં કરવાથી ફાયદો થાય છે.

ગ. કોલેરાની ગોળી—હીગ, મરી, અફીણુ, દરેક વસ્તુ એકેક ગ્રેઈન લઇને તેની ગોળી બનાવવી અને ત્રણુ ત્રણુ કલાકે એકેક ખવાડવી.

## ઇસેસ.

ઘ. અંતરગળ માટે—ઇંસેસ, હીરાદખણુ, એલીઓ, હીરાબોળ. કપડછંડ કરીને માછલાના પોતાના (આઈસીગ ગલાસ) તથા સરસના પાણીમાં ગરમ કરી લેપનો પટો કરી લગાડવો.

## ઇપેકેકયુના.

ચ. સસણી—બચ્ચાંને થાય તો વાઈન ઇપેકેકયુનાના ટીપાં દશથી પચાસ સુધી પાણી સાથ પાવાથી ઝાહાડો ઉલટી થઈ નરમ પડશે.

છ. લીવર એબસેસ કલેજું પાકેલુ—હોએ તો વાહાડ કાપ કરીઆ વગર સારૂ થાએ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઇપેકેકયુના પાઉડર... | ... | ... | ... | ગ્રેન. | ૨૦. |
| એશીદટેનીક | ... | ... | ... | ,, | ૧૦. |
| કેલોમેલ | ... | ... | ... | ,, | ૧. |

એની મેળવણી કરી ૧. પાઉડર બનાવવો.

આવો ૧. પાઉદર સહવારે અને બીજો સાંજે ખાવો. ડા૦ મુર સાહેબનો વખાણુયલો ઇલાજ એ છે.

સુદાર પાઉદર આકરાનાં ઝાહાડના મુળની છાલનો એ ભુકો ઇપેકેકયુના રૂટના સઘળા ગુણોને મળતો છે.

બલોહોર કલેજાંના દરદ—માટે આકરાના પાંતરાં અથવા મૂળનોં ભુકો બલોહોર અને કલેજાના દરદો ઉપર ખવાય છે.

ક. ઉપળીઉં, ખાંસી, સરદી વગેરે બચ્ચાંને માલમ પડે, તો વાઇન ઇપે-
કેકયુનાના બે ટીપાં પાણી સાથ દીવસમાં ત્રણ વાર પાવાં.

ખ. કલેજું-(લીવર) પાકેલુ હોય, સોજો આવેલો હોય કે ફાટેલુંબી હોય
તો ડા॰ મુર મજબુત ભલામણ કરે છે કે, વીસ ગ્રેન ઇપેકેકયુંના
રોંજ આપવુ. બીજો અનુભવી દાક્તર આજ ઉપાય કબુલ કરી
જણાવે છે કે દરદીને વામીટ ન થાય માટે એની સાથ દશ ગ્રેન
એસીદ ટેનીક અને એક ગ્રેન કેબોમેળ ઉમેરવું જોઇએ. પંદર દીવસ
સુધી આ મુજબ દીનમાં બે વાર પાવું.

ગ. ઇપેકેકયુના વાઇનિ પાંચ ટીપાં પાણીમાં નાંખીને બચ્ચાંને સસણી, છાતી
નું બોલવુ અને ખાંસી માટે દીવસમાં ત્રણ વાર આપવા.

ઘ. ગુજર્ની ખાંસી, એને દાબા અથવા પાનેર લાગવુ કહે છે.

ચ. ગુજની ખાંસી માટે—ઇપેકેકયુના પાઉડર, ગમ એમોનીઆક, સ્કુઇલ,
દરેક દસ ગ્રેઇનિ મેળવી તેના આઠ ભાગ કરી એકેક ભાગ મધ સાથે
આપવો. દીનમા ત્રણવાર આપવું.



## ઇથર.

છ. માથાનો દુખાવો—જે તરફનુ માથું દુખે તે તરફના કાનમાં ઇથરના
પાંચ ટીપા મુકવાથી દુખાવો તરત નરમ પડે

જ. પીસાબની પથરી પડી જાય—સ્પીરીટ ઇથિર નાઇતર એક દ્રામ, પાણી
દોઢ આઊસ એક વખત આપવુ. આ મુજબ દીનમાં ત્રણવાર પીવા
થી પથરી પડી જાય.

ઝ. દાંતના દુખાવા માટે—ઇથર સલફીઉરીક અને લાડેનમ મેળવીને દાંત
ઉપર મુકવું,



## ઇંટ.

ટ. હાંડકું ભાંગેલું સંધાય—ઘણી જુની પાકી ઇંટને બારીક વાટી ૦ તોલો
ભુકો દુધમાં મેળવી ચોખામાં રાંધી ત્રણ અઠવાડીઆ સુધી ખાવામાં
લે તો ભાંગેલુ હાંડકું આપો આપ સંધાય છે.

ક. પથરી નીકળે છે—જુની ઇંટનો ભુકો ૦। તોલો અને ખાંડ બુરૂ ૦॥ તોલો દરરોજ ફાકવું.



## ઇંદ્રિજવ.

ખ. જુ તરત મરે—ઇંદ્રજવના બીનો ભુકો મસળે તો જુ તુરત મરે.
મરડો મટે—ઇંદ્રજવને ભુંજીને સાકેર સંભાગે મેળવી તેમાંથી ૦॥ તોલો ફાકી દીવસમાં ૩) વાર મારવી.

ગ. દસ્ત આવે—ભુજીઆ વગરની ઇંદ્રજવની ભુકી ૦॥ તોલો પાણી સાથ ખાવી.



## ઉતરાન

ઘ. સ્ત્રી કસ્ટાતી હોય તે છુટે—ઉતરાનનુ મુળીઉં લાવી સ્ત્રીને જમણે પગે બાંધે તો તરત છોકરૂં બહાર આવે અને આરામ થાય.

ચ. છોકરૂં આડુ પડેલું તથા મરી ગયલું છોકરૂં બહાર પડે છે—ઉતરાનનું મુળ લાવીને સ્ત્રીને જમણે પગે બાંધવું.



## ઉપલેટ.

છ. જુ માથાની મરે—ઉપલેટ, વજકાવલી સંભાગે મેળવી ૧) તોલો લેવી, તેને ૭) તોલા તલના તેલમાં ઊકાળીને તે તેલ ૭) દીન માથામા મસળવું.

જ. આગરૂ જાએ—ઉપલેટ ૭ ભાગ, પાપડીઓ ખાર ચાર ભાગ મેલવી દાંતે ઘસવું. દાંતમાંથી નીકળતો આગરૂ સારો થાએ.

ઝ. દારૂ પીધેલાનું મોહોડું વાસ મારે તે બંધ થાય—ઉપલેટ, એલચી, વાળો, જેઠીમધ. સંભાગે પાનના રસમાં ગોળી એક વાલની કરી મોઢામાં રાખવી.



## ઊતકંટો = દારૂડીઓ. ઊતકંટાઓ.

ક. મસા હરસના નરમ પડે—દારૂડીઆના બીનો ધુમાડો આપે.
વીર્ય વધે=શકતી આવે--ઉતકંટાના જે છોડને ૧) જ મુળીઉ હોય. તે મુળીઆંનું ચુરણુ ०॥ તોલો અને દુધ ०॥ શેરઉકાળીને રોજ પીવું.



## ઊંબરો.

ખ. આતસક-વીસપુટક માટે--ઉમરાના ઝાહાડના પાતરાની રાખ ०। તોલો પાનમાં મુકી રોજ ખાવી.

ગ. દાઝેલા શરીર ઉપર ઉમરાની કુંપર દહીમાં વાટીને ચોપડવી.

ઘ. જખમ—જખમ માટે ઉમરાનું દુધ લુગડામાં નાંખીને જખમ ઉપર મુકવું. આ દુધ જખમ ઉપર પોપડી બાઝી લોહી બંધ કરે છે.

ચ. વીચ્છુનો દંખ ઉતરે—ઉબરાના પાતરાને હાથ વતી અથવા મોંઢાથી તોડી તેનો રસ કાહાડવો. દરદીને ઉભો કરવો દંખ ઉતારનારે તેની સામે ઉભા રહેવું. દંખ જો શરીરની જમણી બાજુ હોય તો દંખ ઉતારનારે પોતાના ડાબા હાથના ખભાં આગળથી પેલો રસ મસળતો મસળતો આંગળા આગળ આવે. દંખ ડાબી બાજુ હોય તો જમણા હાથપર રસ જોરથી મસળે.

છ. સોમલના ઝેહેર માટે ઉંબરાના ૧૦ પાતરા વાટી તેનો રસ પીવાડે. ત્રણ ત્રણ કલાકે ૩ વાર પીવાડે.

ઓકારી ગર્ભવાળી સ્ત્રીને હોય તો ઉમરાના પાકા ફળ ખવાડવા



## ઊંબરોકાળો = ભોં ઊમરી, અંજીરે હસ્તી.

જ. ભોં ઊમરીના છોડ થાય છે, તેના છેક ચડમાં ફળ આવે છે.

| | |
|---|---|
| ભયંકર રકટપીટ, લોહી ગમે ત્યાંથી નીકળે. દુઝતા હરસ, કમળો, લોહીનો સુધારો, પીસાબે પડતો ધટ પદાર્થ. | આ માટે તાતકાળી ઉપાય છે. આસવ બનાવવાની રીત. ભોં ઊમરીના મુળ ૧૪૦ તોલા. જેઠીમધના મુળીઆ ૪૦ તોલા. |

| | |
|---|---|
| બીલીના મુળ | ૧૦ તોલા. |
| ગોખરૂ | ૧૦ તોલા. |
| પાણી | ૫૦ શેર. |

એ બધાને ઉકાળી ૨૫ શેર પાણી ગાળી લેવું તેમાં નીચે મુજબ મેળવવું.

ક. ચીનીકબાબ, સુંઠ, પીપર, મરી, જાયફળ, સુખડનો ભુકો, ચીત્રકમુળ, લવગ દરેક ૩ તોલા, કાળી દરાખ ૨૫ તોલા, ધાવરીના ફુલ ૨૫ તોલા, દેશી ગોળ શેર ૧૦ મેળવી એક બરણીમાં ૨૦ દીન રહેવા દેવું. પછી બાટલી ભરી મુકવી. જેમ જુનો થાએ તેમ એ આ સવ નીતરો બને છે. પીવાનુ વજન ૨ થી ૪ તોલા દીવસમાં બે વાર ખાધા પછી લેવું.

ખ. ભોંઊમરીનું ચુરણ--ઉપર મુજબ ગુણ બતાવે છે ચુરણ બનાવવાની રીત; મુળીઆંને ખાંડી ભુકો કરવો, તે ભુકાને ભોંઊમરી ના આખા છોડના રસમાં ૩ પટ આપવા, સુકવીને ભુકો વાપરવો ૦। થી ૦॥ તોલો દીનમાં ૩ વાર.

વીસફુટકના ચાંદાં જખમ રૂઝે--મુલ્યાની રાખ બનાવવીને તે રાખને આખા છોડના રસમાં ૪ વાર પટ આપવો. તેનો ભુકો જખમમાં દાબી પાટો બાધે તો એકજ વખતમાં ધાહ રૂજાએ. ઘીમાં મેળવી મલમ કરીને બી વપરાય છે.



## ઉનાફ.

ગ. લોહી સુધારનાર—ઉનાફના દાણા પાંચ, સાદરા માસા નવ, ખામીના બીજ માસા ત્રણ, એદાણા માસા પાંચ, ખુબકળા ७ માસા, સાકેર તોલા બે. મરેટી માસા ७, આ સઘળાને ૦॥ શેર પાણી માં ભીજવી આખી રાત રાખી ઊકાળીને સહવારે પીવાથી લોહી સારૂં થાય છે.



## ઉંદર.

ક. ઝેહેર—ઉંદરના કરડવાથી ઝેહેર ચડે છે, શરીરે ચાઠાં પડે, ધાહડા પડે ત્યારે અંકોળનું લાકડું ઘસીને પાવું અને ધાહડાં ઉપર ચોપડવું. દરદીને માટી ખવાડે તો ઉંદરનું ઝેહેર હોય તો માટીનો સ્વાદ ખાટો લાગે.

ખ. પીસાબ છુટે—ઉંદરની લીંડી અને સુરોખાર વાટી પીરૂ ઉપર લેપડી મુકવી. ઉપર મોળાના પાંતરાં બાંધવા, તેથી પીસાબ છુટે છે.



## ઉંધાફુળી.

ગ. આ છોડ તુવરના ખેતરમાં થાય છે. અને કેટલાક ગામોમાં બારે માસ ઉકરડા ઉપર રહે છે. આ છોડ ચાર ઇંચ ઉંચા રહે છે. એના પાતરાં લંબગોળ છે, પાંતરાની સીધી બાજુ લીલી અને ઉંધી બાજુ સફેદ રહે છે. આ છોડ ગુચ્છા રૂપે થાય છે. દરેક પાનના મુળમાંથી ફુલ નીકળે છે. ફુલનું મોહ મુળ તરફ રહે છે તેથી એને ઉંધાફુળી કહે છે. ફુલનો રંગ ધોળો, લીલો અને લાલ રહે છે.

ઘ. શરીરનો કોહેલો ભાગ—શરીરના કોહતા ભાગ ઉપર આ છોડની લેપડી મુકવાથી બહુજ સારો ફાયદો થાય છે. કોહવાટ તરત બંધ થાએ છે, અને તે જગાએ રૂઝલાવે છે. શરીરના કોહતા ભાગને ઘણીવાર કાપી નાંખવો પડે છે. પણ આ છોડનો ઉપયોગ થાય તો વાહાડકાપની જરૂર પડે નહી. દેશી વઇદાંએ ઘણા વખતના કોહવાટવાળા કેસો અને કાપી નાંખવા લાયક કેસોને મલમ પટાથી અને છાલાપાલાથી દરૂસ્ત કીધેલા, એવા દાખલા ઘણા છે.



## એલીઓ.

ચ. કુતરાના ઝેહેર માટે—એલીઓ એક વાલથી ૫ વાલ સુધી બાજરીનું થુલું ૦। તોલો એની ફાકી સવારે અને સાંજે આપવી.

છ. ખીલ થાય તે માટે—એલીઆની ગોળી વટાણા જેવી જુલાબ માટે વાર વાર લેવી.

ફ. દરાજ માટે—એલીઆને સરકામાં ગાળીને લગાડવો. એલીઆને સરકામાં મેળવી, ગાળી સુકવીને ગોઆ પાઉડર માફક વાપરવો.

જ. જલંદર—એલીઓ, અને ઇન્દ્રવણાનું ફળ વાટીને પેટ ઉપર મુકવું.

## એસીડ સલફીઉરીક એરેમેટીક.

અ. પથરી એ જાતની હોય છે તેમાં એક સફેદ ચુનાના જાતની અને બીજી હાથ વડે મસલાય તેવી હોય છે તે માટે ખટાસવાળી દવા સારી છે. તે માટે એસીદ સલફીઉરીક આરોમેટીક પીવામાં ચાલુ રાખવું. ગમએમોનીઆક=ઓસોક=સમભેબળ

ઇ. ગુરદાની પથરી, તલ્લીનો સોજો, ગાંઠીઓ વા, અને સંધીવાને માટે સારો છે.

## એમોનીઆ કારબોનસ.

અ. સરદી જે માણસને જલદી લાગુ પડયા કરતી હોવ તેને એમો નીઆ કારબોનસ આપવું.

## એરનદીઓ.

છ. માથાનો દુખાવો--એરનદીઆનું મુળ પાણીમાં ઘસીને માંથે લગાડે અને પગના તળીઆંમાં ઘસે તો ગરમીથી ચઢેલું માથુ ઉતરે.

જ. મુરગીનો દરદ, બોલવાનું ભાન ન હોય તે પારો, કનેરની જડ, પીપર, અકળગરો દરેક તોલા ૨, ચીનીકબાબ તોલો ૧, ગંધક તોલા ૪, મરી તોલા ૨, તનકનખાર તોલા ૨, સુંઠ તોલો ૧, ખાંડ તોલા ૪, એ બધાને ભાંગરાના રસમાં મેળવી ચીનીબોર જેવી ગોળી બનાવી, તેમાંની ૧ ગોળી સહવારે અને ૧ ગોળી

ઝ. કમળો—સાંજે એક વરસ સુધી ખાવી, કમળા માટે એરનદીઆના પાતરા નો રસ તોલા ૪ ગાયનું દુધ તોલા ૪, મેળવીને દીનમાં બે વાર પીવુ.

## એલચી.

ક. ગર્ભને નુકશાન પોહોચે--ગર્ભવાળી સ્ત્રી ઘણી એલચી ખાયે તો નુકશાન થાએ.

## ઓથમી જીરૂં—ઊંટીઊ જીરૂં

ખ. સગ્રહણી=મરડા માટે ઓથમી જીરૂં તોલા ૦।, દહી ૦॥ તોલા સાથ મેળવી દીવસમાં ૩ વાર ખવાડે.

## કમોઇ.

ગ. હરસ માટે--કમોઇનું મુળીઉ પાણીમાં ઘસી દશ દીવસ પીવું. તે પાણીમાં બે ખજુરની પેસી આખી રાત ભીજવી રાખી, ચોળીને ગાળીને પીવું.

એના ઝાડના પાદડાં આમલીના ઝાડ જેવાં અને એના ફળ ફાળસા જેવા છે.

ઘ. સાહી લખવાની—પાકા કાળા ફળને જરા પાણી સાથ નીચવ અંદર બાવળનો ગુંદર નાંખે તો લખવાની સાહી કામ ચલાઉ બને છે.

## કીરમજ.

ચ. કીરમજનો રંગ હોએ તેમાં જરા પોટાસ પરમેનગનેટ નાખે તો કીરમજનો રંગ ઉડી જાય છે.

જ. સ્ત્રી કસતાતી હોએ તો એક તોલો કીરમજ પાણીમાં વાટી ગાળીને એક વખતમાં પાઈ દેવું.

ઝ. હાથીપગ માટે એક તોલો કીરમજ પાણીમાં ભીજવી એકજ વખત પાવું.

## કરોલીઓ.

ક. ચોથીઓ તાવ અને હાફ્ન—કરોલીઆનું સફેદ પડ ગોળ સાથે ખાવાથી હાફણ અને ચોથીઓ તાવ મટી જાય છે.



## કનઈ.

ખ. ખડી માટે કનઈના મુળનો ભુકો અરધો તોલો દીનમાં ત્રણવાર ખાવો.



## કમરકસ.

ગ. ધાત સુધારે—કમરને જોર આપે છે, ધાતુ સુધારે છે. કમરકસ તુકમેરીઆના જેવા બી છે. ૦। તોલો કમરકસ અને ૦॥ શેર પાણી એ બધે ઉકાળી ગાળી ખાંડ નાખી પીવું



## કમલ ફુલ.

ઘ. કમલફુલ પાણી ઉપર થાય છે, પણ પાણીનો પસરાટ એને લાગતો નથી, ફુલમાંથી સરબત બને છે. જંતરમાં ગાળીને બનાવેલું સરબત ઘણો વખત રહે છે. રંગે સફેત છે ઉકાળાનું બનાવેલુ સરબત રંગે કાળુ છે અને જલદી બગડે છે. લીલા ફુલમાંથી બનેલો અરક ખુસબો સારી આપે છે.

ફુલની ખુસબો જાળવી રાખવા માટે આ ફુલની પાતરીઓને નીમકની સાથે મેળવા ગુલકણની માફક બરણીમાં ભરી મુકે છે.

માટે—કમળના ફુલના બી ઉપયોગી છે.

ચ. પીસાબ છોડવે, વીરયનો જોસ્સો નરમ કરે છે—કમળના બી પીસાબ છોડવે છે અને વીરયનો જુસ્સો નરમ કરે છે.



## કુઇનાઇન.

છ. કોલેરામાં દસ ગ્રેઇન કુઇનાઇન એકેક કલાકે આપે છે. એકેક કલાકે

ચાર વાર આપવું અથવા ઝાહડાનો રંગ પીલાસ ઉપર આવે ત્યાં સુધી આપ્યા કરવું.

ક. બેહેરાટ—કુઈનાઈન ઘણું ખાવાથી કાને બેહેરાટ થાએ છે. તે માટે એસીડ બરોમીક દાઈલુટના દશ ટીપાં પાણી સાથ દીનમાં ત્રણ વાર આપવા અથવા ગળોનો સત્વ બે વાલ મધ સાથે આપો તો બેહેરાટ જાએ.

ખ. બેહેરાટ માટે—ભુરાં કોહરાંનો રસ અથવા મુરબો ખવાડે તો કુઈ નાઈન ખાવાથી થયલો બેહેરાટ નીકળે. કુઇનાઈનની ગરમીથી ઉસકેરાએલા મગજના તંતુઓને બરોમાઈડ શાંત કરીને જડ બનાવે છે. પણ ગળો ગરમી ઓછી કરીને તંતુઓને ૫ મ કરતાં બનાવે છે. એટલે બરોમાઇડ પોટાસ કરતાં આ કામ માટે ગળોનો સત્વ વધારે સારો છે.

ગ. મરઘીને ૨) ગ્રેનની કુઈનાઈન પીલ્સ રોજ ખવાડી હોય તો મરઘી ૧) ઇંડું મુકતી હોય તે રોજ ૨) ઇડાં મુકે.



## કુતરી (કુતરીઉં) ઘાસ=ગોત્રી.

ઘ. કુતારાંના ઝેહેર માટે—કુતરીઆં ઘાસનો ભુકો તોલો ૦। ગોળ સાથ મેળવી દીનમાં ૩) વાર ખવાડવો, સારૂ થાએ ત્યાં સુધી ખવાડવું. પાણી બીલકુલ પાવુ નહી. પાણીને બદલે દુધ પાવું. અથવા કુત રીઆં લીલાં ઘાસના ફુલને પાણીમાં ભીજવી તેનો રસ કાહાડી ૧) ચમચો તે રસ, ૧) ચમચી મધ સાથ મેળવીને દીવસમાં બે વાર ૭) દીન સુધી પીવાડે તો ઝાડા વાટે જીવડા નીકળશે.

ચ. મુત્ર કચ્છ માટે—ચોમાસાના દીવસોમાં વાડામાં કુત્રી નામનું ઘાસ થાય છે તેના બીજનુ ચુરણ ૦। તોલો લઈ છાસની સાથે પીવાથી તરત દરદ નાશ પામે છે.

છ. સાપના ડંખ માટે—કુતરી ઘાસના રસનું અનજન કરવું. સુંઘા ડવું, ડંખ પર લગાડવું, લીલા ઘાસનો રસ સુકવીને તેની પતરી જ્યારે જોઇએ ત્યારે પાણીમાં મેળવી વાપરવી.

## કુરંજ.

ક. જુઆ જીવડા મારી નાંખવાનો એમાં ગુણ છે માથાના ખોળા અને ચામડીના દરદો માટે આખું ઝાહાડ વપરાય છે.

ખ. ચામડીના દરદો માટે કોઈ મલમ બનાવો તેમાં કરંજનું તેલ વાપરવું ફાયદાકારક છે.

ગ. સંધીવા માટે—એના પાંદડાં પાણીમાં ઉકાળીને તે પાણીથી સેક કરવો.

ઘ. ભગંદરની ઉપર એની છાલ અથવા પાંદડાની પોટીસ મુકવાથી ભગંદરનું મહોડું પુરાઈ જાય છે.

ચ. વાસ મારતાં ચાઠાં અથવા બગડેલી ચામડી ઉપર છાલ અને પાંદડાંની પોટીસ મુકાવ છે.

છ. કીડા—જે કોહોવાટ ઉપર કીડા હોય તે ઉપર પાંતરાની પોટીસ મુકવાથી કીડા તરી આવે છે.

જ. દાંતના કીડા—કરંજના ઝાડની ડાખલીનું દાટણ કરવાથી દાંતના કીડા મરી જાય છે.



## કાથો

ઝ. ખેરના લાકડાને પાણીમાં ઊકાળી કાથો બનાવે છે. એ ઝાડ ઉપર ગુંદર થાય છે. એના લાકડામાંથી ખેરસાલ તઇયાર મળે છે.

ટ. ગુલાબી ખીલી—કાથાને ગુલાબજળમાં પીગળાવીને તેને સુકાવે છે.

ઠ. તરસ મટે છે—કાથો ચુસવાથી તરસ મટેછે. તેમ સોપારી ચુસવાથી બી તરસ મટે છે અને ડુંક છુટે છે.

ડ. દરાજ માટે—કાથો અને ફણુસ પાપડો મેળવીને લગાડવો

ઢ. લોહી, રસી બંધ કરે—દાંતનું અને દસતાનનું લોહી કાથો અટકાવે છે. મોઢાની ગરમી ઊપર દબાય છે, ટાંકીના ચાઠાને ફાયદો કરે છે. ધાવણુની બોટરીના પડેલા ચીરાને રૂજવે છે.

ણ. દુધ વધે છે—કાથાબોળ- એ હીરાબોળ અને કાથાની બનાવટ છે. છોકરૂં જણવા પછી બાઇના ખાવામાં આપવાથી છાતીએ દુધ વધે છે.

ક. સોમલના ઝેહેર માટે—પેહેલી ઓકારી આપવી પછી પેટમાં ચુઠારા થાય તે માટે ૦। તોલો કાથો, માખણ અથવા દુધ સાથે દર ૦। કલાકે આપવો.

ચાંદા સારા થાય—કાથો અને મુડદાલસીંગ સભાગે લઈ માખણમાં મેળવી લગાડે.

ખ. મોંઢાની ચાંદી અથવા ગરગી માટે--પાન સાથ ખાવાનો કાથો ભુકો કરીને મોંઢામાં દાબવો. ગરમીની રસી મોંઢામાં એકઠી થવા દેવી, મોંહું રસીથી ભરાઈ જાય ને તે બહાર કાહાડી નાખવી. દીવસમાં ચાર વાર કરવું. પેટમાં રસી જાય તો અડચણ નથી.

ગ. ચાંદીનો ઈલાજ—સુપારી બાળીને કોલસો કરી તેને કાથા સાથ મેળીને, દરદીના મોંઢાની થુક સાંથ લગાડે તો તરત રૂઝ આવે.

ઘ. હોળેદરવાલા દરદીને પેટમાં ચુઠારો થાય છે. તે ઉપર કાથો ખાવાથી સારી અસર થાય છે,

ચ. મોંઢાની ગરમી—ચાંદી વગેરે મોંઢામાં હોય તે ઉપર કાથો દાબવો. મોહું બંધ રાખવુ. મોઢું રસીથી ભરાઈ જાય ત્યારે રસી બહાર કાઢી નાંખવી



## કાયાકુટીનું તેલ.

છ. કાયાકુટીનું તેલ—એળચાનું તેલ—આ તેલ સંધીવા, નજળા અને હાથી પગ ઊપર લગાડે છે. એનો લીલો રંગ તાંબાને લીધે છે. તે વખત જતે ઉડી જાય છે. આ તેલ ચામડીમાં જલદી પચે છે તેથી અંદર ની નસોના દરદને જલદી ફાયદો કરે છે. એમા ટરપેનટાઈનની ભેળસેળ થાય છે.

જ. કાનની દવા—આ તેલ એક ભાગ, મીઠું તલનું તેલ સાત ભાગ મેલવીને કાનમાં ટીપા નાંખે છે. આ તેલને એલચાનું અથવા લેવડાનું તેલ કહે છે.



## કરેણ ઝાડ

ઝ. કરેણ ત્રણ જાતની છે, સફેદ, લાલ, અને પીળા ફુલવાળી. આ ઝાડ

ઝેહેરી છે. ઝહેરકચરાના જેવો ગુણ ધરાવે છે. એના ઉપર સીંગ થાય છે તેમાં ઇંદ્રજવના જેવા વીષજવ થાય છે એને કરણ ફળીઓ કહે છે.

ક. ધનસાર (એકસ્ત્રેકટ) કરેણનો બનાવવાની રીત...સીગને છુંદી પાણી છાંટીને રસ કાહાડવો. બે ત્રણવાર છુંદી રસ એકઠો કરવો, તેને લુગ ડાંએ ગાળી ચુલાપર, મુકી ઠંડા ઇગાળે બાળવું અને ગોળ જેવુ બનાવવુ. એ એકસ્ત્રેકટ ખાધામાં એક વખતે ૦ાથી પોણો ગ્રેન લેવામાં આવે છે. એના મુળ અને પાતરાંમાં બી એક સરખો ગુણ છે.

ખ. ખરફસાં ઉંપર એકસટરેકટ પાણી સાથે મેળવી લગાડે તો ખરફસ સારૂ થાય છે.

ગ. હરસ—કરણનો એકસ્ત્રેકટ એક ભાગ, ઘી સાત ભાગ મેલવીને હરસપર લગાડો તો સારૂ યશે.

ઘ. હરસ—કરણનું મુળીયું પાણીમા ઘસીને હરસપર લગાડે તો હરસ સારા થાએ. આ મુળીયું લગાડવાથી જરા બળતરા બળે છે.

ચ. ફુલું, મોતીઓ—આંખનું ફુલું તથા શરૂઆતનો મોતીઓ સારો થાએ ઉપર મુજબનો મલમ આંખે લગાડે અથવા અંગ્રેજી એકસ્ત્રેકટ બેલેડોનાનાં ટીપા બનાવીને આંખમા નાંખે છે. તે મુજબ એકસ્ત્રેકટ કરણનાં ટીપાં બનાવી આખમા મુકે તો ફુલાને તેમજ મોતીઆને ફાયદો કરે.

છ. કરણનો એકસ્ત્રેકટ અગ્રેજી એકસ્ત્રેકટ નકસવામીકા તથા અફીણના જેવો ગુણ ધરાવે છે અને તેનાજ પ્રમાણમાં ખાવામા લીએ છે.

જ રહદય (heart)ના ધપકારા માટે જેમ અગ્રેજીમાં દીજીટેલીસના પાતરાં વપરાય છે, તેવીજ રીતે કરેણના પાતરાં વપરાય છે. કરેણ અને દીજીટેલીસના પાતરાંનો ગુણ એક સરખો છે.

ઝ. ટાઢીઆ તાવો માટે—પીળી કરેણનું ફુળ એક વાટીને સાકર સાથે સહવારે ખાવુ અને બીજી વાર સાંજે ખાવું.

તાવ—કનીરના પીળાં ફુળોનો ભુકો કુઇનાઇનની માફક તાવમાં વપરાય છે અને તેના જેવોજ ગુણ કરે છે.

ટ. ચાંદી, બદ, વીસફુટક—એ માટે કરેણનુ મુળ પાણીમાં ઘસીને લગાડવું.

ઠ. ચામડી સુણ મારે—કોકેન, બેલેડોના, વચનાગની માફક કરેણનું મુળ પાણીમાં ઘસીને ચામડી ઉપર લગાડે તો ચામડી સુણ મારી જાએ.

## કરીઆતું.

ક. તાવ ત્રીજે દીવસે આવે તે એકાંતરીઓ છે એ માટે કરીઆતુ ગળો, સુંઠ, કડુ, ચંદન દરેક સંભાગે મેળવવુ. એનું ચુરણ ાાતોલો ફાકવુ.

ખ. પાઠું—કરીઆતું, હરડાં, બેહેરા આમળા દરેક ાા તોલો લઇ પાણીમાં ઉકાળો કરી પાવુ.

ગ. છાતી ઉપરના પીટ તથા ગરમીથી આખુ શરીર બળયું બળયું થતુ હોય ત્યારે કરીઆતાનુ પાણી પીવામાં અપાય છે. ભુખ લગાડવા મા અને ખાધેલુ હજમ કરવામાં અને તાવને માટે કરીઆતું ઉપયોગી છે.

ઘ. કમળા માટે ઉપાય—કરીઆતુ અને સાકેર દરેક ાાા તોલો, નવટાક ટાઢા પાણીમાં ભીજવી રાખે; ૧) કલાક પછી પીવામાં લીએ, આ મુજબ દીનમા ત્રણવાર ત્રણ દીવસ પીએ; પાણી વધારે લેવામા આવે તો ફાયદો છે.

## કડવી નાયનો કાંડો.

ચ. કડવી નાયનો કાંડો—સાપના ઝેર ઉપર કામ આવે છે.

## કડું જંગલી (કડવો તુંબી, કડવું દોધી).

છ. કડવી તુબીનો ગર ખાધાથી ઓકારી અને જુલાબ આવે છે

જ પાઠુ—કડવા દોધીના છાલ અથવા બી છુંદીને પાઠા ઉપર બાધે તો પાઠુ તરતનું હોય તે બેસી જાય. જુનું હોય તો પાકે છે.

ઝ. મીઠાં દોધીના મગજનું તેલ ઘણું ટડુ છે. માથા ઉપર ચોપડે છે. નાકમા નાંખે છે. માથુ દુખતું નરમ પડે છે.

ટ. પાંચ જાતના મગજ (ભુરૂ કોહળુ, કાકડી, તરબુજ, ખરબુચા, કડુ અથવા દોધી) થંડક આપે છે. મગજની નબળાઈ માટે રાબ કરી પીએ છે.

## કારેલા.

ક. ભગંદરનો સોજો ઉતારવા કારેલીના પાતરાં ગરમ કરી બાંધે છે.

ખ. વાળ વધે—કારેલીનુ મુળ પાણીમાં ઘસી માથે ઘાલવાથી વાળ વધે છે.

ગ. કારેલીનો આખો છોડવો માથાના ચાઠાં અને ચામડીના દરદો ઉપર લગાડવામાં આવે છે.

ઘ. કલેજા, બરોળના દરદ માટે—કારેલાનો રસ તજ સાથે મેળવીને પીવાય છે.

ચ. બરોળ—અરધા શેર કારેલાનો રસ, નીમખ અરધા તોલા સાથે છુદી રસ કહાડી રોજ એકવાર સાત દીવસ સુધી પીવો.



## કાહુ

છ. તુખમે કાહુ—ઉંઘ લાવે છે. મગજનુ ઘણુ કામ કરનારાની ઉંઘ ઉડી જાય છે તેને પીવામાં લીધાથી ઉંઘ આવે છે. બચ્ચાંને બે ઘઉંભાર અપાય છે. આના છોડમાથી દુધ નીકલે છે.



## કાસની.

જ. ગરમીના સઘળા આંજાર જળદર, કલેજાનું દરદ, લોહીવીકાર, પીત વીકાર માટે ઊપ્યેગી છે.

ઝ. ચોઠીઆ તાવ માટે કાસણી ઉપયોગી છે.

ટ. કાસની—ઘણી ઉપયોગી છે. ભુખ લગાડે, ખાધેલું પાચન કરે, લોહી સુધારે, ગુરડા અને કલેજાના દરદને સુધારે, શરીર ફુલી જાય તે માટે વપરાય છે. કાસની ટેરેકસેસાઇફ્ટનો ગુણ ધરાવે છે.



## કરમાની—કીરમાની—કરમ મારનારી.

ઠ. કરમ પડે—કરમાની અને કોઠમીર બન્ને આપવાથી કરમ પડે છે.

ડ. ઝેહેર સાપનું—સાપના દખ ઉપર કરમાનીની પોટીસ મુકાય છે.



# ઝેહેર કચરા—ઝેહેરી કચરા.

ક. આ ઘણીજ ઉપયોગી વસ્તુ છે એનો ભુકો ખાવામાં આપે છે. શરીરની શકતી માટે ઘણો જાણીતો છે. મરદને શકતી વધારે છે. લકવા તથા શરીરના બીજા લોચાં ઢીલા પડી ગયલા હોય મગજના દરદ માટે, ઝાહાડો અને પીસાબ આપોઆપ થતી હોય, ખોરાક ખાધેલો પાછો નીકળી જાય, ઝાહડાની કબજીયાત, અને મીઠી પીસાબ હોય તે માટે ઘણો લાંબો વખત કચરો વાપરવો પડે છે.

ખ. કચરાનો ભુકો—કચરાને ગાયના મુતરમાં ઉકાળવો. તે ફુલે ત્યારે ઉપરની ચામડી કાહાડી નાંખવી, એ ફારની વચે જીની જીભ હોય છે તે કહાડી નાંખવી, પછી કચરાને સુકાવવા દઇને દીવેલનો હાથ ચોપડી ઠીકરા ઉપર ભુજવા, બળવા દેવા નહી લાલ થાયને ભુકો કરવો.

ગ. તાવ કાઢવા અને વીરય વધારવામા જેહેર કચરો જાણીતો છે.

ઘ. વીર્ય વધારવા માટે—કઉચ્ચા, કપુર, સમુદર સોસ અફીણ, અકળગરો, કણકબીજ, વજેઆ, એ બધાને સભાગે મેળવી ચણા જેટલી ગોળી બનાવી ખાવી.

ચ. નસો મજબુતાઈ આવે—કઉચ્ચાની જડ બકરાના મુતરમા ઘસી નસોને લગાડે, તો નસોમા શકતી આવે.

છ. ધીળા પડેલા મરદ માટે—એકસ્ટ્રેકટ નકસવામીકા ૧૫ ગ્રેન, એકસ્ટ્રેકટ કેનેબીસ ઇનદીકા ૧૫ ગ્રેન, એકસ્ટ્રેકટ અરગટ ૧૫ ગ્રેન એની ત્રીસ ગોળી કરવી. એક ગોળી સહવાર સાંજ લેવી. ઉપરથી દુધ પીવું.

જ. મોંઢાં ઉપર લાલી આવે—સુદ્ધ કરેલા કઉચા વાલ ૨, સાકેર તોલો ૦॥, એની ફાકી મારી દુધ ૦॥ શેર પીવું

ઝ. કઉચાનો ભુકો—કઉચાને ગાયના મુતરમા ઉકાળી ઉપરના છોળતાં કહાડવાં પછી તેને ઘીમાં તળીને કાફી માફક ભુકો કરવો તેની માત્રા એક વાલ છે. પણ એ લાગટ ઘણા દીવસ લેવાય નહી લેવામાં આવે તો ઝેહેર ચઢે. પંદર દીવસ આ ભુકો લેવો, ચા ૨ દીવસ વચમાં ખાંચો રાખવો પછી પાછું ખાવાનું શરૂ કરવું.

ક. હાથ ધ્રુજે, હાથમાં કલમ પકડાય નહી, બરડાના કાંઠામાં દુખાવો થાય — તે માટે આ ભુકાનું ઉપર લખવા મુજબ સેવન કરવું. ઘણો વખત લેવું. લખતી વેળા સ્ટીલ પેનનુ હેંડલ ધાતુનું રાખવું નહીં.

ખ. સાંધા અડી ગયલા હોય તે વેળા—કચરો, અફીણ, મરી સંભાગે લઇને એક રેતીની ગોળી બનાવી રોજ ખવાડવી.

ગ. કચરાનું તેલ—આ તેલ ગાઉટી ઓઇલ તરીકે ઓળખાય છે. તે લકવા, સાંધાનું દરદ, નસની નબળાઇ માટે ચોળવામાં આવે છે. બનાવવાની રીત—કચરાને તેલ યા દીવેલનો હાથ દઇ ઠીકરા ઉપર સેકવા અને ફુળે ને બહાર કહાડવા બળવા દેવા નહીં (બળીને કાળા થાય તો તેલમાં કસ આવે નહી) થંડા પડેને છુંદવા. બહુ બારીક નહીં. ભુકાના વજન કરતાં ચાર ઘણુ દુધ નાખવું અને ઉકાળવું પછી ભુકા કરતાં બેવડું તેલ તલનુ નાખવું અને ઉકાળવું. દુધનો માવો બંધાશે અને તેલ છુટું પડે તે નીતારી લેવું. સ્પીરીટમાં જેટલો કસ કચરાનો ઉતરે છે તેટલો તેલમાં ઉતરતો નથી એમ કેટલાક માને છે. કચરાનું ઝેહેર ઘી ખાવાથી ઉતરે છે.

ઘ. ગર્ભવાળી સ્ત્રીની ઉલટી બંધ થાય—ઝેર કચરાને ઘીમાં લાલચોળ તળી ઉપરથી છોળતાં કાહાડીને તેનું ચુરણ ૧) વાલ મધ સાથ આપવાથી જાદુઇ અસર કરે છે



## કાંકજ=પનીબંદ.

ચ. કાકજ-પનીબંદ—એનો ઉકાળો એક આઉંસ જો દશ શેર દુધમાં નાખે તો ૦ાા કલાકમા દુધ બંધાઇ જાય અને તેનુ પનીર બને.



## કાંકજ=પોપટી.

છ. કમળો, કલેજાનું દરદ ગુરદાનું દરદ—કાંકજ ઘણી સારી છે. રોગને મુતરાવી કહાડે છે. ફુક્ષાના દરદને ફાયદો કરે છે માત્રા બેથી ચાર માસા.



# કેરબો.

ક. કેરબો ઘણી જાતને આવે છે. ખરો કેરબો સુગંધી સારી રાખે છે. રંગ પીળો, ને લાલ રહે છે. વખત જતે રંગ બદલાય છે. એ કોપાળ ગમને મળતો આવે છે. એમાં વીજળી હોય છે. કપડાં પર ઘસીને ઘાસના તખળાં અથવા સુતરના દોરાની આગળ ધરીએ તો તેને તે ખેંચી લે છે. ઉકળતા પાણીમાં અને ઉકળતા અળસીના તેલમાં એ પીગળે છે. એનું તેલ ઓઇલ સકસીની છે. તે વખત જતે કાળુ બને છે. છોકરાને આંકડી થાય, કરમ ચઢે તે વેળા બચ્ચાંની કરોડ ઉંપર આ તેલ મસલે છે. કેરબો શરીરના અંદરના ભાગમાંથી પડતું લોહી અટકાવે છે.

કેરબો એ ચંદરૂસની જાત છે. આ બંધે એક જાતના ગુંદર છે, બંધેને કપડાં ઉપર ઘસીને જીના ઘાસના તણુખા આગળ ધરે તો તણખું ખેંચાઈને તેને વળગે.

ખ. હરસ ખરી પડે—કેરબો અને એળીઓ ઘસીને ચોપડે તો હરસ ખરી પડે.

ગ. રહૃદયના ધપકારા માટે અને નબળાઇ માટે કેરબો ખાવામાં આપે છે.

ઘ લોહી ફેફસાંમાંથી પડતુ હોય તો કેરબો ખાધાથી અટકે છે.

ગર્ભપાતનો અટકાવ થાય—કેરબાની માળા સ્રીને ગળે પહેરાવી રાખે તો ગર્ભપાટ થયા કરતો હોય તે અટકે.

ચ. કમળાને ફાયદો કરે—દરદીને કેરબાની માળા ગળામા પહેરાવે છે. તેથી કમળાને સારી અસર થાય છે.

છ. નસકોરી ફુટીઆ કરતી હોય તો દરદીએ કેરબાની માળા પહેરવાથી ફાયદો થાય છે.

જ. હાર્ટ નબળુ હોય તે દરદીએ કેરબાની માળા પહેરવી ફાયદાકારક છે

ઝ. માથું દુખવે છે—કોઈ દરદીને કેરબાની માળા પહેરવાથી માથું દુખે છે. મગજે નુકશાન થાય છે તેવા દરદીએ બફનસાનુ સરબત અથવા બનફશાની ચાહ પીવી.

ટ. અવાજને નુકશાન કરે છે—કેરબાની માળા પહેરનાર કોઈ દરદીના અવાજને નુકશાન થાય તો મોગલાઈ બેદાણાનો લોઆબ પીવો.

ક. દસ્તાન બંધ કરવુ —કેરબાને ગુલાબમાં વાટીને ખાવામાં અપાય છે તો તેથી દસ્તાન બંધ થાય છે. માત્રા બે અથવા ચાર વાલ.

## કેરોસીન તેલ.

ખ. સાપના દંખ ઉપર કેરોસીન તેલ રૂમાં મુકીને ડખ ઉપર બે કલાક રાખવું

## કુળીજણુ.

ગ. કુળીજણુ (એને પાનની જડ કહે છે તે ખોટું છે) એમાં તીખાસ છે. બચ્ચાંને ખવાડવાથી તે જલદી બોલે છે. ધાતુપુષ્ટ છે. કુળીજન રાત્રે મોઢામાં રાખી ચુસવાથી ગલું બેઠેલું ખુલ્લુ થાય છે.

ઘ. કાંટો—પગે હાથે, બાવળનો અથવા હુઅરનો કાંટો ભાંગે તે ઉપર કુમાર ગરમ કરી ચીરી અંદર હળધર, મીઠું ભરીને બાંધે, મેદી ચાવીનેલેપડી મુકે, ફેસસું, અથવા સાહનીઆ (જીંગા) ને છુંદી બાંધે તેથી કાંટો બે ચાઇ આવે છે.

## કપાસ = વણુ.

ચ. હરસ--કપાસ (નરમાના) ના બીઆં ૪ના મગજ, એક પઇસાભાર ગોળ સાથ ત્રણ માસ સુધી રોજ ગળે તો હરસ મટે છે. પહરેજી બીલ કુલ નથી.

કપાસીઆ અને તેનું તેલ ચકુ છે.

કપાસીઆ સાથના રૂ ઉપર બેસવાથી સાંધા અડી જાય છે.

છ. ઝેહેર--કપાસીઆનું મગજ પાણીમાં ઘસી આંખમાં આંજે તો સાપનું ઝેર ઉતરે છે.

જ. જખમ—કપાસીઆના પાંદડાં, કોહોતા રસીવાળા જખમ ઉપર બાંધે તો જખમ રૂજાય છે.

કપાસીઆના મગજ શરીરના અંદરના સોજાને નરમ કરે છે.

ક. ઘેલાપણું—કપાસીઆનું મગજ નવટાંક અને ચોખા શેર ૦ાા એ બેની ખીચડી બનાવી રોજ ખવાડવાથી ઘેલાપણું મટી જાય છે.

કપાસના છોડના જમીનમાંના મુળીઆની છાળ અંગ્રેજી અરગટના ગુણ ધરાવે છે.

ખ. કસતાતી બાયડીને છાળ ૨ તોલા, ઉકળતું પાણી ૧૦ તોલા, કલાઇના વાસણમાં ૨ કલાક ઢાંકી રાખી, તેમાંથી ૨ તોલા પાવું. આથી છોકરૂં બહારઆવે. બરાબરવખતસર આપવું જોઇએ. એ સંકોચવાનો ગુણ ધરાવે છે અને જો જલદી અપાય તો ગર્ભસ્થાન સંકોચાય અને છોકરૂં પેટમાં મરણ પામે.

ગ. દુધ સ્ત્રીનું વધે—કપાસીઆના બીજને ઘુંટી ભુકો કરી દુધમાં ઉકાળીને પીવુ એ ભુકો અંગ્રેજીમાં લેકટેગોગના નામથી મોટી કીમતે વેચાય છે.

ઘ. હરસ માટે—કપાસના છોડના મુળને વાટી ચોખાના ધુણ અને મધ સાથે પાવો.

ચ. ઝેહેર કોઇબી જાતનું ઉતરે—કપાસીઆની મીંચ ૦ાથી ૧ તોલો તથા ઘી નવટાંક મેળવીને પીવું.

છ. લોહી (રકતસ્ત્રાવ) અટકે છે—કપાસ (વણ)ના મુળ એક તોલો પાણી અને સાકર સાથ મેળવીને પીવા.

જ. લોહી—શરીરના કોઇબી ભાગમાં નીકળે તો કપાસના પાંતરાં ૨ તોલા અથવા કપાસીઆ ૧ તોલો સાકેર અને પાણી સાથે પીવા.

મગજને ખુશ રાખે } કપાસીઆના ઝાડના ફુળનું સરબત પીવામાં લેવું.
મગજની શાંતી રહે }

ઝ. તાવ ટાઢીઓ મટે—કપાસીઆનું મગજ ૧ શેર ને ૧ાા શેર પાણીમાં ઉકાળી ને ૧ શેર પાણી રાખવું. ટાઢ ભરાય તેની ૧ કલાક આગળ એ પાણી ૧ ચમચી ભરીને દરદીને પાવું.

ટ. મગજની બીમારીને ફાયદો કરે—કપાસનો મગજ ૦ાા તોલો પાણીમાં ઘુંટીને રોજ ૧ વાર પીવાડવો.

ઠ. વીછુંનો ડંખ ઉતરે—આતવારે કાપેલા કપાસીઆના મુળને દરદી મોંઢામાં મુકીને ચાવે અને તે ઘુંદો ડંખ પર મુકે,



## કુમારીઓ.

ક. કુમારીઓ–કુવાડીઓ–પમારીઓ એની બે જાત છે. નાના પાદડાંવાળો, અને મોટા પાદડાંવાળો.

ખ. કીડ–કુમારીઆની સીગના દાણા વાટી, કરંજ તેલમાં મેળવી લગાડે તો કીડ નરમ પડે છે.

ગ. જલંદર–કુમારીઆના બીનો ભુકો ના તોલો, ગોળ સાથે દીવસમાં બે વાર ખાવામાં આવે તો જલંદર નરમ પડે છે

ઘ. દરાજ–કુવાડીઆ, અને લીમડાના પાદડાંનો રસ લીબુના રસ સાથે દરાજ ઉપર લગાડવામાં આવે છે.

ચ આંગળપેરો—આ દરદમાં અગન બહુ બળે છે. નસ્તર લગાડવાથી દુખારો વધે છે. આ દરદમાં આંગળાનું એક પેર ખરી પડે, પછી બીજું ખરી પડે. કુમારીઆના પાદડાંની લેપડી દરદ ઉપર બાંધવી અને ઉપર ઠંડુ પાણી મુકયા કરવુ. લેપડી સુકાવા દેવી નહીં. અગન જલદી નરમ પડે છે.

છ. પાઠાંપર એનાં પાંતરાં છુંડી, ઠંડા બાંધવાથી દરદને નરમ કરી પકવે છે

જ. વીછુનાં દંખપર એનુ મુળીયુ પાણીમાં ઘસીને ચોપડવું અથવા જયા સુધી દખ ચઢેલો હોય તે જગાથી દંખવાળી જગા સુધી પમારીઆનું મુળીયું ઘસવુ તો દખ ઉતરશે.

આ મુળીયું માથે આવેલી સ્ત્રીના છાયામાં તથા દેખાવમાં ન આવવું જોઇએ.

ઝ. કસતાતી બાયડીને માથે આ મુળીયું બાંધ્યું હોય તો છોકરૂં તરત નીકળે છે. છોકરૂં બહાર નીકળે કે તરત મુળીયું માથાપરથી કાહાડી નાંખવું આ મુળીયુ લાવવાની ચોકસ ક્રીયા છે.

કુમારીઆનું મુળીયુ લાવવાની રીત–છોડ આગળ શનીવારે સાંજે જવું. તેને નોતરૂં દેવું કે મારે તારો ખપ છે. સ્ત્રીઓને કસતાતી છોડવવાને માટે કાલે તને લઇ જઇશ. આતવારે બામદાદે તે મુળીયું લાવવું આ કથા ઘણા જણ જાણે છે. પણ આ જમાનામાં તે કબુલ થઇ શકે એવી નથી. આ મુળીયું દસ્તાનવાળી ઓરતના પડછાયામાં

આવે તો ગુણ ઉતરી જાય છોકરું જણવા પછી આ મુળીયું તરત કહાડી લેવુ.

ક. સોજા—બીલામુ લાગી સોજો આવ્યો હોય તો એનાં પાંદડાનો રસ ચોપડે તો સોજો ઉતરે છે.

ખ. ખરસવું—એના બીનો ભુકો, દહી સાથ મેળવી ખરસવાંને લગાડો તો ફાયદો થાય છે.

ગ. શરીરની ચામડી જાડી થાય ત્યારે બી તથા પાંદડાં વાટીને ચોપડવા માં આવે છે.

ઘ. ગાંઠો વેરાઇ જાય— કુમારીઆના બીને થોડોવાર કુઅરના રસમાં રાખવાં.. તે બી નરમ પડે કે ગઉમુત્રમાં વાટી લેપ કરવો.

ચ. દરાઝ માટે—કુવારીઆના બી એક ભાગ, સાજી ખાર બે ભાગ, જવખાર ચાર ભાગ, લીંબુના રસમાં મેળવી વાપરવું. દરાઝને અરાયાંથી પેહેલે ઘસવું ને પછી લગાડવુ.

છ. કરોળીઆ, (છીપ) માટે કેમાડીયાના બી અધકચરા વાટી દહીમાં ૩ દીવસ રાખીને તે દહી મસલવું અને થોડીવારે નાહો લેવુ તો શરીરે થયલો કરોળીઓ નરમ પડે.

જ. ધગીતાવ—કુવાડીઆના બી સેકી કાફીની માફક કાવો બનાવી પીવાથી ધગી જાય છે. કુંવાડીઆના બી ભુનની જગાએ વાપરે છે.



## કરચલું.

અ. ટાઢીયા તાવ માટે—કરચલુ જે દરીઆમાં થાય છે, તેને ઠીકરા ઉપર સેકી ભુકો બનાવવો. તાવ આવી ગયા પછી આ ભુકો બેઆની ભાર, મધ સાથે મેળવીને દીવસમાં ૩ વાર આપવો આ પ્રયોગને 'દશમુળી' પણ કહે છે,

ટ. ત્રીદોસ અને કફ જવર (નીઉમોનીઆ) માટે કરચળાંનો સેરવો પીવામાં આપે છે.

ક. પુરૂષાતન વધે—કરચલાનો રસ પીવાથી શકતી વધે છે. તે સ્વભાવે બહુ ગરમ છે.

હરસવાળા દરદીને કરચળાં ખાવામાં આવે તો લોહી પડે છે.

## કાલુ માછલી.

ક. પુરૂષતન—કાલુ માછલી અને કરચળાં એ પુરૂષાટનમાં બહુજ ઉપયોગી છે એને આતસ ઉપર ભુંજી ખાય છે. એની ખાખ બનાવીને ઘી સાથ ખાવામાં લે છે.

ખ. કુતરાનું ઝેર—કરચળાનો સેરવો પીવાથી આ ઝેર ઉતરે છે.



## કોરી.

ગ. બરોળ, ખાંસી—કોરીને લીંબુના રસમાં તથા ચોખાની કાંજીમાં ભીંજવી રાખવાથી ચોખી થાય છે. કાદવના વાસણમાં પેક કરીને એને પકવે છે પછી લીંબુના રસમાં બોળે છે, એ મુજબ સાત વાર પકવે છે. બરોળ, હાંફણ, ખાંસી ઉપર કોરીની ખાખ વાપરે છે.

ઘ. કાનના ચસકા બંધ પડે--કપુર કાચલી અને ધોળી કોડી ઉના પાણીમાં ઘસીને તેના ટીપા કાનમાં નાંખવાથી ચસકા તરત નરમ પડે છે.

શરીરે ડાઘ બળે તે માટે કોરો પાણીમાં ઘસી પીવાડે છે.



## કોરો.

દક્ષીણ વૃત કોરો, જેનું વળણ, જમણી બાજુથી ડાબી બાજુએ થાય છે તે કવચીતજ મળે છે. તે સારા સુકનની નીશાની છે. જેની પાસે હોય તે નસીબવાળો ગણાય છે. એની ખાખ નાની કોરીની માફક થાય છે.

ચ. પીસાબ છુટે—નાની કોરી પાણીમાં ઘસીને પીવી.

છ. જળંદર માટે—કોરાની ખાખ વપરાય છે, એમાં ચુનાનો ભાગ છે, એને લીંબુના રસમાં ૧૦ પટ આપે, એની ખાખ ૦ તોળો, ગોળ સાથે સવારે અને બીજી વાર સાંજે ખાધાથી જળંદર મટે છે.

જ. ભેદવાયુ (મોટુ પેટ થાય તે) કોરો—શંખ આખો બાળીને ભસ્મ કરીને અરડુસાના પાંદડાંના રસમાં ખળ કરીને ૨ અથવા ૩ વાલ, મધ સાથે આપવાથી ભેદવાયુ મટી જાય છે.

## કોથમરો.

ક. આંગળપેરા માટે—કોઠમરાનું ફળ કોતરી તેને પોકળ બનાવી તે આંગળા ઉપર પેહેરાવે છે. તે બધું દરદ ચુસી લે છે.



## કપુર.

ખ. કરમ પડે—ગોળના પાણી સાથ કપુર ખવાડતાં કરમ પડે છે. ગોળ જુનો જોઇએ ઉપલ્યાનો ગોળ ધરમાદા અપાય છે. તે જુનો ૩-૪ વરસનો ગોળ એકલો અથવા કપુર સાથે મેળવી આપે છે. જુનો ગોળ ઝાહાડો લાવવાનો ગુણ ધરાવે છે.

ગ. ૧થી ૫ ગ્રેઇન કપુર ખાવાથી શરીરે ગરમી આવે છે. ઝાહાડા, ઊલટી બંધ પડે છે. કોલેરામાં દર ૧૫ મીટીટે ૨ ઘંઉ ભાર કપુર અપાય છે. શરૂઆતમાં આપો તો બહુ ગુણ કરે છે.

ઘ. પુરૂષાતનનુ જોર નરમ કરે છે—જો ૨૦ ગ્રેઇન સામટું કપુર આપ્યું હોય તો, વીર્યનું જોર તદ્દન નરમ થાય છે. મરદાનગીરી જતી રહે છે.

ચ. આખનું ફુળું બે માસનું હોય તે મટે—કપુર વડના દુધ સાથે મેળવી આંખમાં અંજન કરવું. ઘણા દીવસ ચાલુ રાખવુ.

છ. પુરૂષાતન વધે—કપુર નાહના પ્રમાણમાં લેવાથી પુરૂષાતન વધે.

જ. પુરૂષાતન ઘટે—કપુર મોટા પ્રમાણમાં લેવાથી વીર્યનું જોર નરમ પડે.

ઝ. ધાત—વારંવાર ધાત જાય તો તેને નીચલી દવા ફાયદો કરે છે. કપુર ૧ વાલ, અફીણ ૧ રતી એની ૩ ગોળી કરી દીવસમા ત્રણ વાર લેવી, રોજ ચાલુ રાખવી.

ટ. વિર્યનો જોષ,(હવસ) નરમ પડે—કપુર અને ટંકણખાર એકેક વાલ પાણીમાં મુકી કેટલાક દીવસ ખવાડે તો હવસ નરમ થાય.

ઠ. સળેખમ—સળેકમ—સરકમ—શ્લેષ્મ માટે—કપુર અને સાકર સંભાગે લઈ ગોળી ચણા જેવડી બનાવી કાળાં મરીના ચુરણમાં રાખી મુકવીને રોજ ૩થી ૬ ખાવી. મરી કપુર ને ઉડી જતા અટકાવે છે.

ડ. પીંદસ—કપુરને ગીલોડીના રસમાં મેળવી નાંકમાં ટીંપા મુકે અથવા નાશ આપે તો પીંદસ જાય.

ક. કોલેરામા—કપુર ૩ ગ્રેન, અફીણ ૦ા ગ્રેન અને મરચાં ૦ા ગ્રેનની ગોળી બનાવી એકેક કલાકે આપવી.

ખ. સરકમ માટે—કપુરના ટીકચરના ટીપા પાંચ પાણીમા નાખી પીવા.

ગ. હરસના મસા દુર થાય—કપુર ૧ ભાગ અને ૭ વાર ધોયલું ઘી ૭ ભાગ તેનો મલમ કરી લગાડે છે.

ઘ. મસા—કપુરને ૭ વાર ધોયલાં ઘી સાથ મેળવીને લગાડે તો થંડક આપે અને અકરસાત નરમ પડે.

ચ. પીસાબ થોડી થાય—કપુર, એલચી, તજ, ગોળ, પાખણભેદ, પીપળ સભાગે, ગોળ સાથ મેળવીને, વજને બેઆની ભાર લઈ, ચોખાના ધુણ સાથ પીયે તો પીસાબ કમી થાય.

છ. પીસાબ છુટે—ઈંદ્રીમા કપુર અથવા સુરોખાર મુકે તો પીસાબ છુટે. ઘણીવાર આ ઉપાય ચાલુ રાખવામા નુકશાન થાય છે.

જ. ઝેહેર—ઝેહેર કચરાનું ઝેહેર કપુર ઉતારે છે.

ઝ. વીચ્છીના દંખ માટે કપુર ૧ વાલ, ચેવલી પાન સાથ ખવાય છે.

ટ. વચણાગના ઝેહેર માટે કપુર ૧ વાલ, ચેવલી પાન સાથ ખવાય છે.

ઠ. દાંતનું મંજન—એક ભાગ કપુર અને આઠ ભાગ ચાક મેળવી બનાવે છે. જે જાથુક વાપરવામા નુકશાન છે, એવુ કેટલાક અનુભવી ઓનું મત છે.

કપુર બારીક વાટી શકાય નહી તેથી તેમાં સ્પીરીટ અથવા સારૂં કોલનવોટર નાખો તો તરત બારીક ભુકો થાય છે. નાળીઅરનું પાણી તથા સરકો કપુર સાથ વાટે તો કપુર જલદીથી વટાઇ જાય છે. કપુર જલદી ઉડી જાય છે. કપુર સાથ કાળાં મરી હોય તો કપુરને ઉડતા વખત વધુ લાગે છે.

ડ. (કોલેરાની ગોળી) કપુર ૧, હીંગ ૨, મરી કાળા ૩, કાચકાનો ગર ૧, (ગેંગડા) લસન ૪ ભાગ એની ચણા જેવડી ગોળી કરવી, તે દર ૦ા કલાકે આપવી. પહેલા ૩ ગોળી, પછીથી એકેક, આદુ અથવા ફુદનાના રસમાં આપવી.

દાંત સડેલા હોય તેનો દુખાવો મટે—કપુર અને અફીણ સંભાગે લઈ તેની ગોળી બનાવી દાંત પર મુકે.

વીચ્છુંના દુખ માટે—૧) રતી કપુર પાનમાં મુકી ખવાડવો
મુત્ર કૃચ્છ્ર માટે કપુરની બતી બનાવી ઇંદ્રીમાં મુકે તો પીસાબ તરત છુટે

કપુર અને નવસાર પાણી સાથ મેળવી હાથે લગાડે પછી દેવતા પકડે પણ ગરમ લાગે નહીં.



## કેસર.

ક. કેસર—એ ગરમી આપે છે. પેટના ઝાહાડા બંધ કરે છે. ઘી સાથ અપાય છે. ખાંસી, હાફ્ણુમા વપરાય છે. પીળો રંગ આપવામાં કેસર ઉપ્યોગી છે. રંગ વખત જતે ઉડી જાય છે એને ગરમ કરી ભુકો બનાવી વાપરવાથી રંગ જલદી આવે છે

ખ માથાનો દુખાવો નરમ કરે—આધાસીસી નરમ પડે—કેસર, જેઠીમધ, ઉપલેટ અને સાકેર દરેક ૦। તોલો ખાંડીને ૫ તોલા માખણુમા મુકીને ગરમ કરે તેનું ઘી થાય તે નાકમાં મુકે તો ગરમી તથા પીટનો માથાનો દુખાવો નરમ પડે.

ગ. નાકમાંથી લોહી અને પરૂં પડે તો કેસર ૦। તોલો, સાકેર ૦। તોલો અને ઘી ૫ તોલામાં ઉકાળી નાકમાં મુકે

ઘ. પીદસને ઉપલાં ઘીથી ફાયદો થાય છે

ચ. નાકમાંથી અને છાતીપરથી પડતું લોહી બંધ થાય. કેસર દુધમા ઉકાળીને પીવું.

કેસરની અંદર લીંબુનો રસ નાંખવાથી રંગ ખુલે છે. મીઠાઇ, અને બદામના મગજને રંગ આપવા કેસરને બદલે બનાવતી સસ્તો રંગ વાપરે છે તે નુકશાનકારક છે.

કેસરમાં મીઠાસનો પટ આપી વજન ભારી કરે છે, તે નુકશાનકારક છે ખોટી બનાવટી કેસર આવે છે તે રંગ બરાબર આપતી નથી.

નાખના છોડ—કેસર, ઘી, સાકર સભાગે લઈ ગરમ કરી નાખમા દીન ૧૪ સુધીં મુકે. છોડ આવે નહી.

અતિસાર નાટે—કેસર અને અફીણ સભાગે લઇ, મધ સાથે મેળવી, ચોખા જેટલી ગોળીઓ બનાવી તેમાંની એક સહવારે અને ૧ સાંજે ત્રસ દીવસ ખાવી.

## કટોલાં.

ક. કટોલાં (વાંઝીઆ)—એના કણુને માટીના વાસણુમાં, ગાય અથવા બકરાંના મુતર સાથ સાત દીવસ તડકામાં રાખી મુક્યા પછી સાંપના ઝેહેર માટે વાપરે છે.

ખ, કટોલાના કણુનો રસ ર થી ૪ તોલા પાવાથી અને તે કણુ દંખ ઉપર બાંધવાથી સાપનુ ઝેહેર ઉતરે છે.

ગ. આમણુ બહાર નીકળતી હોય તો કણુની લેપડી મુકે તો આમણુ બેસી જાય છે.



## કેવડો.

ઘ. આમન બહાર નીકળે તે ઉપર કેવડાની જડનો રસ એક ચમચો તેનો મલમ બનાવીને લગાડવો.

ચ. માથુ દુખે તે ઉપર કેવડાની જડ પાણીમાં ઘુંદી માથે મુકવી.

લોહીવા—દસતાન—ઓરતને બહુ જતું હોએ તો કેવરાની જડ ૦। સેર દુધમાં ઘસી સાકેર મુકીને ૭) દીન પીવાડે તો દસતાન બંધ થાએ અથવા જાસુસના પુલનુ પાણી સાકેર સાથે ૭ દીન પાવે.



## કાંટા સળીઓ.

છ. પથરી પીગળી જાય—કાંટા સળીઆનો છોડ મુળ સાથ આખો સુકવીને બારીક ભુકી કરી તે ૦। તોલો પાણી સાથ ખાય તો પીસાબની પથરી પીગળે છે.



## કરૂ (સીરવળ.)

જ. કમળો—સીરવળ કડવા તુરીઆ જેવુ છે. એના સુકા ગરને ૧ કલાક પાણીમાં ભીંજવી તેના ચાર ટીપાં નાકમાં નાંખે તો કમળો મટે છે. જરૂર વગર ફરી મુકવું નહી. ખાવામાં ૧ કલાક પછી ઘીને ખીચડી લેવી. (નાકમાં આ ટીપાં મુકનારા બીજાઓ હલવ અને ઘી ખાવા ના પાડે છે.)

## કાંદો જંગલી.

ક. કાંદો છુંદી આંટણ ઉપર મુકાય છે. તેથી ફાયદો થાય છે.

## કાંદો.

ખ. સાપનો, વીછુનો દંખ—દંખ લાગે તો તરત લાલ કાંદો છુંદીને બાંધવો તે લીલો થઈ જાય તો બીજો ફરીથી બાંધવો,

ધીનો ખોરાક નીકળી જાએ—કાંદાનું માથું (ચોટલી) કાપીને પાંચ છ ચોટલી ૧ શેર ધી સાથ ગરમ કરે તો ખોરાટ નીકળી જાએ. કાંદો કાપનારને આંખમાં ઝેણુ લાગી આંસુ પડે તો કાંદો કાપનારે કાંદાની ચોટલી પોતાના માથા ઉપર મુકે તો કાંદાની ઝેણુ આંખે લાગતી નથી.

ગ. કાંદામાં અંગ્રેજી એમોનીઆ છે, તે લાલ કાંદામાં વધારે છે. એમોનીઆ ઝેહેરી ડંખ માટે ઘણો જાણીતો છે. માટે કાંદો તે ગુણ બતાવે છે.

ઘ. વીંછુના ડંખ—કાંદો છુંદી, વીછુના ડંખ ઉપર બાંધવો. તે એમોનીઆની માફક કામ કરે છે.

ચ, છીંક—કાંદાનો રસ નાકમા નાંખવાથી છીંક આવે છે

છ. પીકરૂં—કાંદાનો રસ નાંકમાં નાખે તેથી છીંક આવી નાકમાંથી કીડો પડે તો પીકરૂં જતું રહે. કોઇવાર તે કીડો મગજે ચઢે તો નુકશાન કરે,

જ. મસા—મસાની ઉપર કાંદો ઘસવાથી મસા ખરી પડે છે.

ઝ. નસકોરી—નસકોરી ફુટવા પછી કાંદાના ૨ કટકા કરી ગળે બાંધે તો લોહી બંધ થાએ,

ટ. પીસાબ બંધ કરવા માટે—કાંદો ગરમ ગરમ પીરૂ ઉપર બાંધવામાં આવે છે.

ઠ. ગુમડાં—પોટીસ કાંદાની બાંધે તો ગુમડાં પાકે છે.

## કાંદો ધોળો—ડુંગળી—પીઆજ.

ક. કાંદો—એ કાચો ખાવાથી ગરમી શરીરે આવે છે.

ખ. પુરૂષાતન—કાંદો ઘીમાં વધારી લાલ કરી ખાવાથી શકતી વધે છે.

ક. ગોળી—ગોળી વાએ વધે અને મોટી થાય ત્યારે ાા શેર કાંદાને ખમણી ને મુરબ્બો કરે, શેર ૦। ઘીમાં તળે, સોરમ બહાર નીકળે ને ઉતારે. એની પોટલી કરી ગોળીએ બાંધી આઠ પોહોર એટલે સહવારથી બીજી સહવાર સુધી બાંધી રાખે, બીજો પાટો તરતજ બાંધે. એ મુજબ ત્રણ દીન કરે તો ગોળો નાહની થાય.

ખ. દાંતના કીડા નીકળી પડે—કાંદાના બીજનો ધુમાડો મોંમા લીએ તો દાંતના કીડા નીકળી પડે.

ગ. જળંદર માટે કાચો કાંદો ખાવામા લેવો.

ઘ બહેર પણુ માટે કાંદાનો રસ કપડાંથી ગાળીને કાનમાં મુકવો તેથી બહેરાટ તથા સરદી દુર થાય.

ચ. કાનકચુરો કાનમાં ગયો હોય તો સફેદ કાંદાનો રસ લુગડાંમાં ગાળીને કાનમા નાંખે.

છ. જાગૃતી આવે છે-બેસુદ્ધીવાળાને કાંદાનો રસ સુંઘવાથી સુદ્ધી આવે છે

જ. ગરમી આવે છે- કાંદો શરીરે ઘસવાથી ગરમી આવે છે

ઝ. હવા સાફ થાય છે—કાંદા ઘરમાં ટાંગી રાખવાથી હવા ચોખ્ખી થાય છે

ટ. વીર્ય વધે છે—કાંદાનું શાક યા મુરબ્બો કરી ખાધાથી મરદને શકતીવધે છે.

ઠ. શકતી આવે—કાંદાનો તથા આદુનો રસ, મધ, અકેક તોલો,ઘી ાા તોલો રોજ ખાવાથી નબળો પડેલો પુરૂષ પાછો વળે છે.

ડ. અતીસારના પેટ અટકે—૧ તોલો કાંદાના રસમાં ૧ રતી અફીણ મેળવી દીવસમા ૩ વાર લેવાથી અતીસારને ફાયદો થાય છે.

ઢ. પોટીસ—કાંદાને બાફી, પછી જરા ઘી અને હલદ નાખી ફરી ગરમ કરવું અને તેની પોટીસ કરી ગર ગુમડાં ઉપર મુકવાથી તેઓને પકવે છે.

ણ. ગાંઠ પાકવવામાં અને ફોડવામાં કાંદાની પોટીસ ઘણી સારી છે. તેની સાથ લીમડાના પાતરાં, સેતુરના પાતરા તથા સીંધવ મેળવે છે.



## કાચકીના છોડના ફળ—કાચકા—કાંકચીઆ

ક. ટાઢીઆ તાવો માટે અકસીર ઇલાજ નીચે પ્રમાણે છે—સફેદ જીરૂ ૧ તોલો,બાવલના સુકા પાન ૧।। તોલો કાચકાની મીજ તોલા ૫ અને લીંડી પીપર તોલો ૦।।, આ સઘળી ચીજોને પીસીને ચણા જેટલી ગોળીઓ બનાવી તેમાની બે બે ગોળીઓ ત્રણ ત્રણ કલાકે આપે.

ખ ફેબ્રીફીઉજ—ઉપર મુજબની કાચકાની મેળવણી ટાઢીયા તાવો માટે અંગ્રેજી ફેબ્રીફ્રીઉજની ગરજ સારે છે.

## કાચકી—સાગર ગોટા.

ગ સરદીનો તાવ, ચોટીઓ, આતરીઓ વગેરે માટે કાચકીના બીજને આતસ ઉપર ભુંજી ૧ ભાગ, મીઠુ ૧ ભાગ, મેળવી ૦।।। તોલો સહવારે બમદારે ફાકવો અથવા છોડનો રસ મધમા પાવો. પાછલી રાતના પીવાથી એનો ગુણ વધે છે.

ઘ. ટાઢીયા તાવ સાટે—કાચકાને ઠીકરા ઉપર સેકવા તેના ઉપરનું પડ ફાટી જાય ત્યાં સુધી સેકવા, પછી અંદરના બીજનો બારીક ભુકો કરવો, તે સીનકોના ફેબ્રીફ્યુજનુ કાસ કરે છે.

કાચકાના ભુકાને મરી સાથ મેળવી કવીનાઇનની જગાએ વાપરે છે.

## કાચકા.

ચ. કાચકા અને મરીના ભુકાને પલવીસ બોનડી સીઉલા કમપાઉન્ડ કહે છે. ઠંડી લાગીને આવતા દરેક તાવમા ૧૫થી ૩૦ ગ્રેઇન ૧ વખતે તે અપાય છે. જે દીવસે તાવ આવવાનો હોય તે દીવસે તાવ આવે તે પહેલા ત્રણ ત્રણ કલાકે પડીકા ૪ આપવા. તાવ સાથે પેટમાં દુખાવો હોય તો લવેગ ૧ દરેક પાઉદર સાથે મેળવીને આપવું.

છ. ગોળીમા પાણી ઉતરે તે વેળા કાચકાના ભુકાનો લેપ કરી દીવેલાના પાંડદા ઊપર મુકી તે પાડદાં ગોળી ઉપર બધાય છે.

ક. વીછુના ડંખપર કાચકીની મીંચ પથરપર ઘસી ગરમ કરીને ચોંટાડવી.

ખ. વાળા માટે કાચકીના પાતરાં, મીઠું, છાસ એ સઘળું પીસીને વાળા ઉપર પાટા બાંધે.

ગ. તાવ ટાઢીઆ માટે, ચોઠીઆ, આંતરીઆ, રાજીઆ માટે—કાચકાને ભુંજી ઉપરથી છોલતાં કાહાડીને અંદરની મીંચને ભુકો કરી ત્રીજે ભાગે કાળાં મરી મેળવીને કાચના બુચની શીશીમાં રાખવું, માત્રા ૧૫થી ૩૦ ઘઉં ભાર એ પલવીસ બોનદીઉસીલા કમપાઉંદ કહેવાય છે.

ઘ. એ પાઉદર (કુઇનાઇન ટેનેટ) ફેબ્રફ્રીઉજની માફક કામ કરે છે. ચોઠીઓ તાવ આવવાની વકી હોય તે આગળ આમાના પડીકાં ત્રણ (૧૫થી ૩૦ ગ્રેનના) ત્રણ ત્રણ કલાકે આપવાં, ગરભવાળી સ્ત્રીને આપવામાં અડચણ નથી.

ચ. પેટનો દુખાવો હોએ તો એ બોનદીઉ સીલાકમપાઉંડ લવંગ સાથ મેળવી આપે.

છ. કરમ માટે—અંગ્રેજી વરમસીદની માફક

કાચકાનો પાઉદર અપાય છે. બચ્ચાને એ માફક છે.

જ. ગોળીમાં પાણી (હાઇડો સીલ)માટે—ખાવામાં કાચકાનો ભુકો આપે છે અને દીવેલાના પાતરાં ઉપર એ ભુકો લગાડી ગોળીએ બાંધે છે.

તાવ ટાઢીઓ ચોજીઓ તાવ તાવ ઇનટરમીટનત—કાચકાની મીજનો ભુકો વાલ ૨)થી ૫) સુધી વજનમાં લઇ તેટલાંજ વજને મરી લઇને તેની ૧' પડીકી બનાવી પાણી સાથ દીનમાં ૩) વાર લેવી.

દાંતના પારા સુજેલા હોએ ત્યારે કાચકા સોપારી અને ફટકી સંગાગે લેવી તેને બાળી કોલસો કરીને મંજન કરી દાંતે તથા પારા ઉપર ઘસવું.

ગોળીમાં પાણી હોય તો કાચકાને છુંદી દીવેલ સાથ મેળવી ગોળીએ લેપ કરવો.

ગોળીએ સોજો હોએ તો કાચકીના પાતરાં છુંદી, તેમા દીવેલ નાંખી ગરમ કરી ગોળીએ લેપ કરવો.

## કંત્રી દારૂ બનાવવાનો નુકશે.

ક. કંત્રી દારૂ સુધારવા માટે—બદીઆન ૧ તોલો, કેસર ૦। તોલો, એળચી ૧ તોલો, ધાણા ૧ તોલો, કસ્તુરી ૧ વાલ, દારૂ ૧ ગ્યાલન, શાકેર ૦॥। શેર, જેઠીમધ ૨ તોલા એ બધાને ૭ દીસ ભીજવી રાખી રોજ હલાવે પછી ગાળી નાખે. વધુ ગરમી લાવવા માટે ચોપચીની ૧ તોલો, પીપળીમુળના ગાંઠ ૧ તોલો ઉમેરે.

## કાનકચુરો.

ખ, નાસુર માટે કાનકચુરાની રાખ દાબવામાં આવે છે.

ગ. કાનકચુરો કાનમાં ભરાયલો હોય તો બકરાંના માંસનો બારીક ખીમો ગરમ કરી કાન આગળ ધરવો, બાફ લાગવાથી તે બહાર આવે છે.

## કસાઇના છોડના મુળીઆ.

ઘ. ગોળી ઉપર સોજો હોય ત્યારે આ મુળીઆં ધુંદી ગાયના મુતરમા ગરમ કરી ગોળી પર મુકવા. (આ ઝાહાડ ઉપર મોતીના જેવા ફુળ થાય છે.

## કાસકી.

ચ. કંઠમાળા—કાસકીની જડના ૧૪ કટકાનો, શુતરના દોરાથી હાર બનાવી પેહેરયાથી કંઠમાળાને ફાયદો કરે છે. શનીવારે એ ઝાર ડને નોતરૂં દેવું, અને આતવારે કાપવું, એવી કથા ચાલે છે.

## કબુતર.

છ. પીસાબે બંધાતી પથરી માટે—કબુતરનો આધાર ૧ વાલ, મરી ૧ વાલ, મધમાં મેળવી એની ત્રણ ગોળીઓ બનાવી એકેક દીવસમાં ત્રણ વાર આપવી. રોજ તાજી બનાવવી એમાં પીસાબની પથરીને પીગળાવવાનો ગુણ છે.

ક. વાળો પગે નીકળે છે—ત્યારે કબુતરનો આધાર વાલ ૧થી ૩ ગોળમાં ગોળી બનાવી ખાવી. બીજે દીવસે તાજી બનાવી ખાવી.

ખ. કબુતરનુ છેડ ગરમ બહુ છે—ગુમદા વીગીરે પકવવા માટે લેપડી તરીકે વપરાય છે.

ગ. લકવાના દરદ માટે—કબુતરનો રસ બનાવી પીવામાં આપે છે. ૭ દીવસ સુધી ચાલુ પીવામાં લે તો ફાયદો કરે છે એ બહુ ગરમ છે

ઘ વાળો—ગીની વરમ વરમ માટે કબુતરનો આધાર ૧ વાલ ગોળ સાથે ખાવો.

ચ ટાઢીઆ તાવ માટે—કબુતરનો આધાર ૧ તોલો લેવો તેને સુકવી ગોળ સાથ મેળવી નવ ગોળી કરવી. ૧ ગોળી દીવસમા ૩ વાર તાવ ગયા પછી આપવી. દીન ૩થી ૬ સુધી ચાલુ રાખવી.

છ રકતપીત્ત—માટે ૧ વાલ કબુતરનું ચરકતું ચુરણ મધ સાથે અપાય છે.

જ. વાળા માટે કબુતરની પીખાલ ગોળ સાથ ગોળી કરીને ૭ દીવસ ખાવી.

ઝ. નબળી નસોનો લેપ—કબુતરની લીંડી (ધાબાલ) સીંધવ ખાર સાથ સંભાગે મધમાં મેળવીને લેપ લગાડવો ઉપર પાન બાધવું દીન સાત સુધી લેપ મુકવો.

ટ. નબળી નસોનો લેપ—કબુતરની (પીખાલ) અને સીધાલુણ સંભાગે લઈ મધ સાથે પીસીને ચામડી ઉપર લેપ કરે.

ઠ. પથરી પીગળી જાય—કબુતરની પીખાલ ૧ તોલો કબુતરનો અધાર ૧॥ તોલો આ બધેને નાળીએરના પાણીમાં દીન સાત સુધી પીસે તેમાંથી ૧ વાલ દીવસમાં ૩ વખત ખવાડે.

ડ. જળંદર માટે—કબુતરનો અધાર પાણીમાં ખખડાવીને પેટ ઉપર લેપ કરે. ખોરાકમા ખીચડીને ઘી બીજું કાંઈ નહીં ખાવુ.

ઢ. વાળો સારો થાય—કબુતરની પાંખ બે ચોખા ભાર વજનમાં લઈ ગોળ સાથ ખવાડવી.

ણ. સોજો દરદનો—કબુતરના પીછની રાખ તેલમાં મેળવીને ચોપડવાથી દરદને પકવીને ફાડી નાખે છે.

ક. દસતાન બંધ થાય—લગન વખતે માથે આવેલી સ્ત્રીને તરત નહવાડવી હોય તો કબુતરના અઘારની બારીક ભુકી ૨ આની ભાર ખવાડવી. આથી કોઇબી સ્ત્રીનું દસતાન ઉતાવળે બંધ થાય છે. ઉપાય ચોકસ છે. જરૂર હોય તો ૨ કલાક પછી બીજીવાર ખવાડે.

ક્ષય માટે—પારેવા જાતના કબુતરનું તડકે સુકવેલું માંઉસ તોલા ૩૨. સાકર તોલા ૧૬, કપુર તોલા ૮, લીડીપીપર તોલા ૪, એલચી તોલા ૨ તજ તોલો ૧, આ ચીજોનું ચુરણુ તોલો ૪, ૦॥ સાકેર, મધ, માખણુ દરેક તોલો ૧। (સવા) સાથે મેળવીને એ મુજબ દીનમાં ૩ વાર ખાવું.

ખોરાકમા ઘઉ નીચે મુજબ બનાવી ખાવામાં લેવા.

બે વરસનો જુનો ઘઉં મણુ ૧, તેમા આકારાના ફુલની કળી શેરમાં ૫ મુકી કોઠળા ભરી પાચ, દીન રાખી મુકવુ. પછી ઘઉ સુકવી, કળીઓ ઝાટકી કાહડીને ઘઉં ખોરાક તરીકે વાપરવા.

દરદીએ બકરીને ધાવવુ, એમા બહુ ફાયદો છે. દોહેલુ દુધ પીવામાં એટલો ફાયદો નથી.



## કાળી દરાખ.

ખ. જોલાબ માટે ઠળીયા કાઢેલી કાળી દરાખ ૦॥ શેર, ગુલાબજળ ૦॥ શેર, ૧૨ કલાક ભીજવી ૦॥ શેર રસ કહાડવો તેનું સરબત બનાવી એક ચમચો પીવાથી ઝાહડા આવે છે.



## કોહોળું ભુરૂં—ડાંગર.

ગ. વીછુના દંખ માટે ભુરાં કોહળાનું લીલુ અથવા સુકુ ડીચુ પાણીમા ઘસી દંખ ઉપર ચોપડવું



## કાવળી વજ.

ક. ફીફરા માટે—કાવળી વજનું છોડું ઉંદરના સફરામાં મુકીને, ઉંદરને કાદવના વાસણમાં પેક કરી જમીનમાં બે માસ દાટવુ, પછી પેલી જડીને પાણીમાં ઘસી બબે બબે ટીપાં નાકમાં મુકવાથી મગજનો કીડો મરી જશે અને ફીફરૂ બંધ થશે.



## કાજુ.

ખ, કોહોડ સફેદ—કાજુનું તેલ ચામડી ઉપર લગાડયું હોય તો ચામડીના રંગમાં ફેર થાય છે. કોહોડના સફેત ચાઠા ઊપર લગાડે તો પોતાસ પરમેગેનેટની માફક ચામડીનો રંગ બદલે છે.



## કલઇ (વંગ)

ગ. કલઇને છાસમાં ઉકાળે તો તેનો કાટ ઓગળે પછી તેને ઠીકરા ઉપર મુકી ગરમ કરે અને પીપળાની લાકડીએ ઘસે તો કલઈ મરે. ખાખરની લાકડીએ ઘસે તો કલઇ ભસમ થાએ.

નગોડની લાકડીએ હલાવે અને અરડુસાની લાકડીએ ઘસે તો ખાખ થાએ.

ખાક બનાવવાની રીત—૦ા શેર કલઇને છાસમાં અથવા તેલમા નાંખી ઉકાળવી અને કલઈ શોધવી. પછી ઠીકરા ઉપર કલઈ મુકી નીચે બળતું કરવું હળદર તથા અજમો એકેક શેર મેળવીને પીગળેલી કલઇ ઉપર થોડો થોડો નાખતા જવું અને લાકડી વતી હલાવવુ તો કલઇ ખાક થઈ જશે.

ઘ. પીસાબે ગરમી માટે કલઇની ખાક મધ સાથે અપાય છે.



## કડુ.

ચ. કમળા માટે—કડુ બે આનાથી પાવલીભાર, સાકર ૦ા તોલાં સાથ મેળવી પાણી સાથ ફાકી મારવી. કલેજાનું પીટ સોધન થઈ ઝાહડા વાટે પડે છે.

ક. તાવ—(સતંતજવર) એ તાવ ૭, ૧૦, અથવા ૧૨ દીવસ રહે છે. એ માટે કડું, ઇંદ્રજવ, પટોળના પાન એનો ભુકો કરી ૦। તોલો ફાકી પાણી સાથે દીનમાં ૩ વાર લેવી.

ખ હાઢીઆ તાવોની સસતી દવા—કડુનું ચુરણ ૦। તોલો તેના પડીકા ૮ કરવાં. તાવ આવવાનો હોય તેની ત્રણ કલાક આગળ એક પડીકુ આપવું. પછી તાવ ચઢે ને બીજું પડીકું અને એ પ્રમાણે ત્રણ કલાક પછી ત્રીજું આપવું.

## કપીલો (કમાળા)

ગ. કપીલો એક ઝાડના ફળનો ભુકો છે. રંગે ઇંટના ભુકા જેવો છે, સ્વાદમા કડવો છે, સ્વભાવે ગરમ છે. રંગ તરીકે એના બી વપરાય છે.

ઘ. જુલાબ, કરમી, આફરો, લોહીવીકાર માટે વપરાય છે, ચાંદા ઉપર એનો મલમ કરી વાપરે છે.

ચ. ખરજવુ, દાદર, કોડ, ગુમડા ઉપર એનો મલમ વપરાય છે.

છ કપીલાનો જુલાબ પેટમાં દુખાવે છે માટે તેની સાથે હરડે, વાયવરંગ, સીંધવખાર ઉમેરે છે.

જ. કરમ માટે કપીલો ઘણો ઉપયોગી છે. ચપટા, ગોલ અને સુતરીઆ કરમ બહાર પડે છે.

ઝ. કમળા માટે—કપીલો અને વાયવરંગ દરેક ૦। તોલો મધ શાથે ખાવુ

## કુવચની સીંગ (ભેરવી સીંગ).

ટ. વાળો (નારૂ)—એના મોઢા ઉપર કવચની સીગની રૂવાટી ચીમટાવતી મુકે તો વાલો મરે.

ઠ. કરમ માટે બચ્ચાંઓને કવચની રૂવાંટી ગોળ અથવા છાસ સાથે ખવાડે છે.

આ રૂવાંટી ચામડીને લાગે તો વવરાટ થાય છે. ચીડ બહુ થાય છે તે ઉપર છાણુ ચોપડે તો નરમ પડે. કવચની સીગની રૂવાટી જાંઉં મારે છે.

## કરમ.

ક. કરમ બચાંને થાય તે માટે—કેલોમેળ ઘણો ગુણ કરે છે.

૧ કેલોમેળ ગ્રેન બે, સ્કેમોનીઆ ગ્રેન બે, અનીસુ તેલ ટીપુ ૦ા એક બચ્ચાં માટે છે.

ખ. નાધળા મોટા કરમ પડે—(૨) સ્કેમોનીઆ ગ્રેન બે, નીસોતર ૪ ગ્રેન એક વખત માટે.

(૩) સેનટોનાઈન ગ્રેન એક કેલોમેળ એક ગ્રેન રાતરે સુતી વખત ખાંડ સાથે ખાવું.

ગ. કરમના ગુંચ પડે—(૪) નર સેવટી (સેવટી જે ઉપર ફુલ ન આવે તે) તેને અમણુજ કહે છે તેના પાતરાં ગાજરના જેવા થાએ છે. તેના પાતરાને રસ ૩ દીન પાવો. દરરોજ ૧ તોલો રસ પાય તો કરમ પડે.

ઘ. બચ્ચાંને વામીર થાય તો કરમ છાતીએ છે એમ જાણવું. તે વેળા ધાણા વાટીને સાકર સાથ આપવા. કરમ થયા હોય તે વારે બચ્ચાંઓ પાણી ઘણીવાર પીવા માગે છે અને પોતાનું નાક ધવરીઆ કરે છે.

ચ. કરમ માટે કાચફીના બી અપાય છે.



## કનઠારદીસ.

છ. કનઠારદીસ—એક જાતની લીલી માંખી છે, એક જાત લાંબી રહે છે અને બીજી ટુંકી રહે છે.

જ. ધાતુપુષ્ઠ માટે—એ માખી માણસને તેમજ ઘોડાને ખવાડવામાં આવે છે. જોઇએ તે કરતા વધુ વજન પેટમાં જાય તો પીસાબે લોહી પડે છે. તેના ઉપાય તરીકે ઘી પીવાડે છે.

ઝ. પીસાબ ટપકીઆ કરે ત્યારે ટીકચર કેનથારદીસ ટીપાં ૫, ટીકચર સ્ટીલ ટીપાં ૧૦, પાણી આઉંસ ૧, એકવાર માટે પીવામાં આપે છે, એ મુજબ દીનમાં ૩ વાર પાવામા આપે છે.

ક. છાગરો—છાગરો ઉઠાડવા માટે આ માખીનું પ્લાસટર અને લાઇકર કેનટારદીસ ચામડી ઉપર લગાડે છે.

એ દવા ચામડીને લગાડવા પહેલાં ચામડી લીંબુ અથવા સરકાથી ધોઇ પરસેવાનો ચીકાસ કહાડી નાખવો જોઇએ. નહી તો છાગરો ઉઠે નહી. કેટલાક દાકટરોને આ રીત ખબર હોતી નથી, અને જયારે છાગરો ઉઠતો નથી ત્યારે દવા લાઇકર કેનટારદીસ જુનું થયલું સમજે છે. પણ જુનુ થયલુ લાઇકર કેનટારદીસ તો વધારે જોરાવર બને છે.

ખ. કુતરાના ઝેહેર માટે—કનટારદીસ ૫ તોલા, મસુર ૫ તોલા, કેસર, લવગ, તજ, કાળા મરી દરેક ૧॥ તોલો કપડછાન કરી ૧ માસા ની ટીકરી બનાવવી. તેમાની અરધી ટીકરી (અડધો માસો) સહવારે ખવાડવી. દરદીને ગરમ નાહવાના પાણીમાં સુતરાવે અને તેજ પાણીથી નહવાડે.

ગ. કેનટારદીસ ખાવાથી પીસાબના ફુકામા દુખાવો થાય તો મસુર રાંધી તેમાં બદામનું તેલ અને માખણ નાખી ખવાડે. અથવા ગાયનુ ઘી ખવાડે, અથવા મરઘાનુ ગોસ ઘણુ ઘી નાખી ખવાડે અથવા મીઠો દારૂ પીવાડે

ગોળીએ રસ થયો હોય તો કનથારનું મુળીઉ અને સુંઠ સભાગે લઈ લીંબુના રસમા ઘસી ગોળીએ લેપ કરવો. જો અગણ ઘણી બળે તો સુંઠ થોડા લેવી અથવા બીલકુલ લેવી નહી.



## કરોળીઓ.

ઘ. તાઢીઆ તાવ માટે—કરોળીઆના સફેદ પડ ત્રણ ગોળમા મેળવી ખાય તો સરવે જાતના તાઢીઆ તાવ ઉતરે.

ઉલતી બધ થાએ—કરોળીના સફેદ પરને ગોળ સાથે મેળવી દરદીને ખવાડવું.

એક આંતરીઓ તાવ જાય—કરોળીઆની જાળના તાતણાની બતી બનાવે. તે બતી તલના તેલમાં ભીંજવી બતી કરી તેની કાજળ પાડે

તે કાજળ આંખે આંજે. ( આ પ્રયોગ ચમતકારી છે. )



## કમરકાકરી,

ક. અડગરી, હેડકી, હીસ્રીઆ અટકે છે. કમળકાકરીના બીજ ૦। તોલો પાણી સાથ પીવામાં આપે છે.

ખ. રસ માટે કમરકાકરી સાકર સાથ ફાકવી.



## કંકુ,

અ, હરસ મટે છે—કંકુ અને છાસ રંગ બદલે ત્યાં સુધી મેળવી મેળવીને નવટાંક પીવુ



## કનીરની જડ,

ચ. ધીલીનસો માટે—કનીરની જડને ઇંડાની સફેતીમાં ઘસીને ચામડાંપર લેપ કરવો.

ચ. પુરૂષાતણુ પાછું આવે--કનીરના ઝાહાડ ઊપર સફેદ ફુલ થાય છે. એ ઝાહાડના જડની છાળ કાળા ધંતુરાની જડની છાળ દરેક ૦॥ શેર દશ શેર ગાયના દુધમાં ઊકાળી દુધ પાંચ શેર રાખી તેનું ઘી બનાવવું. તે ઘી મગના જેટલુ' વજને પાનમાં મુકોને સવારે ખાવું. ૭ દીનમાં ફાયદો જણાય છે. ખાટું ખારૂ ન ખાવું. વળી એજ ઘીને પાન ઊપર ચોપડો તે પટી નબળી નસો ઊપર બાંધે તો શકતી આવે.

છ. હાથ દરાજીથી બગડેલો મરદ સમરે—ઉજળી કનીરની જડ, ઉજળી ચણોઠીની જડ, આળસીઆં દરેક તોલા ૨ દેડકો એક, તલનું તેલ ચાર તોલા, સરવે એકઠુ કરી લોઢાના વાસણમાં મુકી અંગાર ઉપર મુકી તેલ કાહાડવું, તે તેલ કાગળ ઉપર ચોપડી નબળી નસોને લગાડે તો દરદી માણુસ આખો થાય. ભુધા માણુસને શકતી વધે.

વીર્યનો જોસ નરમ પડે—કેટલાક શીખતા કુંવારા છોકરાઓમાં કુટેવ

બહુ પ્રસરી છે, તેથી શરીરનુ સત્યાનાશ વળે છે. માબાપોને તથા માસ્તરોને સમજ પડતી નથી, ઉપાયોમાં કસરતની જરૂર દેખાય છે. કસરતમાં બેઠકની કસરત આ કુટેવ માટે ઘણી ઉપયોગી છે. બેઠકની કસરત વીર્યના રસને દાબે છે, વીરય ખરતું અટકાવે છે, મગજને આડે રસ્તે ભમવા દેતું નથી.

વીરીયના જોસને દાબવા માટે બેઠકની કસરતના જેવો બીજો સારો ઉપાય નથી. આ બાબદ દરેક માણુસે ધ્યાનપર રાખવા જેવી છે.



## ક્રીમ ટારટર.

ક. જળંદર—ક્રીમ ટારટર જાડુક પીવાના પાણી સાથ મેળવીને આપ્યા કરવું, આથી જળંદરને ફાયદો છે. પલવીસ જેલપ કમપાઉંદ જાથુક આપ્યા કરવુ. આથી જળંદરને ફાયદો છે.



## કલોંજી. (કાંઈજીરૂં)

ખ. વાળ વધે--કલોજીને પાણીમાં વાટીને સાત દીન માથે ચોળે તો બાલ વધે.

## કસુંમબો.

ગ. વાળ વધે અને સુવાળા થાય--કસુમબાના બી અને છાલની રાખ તેલમાં મેળવી વાળના મુળમાં લગાડવી.



## કારેલું જંગલી.

ઘ. સાપનું ઝેર મટાડવા માટે—કારેલું જંગલી જે સોપારી જેવું થાય છે તેને પાણીમા ઘસી તરત લગાડે તો ઝેર ચઢે નહી.



## કાચબો.

ચ. કુતરાના ઝેર માટે—મીઠા પાણીનો કાચબો પકાવી, સુકવી, બારીક

ભુકો કરવો. કાચબાની ભુકી પાચ તોલા, જેનસીઅન ૩૮ ત્રણ તોલા, ઇસેસ તોલા ત્રણ મેળવી એક રસ કરવું. તેમાંથી પેહેલે દીવસે ચાર માસા ખાવા પછી રોજ ૧ માસો વધારીને સવા તોલો થાએ ત્યા સુધી ખાવું. ઘી સાથ મેળવી ખાવુ, ઉપરથી પાણી પીવુ.

ક. કંઠમાળા—કાચબાની ઢીબનુ ફાડચુ બારીક ભુકો કરી ૦ા સેર તેલ મા ઉકાળી લગાડવું. કઠમાળા પાકે નહી અને આરામ થાયે દરદી અંગે પાતલો હોય તો તેલને બદલે ઘી લેવુ

ખ. તાવ માટે—કાચબાને આખો બાળી તેની રાખ કુઈનાઇનની જગોએ રૂશીઆના મુલકમા વપરાય છે.

ગોળી મોટી થયલી નરમ પડે—કાચબો બાળીને તેની ખાક કરવી પછી તેની સાથ દીવેળ અને સીધવખાર સભાગે મેળવી ગોળીપર લેપ કરવો જુનુ દરદ દંફ થાય છે.

કંઠમાળા સારી થાય—કાચબાની પીઠ, કુતરાના અથવા માણસના હાડકાંની ખાખ સભાગે લેવી, તેમા મનસીલ, ભોડાસીગ, કપીલો રાહળ એ દરેક ચીજ સભાગે લેવી, એ દીવેલમા મેળવી દરદપર લગાડવુ (ઘણીવાર અજમાવેલુ છે.)



## કાફી.

કાફીનો કાહવો ગરમ છે, ઉધને કાપે છે. અંગમાં હુશીયારી આપે છે.

ગ કાફીમાં ચીકોરી ભેળે છે. તે માલમ સેહેજમા પડે. કાફી ૦ડા પાણીમા રગ આપે નહી. ચીકોરી ઠંડા પાણીમાં રંગ આપે છે એટલે ચીકોરી સાથની કાફી ઠડા પાણીમાં નાંખો તો જરા રગ પાણીમા ઉતરે છે.



ઘ. કાફીને બદલે કુમારીઆના બીને સેકીને તેનો ભુકો વેચવામાં આવે આવે છે અને તે કાફીના જેવો સવાદ આપે છે.

કાફીમાં બીજા હલકા અનાજ બાળી ભુકો કરીને ભેળે છે.

હવા સાફ કરવા માટે કાશી બાળીને તેનો ધુમાડો કરવાથી દરદીના ઓરડાની હવા સાફ થાએ છે.



## કાળો મલમ દેશી.

ક. સીંદુર શેર એક, મીઠું તેલ સવા શેર, ધીમી આંચે ઉકાળવું, વાસણુ મોટુ રાખવુ કારણુ કે તેલ ઉભાય છે ઉકાળતાં હલાવીઆ કરવુ. રંગ કાળો થાય ત્યારે તે મલમના બે ચાર ટીપા થંડા પાણીમા નાખવાં. મલમ જો પાતળો જણાય તો વધુ ઉકાળવુ, મલમ ઘણો ઘટ થઇ ગયો હોચ તો બીજું તેલ નાખવુ, ચુલાપરથી ઉતારી બે તોલા મીણુ નાખવુ, વધારે થડું પડે તો કપુર બે તોલા નાંખવો.

આ મલમની પટી દરદ પકવવામા અને રૂઝવવામાં વપરાય છે



## કાગફળ.

ખ જુ માથાની મરે—કાગફળ બે તોલા, તેલ ૦। શેર, બંને ચુલાપર કકડાવી તેલ કરી, માથે ભરી, માથુ બે પહોર બાધી રાખે તો જુ ફરીથી થાએ નહી.



## કાંસકી.

ગ. લોહીના ઝાહડા થતા હોય તો કાસકીનુ મુલ ૦॥ તોલો ચોખાના ધુણુમાં પાવુ.

ઘ. હરસ માટે—આ મુલ ઉપર મુજબ પાવું.

ચ. પેટની ગાંઠ ખસે ત્યારે આતવારને દીને કાંસકીના પાતરા ૩, ગોળ સાથ મેળવી ખવાડવા.

છ. પેટની ગાંઠ ખસી હોય તે માટે કાંસકીના મુળને શનીવારે નોતરૂ દેવુ. આતવારે તે લાવી સણુની દોરી સાથ બાંધી પગની છેલ્લી આગલીએ બાંધવું જો ગાંઠ જમની બાજુએ ધસી હોય તો

દાબા પગે બાંધવુ જો દાબી બાજુએ ઘસી હોય તો જમના પગની છેલ્લી આંગલીએ બાંધે

ક. રોજીઆ તાવ માટે—કાસકીના ઝાડને સનીવારે કહેવુ કે (ફુળાણા) માણસ માટે તાવના ઉપાય તરીકે લઇ જવાનુ છે. આતવારે એનુ મુલીઉ લાવી સનના સાત દોરાનો તાર કુમારી છોડી પાસે વણાવીને તે જડ બાંધે, તેને ધુપે અને દાબે હાથે બાંધે.

ખ. ગર્ભસ્થાનને ફાયદો કરે—રૂતુ આવ્યા પછી સ્ત્રીએ કાંસકીનુ મુળ પાણીમાં ઘસી સાત દીન પીવુ,

## કાળી મુસરી.

પુરૂષાતન વધે—કાળી મુસલીના કણુનું ચુરણ ઘીમાં તળીને રોજ ૦ાથી ૧ તોલો ખાવુ.

## કાકડી.

ગ. પીસાબ છોડવા માટે—કાકડીનો મગજ ૧ તોલો પાણીમાં ઊકાળીને પીવો

ઘ. રેતી પાસાબે હોએ તે કાઢવા માટે—કાકડીના મગજને ગરમ પાણી સાથ પીવુ.

લોહીની ગાંઠ પીગળે—ગાંઠ ઊપર કાકરી બાંધે.

. દારૂની કેફ ઊતરે—કાકરી ખવાડવાથી દારૂની કેફ ઊતરે.

દારૂ પોચો પડે—દારૂમાં કાકરીનો કટકો નાંખે તો દારૂ નરમ પડી જાએ.

દીલ વાસ મારતું હોએ તે માટે ઇલાજ

કમોદના ચોખા (નવા વધારે સારા છે) શેર ૧ા લેવા તેને પાણીમાં ઉકાળી પેજ બનાવવો. એક કુમળી કાકરીનું દોકું કાપી નાખી, કાકરીની અંદરનો મવાદ કાહાડી નાખ્યા પછી તેમાં ચોખાનો પેજ ભરવો. પેજ થંડો પડીઆ પછી કાહાડીને પીવામાં લેવો. કાકડી ખાણામાં લેવી નહીં.

## કાંટારીંગણી.

કાંટારીગણીનું ઝાડ ભોંય રીગણી જેવું થાય છે. કાંટારીગણી ઉભી રહે છે અને ભોંયરીગણી ભોયને લાગેલી રહે છે.

ક. ચોથીઆ તાવ માટે—કાટારીંગણીના ઝાહાડને શનીવારે નોતરવુ અને આતવારે તેનુ મુળીઉં લાવી તેનો હાર બનાવી દરદીને ગળે પહેરાવવો



## માણુસના કાનનો મેલ



ખ. રતાંધળો—માણુસના કાનમાંનો મેલ મધ સાથ મેળવી આખે આજે તો રંતાધળો સારો થાય.



## કાગળ

ગ. હીસટીરીઆ માટે—૧૦૦ વરસના જુના અમદાવાદી કાગળને પીતલની થાલીમાં બાળે,તેની રાખમાખણુમાંમેળવીઆંજે આજેતોહીસ્ટરીઆમટે.

ઘ. બદ પર બાંધવું—કુવારના એક પાઠાને ચીરી અંદર રસવતી તથા હળધર ભભરાવી, જરા ઊના કરી બાધવાથી બદ અથવા ગાઠ પીગળે અને ઘણા દીવસની હોય તો પાકે.



## કુકડવેળ.

ચ. હરસ—કુવેડવેળના ફુલના બીજને ગાયના મુતરમાં વાટીને ત્રણુવાર લેપ કરે તો હરસ મુળમાંથી ખરી પડે.

છ. કપાળનો કીડો મરે—કડવાં કુકડવેળના પાતરાંના રસને ૩ વાર સુંઘવું

જ. છીક લાવે છે—કુકડવેળ સુઘવાથી છીક આવે છે.

કમળો નાશ પામે—કુકડવેલના પાનનો રસ બને નસકોરામાં મુકે અથવા વારંવાર સુંઘે તો નાખમાંથી પીળો રસ ગળે અને તાત્કાળ ફાયદો થાએ. ૨૪ કલાકમાં આશરે બસેર પાણી પડે છે. પાણી પડતુ

બંધ કરવું પડે, તો ગરમ ઘી સુધ્યા કરવું. પાન લીલા ન મળે તો સુકા પાનને ૧ રાત ભીજવી રાખી તેનો રસ વાપરે.

ક. વવાઈ—મૃગિ=ફેફરૂ—અપસ્માર માટે—લીલા કુકડપાડાને ચીરી અંદર વીછુ મુકવો. તે સુકાયા બાદ લાવી વિછી સુધાં તેનુ ચુરણ બનાવવુ જ્યારે વાઇ થાએ ત્યારે તે ચુરણ સુંઘાડવુ.

ખ. સનીપાત માટે--કુકડપાડા—તુરીઆ બીજ, અરીઠા, સમુદ્રસોષના બીજ કાટાનાબીજ, એઓના સુરણને ઘી સાથ અકેક વાલની ગોળી વાળવી દરદીને શકતી જોઇ એક, બે, કે ત્રણ ગોળી દીનમાં ત્રણવાર આપવી. મરતી વખતના સનેપાતને બી ફાયદો બતાવે છે આ દવા અજાયબ ગુણ ધરાવે છે પણ તે કયા તત્વોને લીધે છે તે જણાતુ નથી

ગ. હર્ષ માટે -કુકડવેડનો ચુરણ ૧ તોલો લઈ ૬૪) તોલા પાણીમાં આખી રાત ભીજવી રાખી તેનુ પાણી ઝાડે, જાય ત્યારે ગુદા ધોવામા છ માસ સુધી વાપરવુ, દરદ જડમુળથી જાય અથવા કુકળવેળ, ઇદ્રાવારણી, કડવુ તુબડું એના મુળનુ ચુરણ ગોળ સાથ મેળવી સફરામા રોજ મેળવવુ થોડા દીવસમાં હરસ જડમુળથી જાય છે

તાવ રાતનો જાય—કુકડવેલનું મુળ સુતર સાથ કાને બાંધે



## કુળીજન,

ઘ. કાળો કોઢ—-કુળીજનને પાણીમાં ઘસીને ચોપડવાથી કાળા કોઢની ચામડીના અંદરનો કાળાસ દુર થાય છે.



## કેળ.

ચ. ખરફસું-કેળાંના કાતરાની ગાંઠની રાખ ગાયના ઘીમા લગાડવાથી ખરફસું સારૂ થાય છે.

છ. પીસાબ છોડવે-કેળના ઝાડનો રશ પીવાથી પીસાબ છુટે છે.

જ. ક્ષયવાળા દરદીને કેળના ઝાડનો રશ બબે કલાકે એક વાઇનિ ગલાસ પીવાથી ફાયદો થાય છે.

કેળયા રસમાં જવખાર (પાપડખાર, સોદા કારબોનસ) છે તેથી તે રસ પાપડ બનાવવામાં કામ આવે છે.

જવખાર કેળના સુકા ઝાડને બાળી રાખ કરીને પાણીમા મેળવી પાણી નીતરૂ કાઢી લેવું, તે પાછી સુકાય અને થરો રહે તે જવખાર.

ક. કેળનો રસ ક્ષય રોગને હરે છે. જળંધર, કમળો, લીવરને ફાયદો કરે છે કેળા કાચા બાફી સાક કરી ખવાય છે. તેની જલેબી બનાવે છે.

ખ. દરદીનો ખોરાક—કેળા પાકા એલચી સાથ છુંદી રોટી સાથ ખવાય છે. ઘઉં કરતા વધુ તત્વ એમા છે. ઘઉં કરતાં તે જલદી પચે છે. રોગી માટે તે ઉમદા અન્ન છે

ગ. ખોરાક—કળાને સુકવી ભુકો કરી મેલીન્સફુદની માફક પાણી અથવા દુધ સાથ ખવાય છે પુષ્ટીકારક છે. બચ્ચાંને સહુ માફક છે, દુધની જગાએ કામ કરી શકે છે

ઘ. અસવ—દરાખ અસવ માફક કેળાંનો અસ્વ બને છે તે બહુ ગુણ કારી છે.

ચ ક્ષય, કમળો, જળંદર, લીવર—માટે બીજા અનુભવીઓ નીચે મુજબ પીવાની ભલામણ કરે છે.—

કેળના ઝાડની રાખ ૧ આઉંસ, પાણી ૪ આઉંસમાં મેળવી કપડાંથી ગાળી તેમાનો ૧ આઉંસ તેટલાંજ દુધ સાથ મેળવીને પીવું. ઘણો ફાયદો આપે છે.

છ કેળાનુ અજીરણ—એલચી ૦। તોલો ખાવાથી મટે છે.

જ ફુલું આખનુ મટે—ખાસડીયા કેળનુ મુળ સ્ત્રીના દુધમા ઘસીને આંખે આંજે તો ફુલું મટે

ઝ. ત્રાંબુ ખાધેલુ ફુટી નીકળે ત્યારે કેળનો રસ પા શેર સાકેર બે તોલા શાથ મેળવીને રોજ પાવો.

ટ. ઝાંમરો તરત મટે—કાચાં કેળાની છાલની રાખ લગાડતાંજ ઝામરો શાંત પડે છે.

ઠ. કેળાંના દુસમન—કેળુ છાસ તથા દહી સાથ ખાવામા નુકસાન છે

ડ. શરીરે અગન બળે તો કેળના કુમળાં પાંતરાં ઊપર સુવાથી અગન નરમ પડે છે.

ઢ સોમલના ઝેર માટે કેળના થડનો રસ પીવામાં સારો છે.

ક. સફેદ કોઢ માટે કેળના કુમળાં પાંતરાંને દીવેલમા તળીને તેમાં ઓદાર મેળવીને લગાડવું.

ખ. ખરકુસા માટે—કેળાના કાતરાની ગાંઠની રાખને ઘીમાં ભેળી લગાડવી

ગ. બદ માટે—કેળની જડ માણસના મુતરમાં પીસી ગરમ કરી બાધવી પુષ્ટીકારક ખોરાક—અધકાચાં કેળાને ભુંજી તેનો આટો બનાવી ७ દીન દુધ સાથ ઊકાલી ખવાડે તો શરીરે પુષ્ટી આવે.

ખરપસાં ઉપર ત્રણ ધારી ખાસડીઆ પાકાં કેળાંનો ગર ળુરૂ ખાન સાથ મેળવી મુકે અને ઊપર કોઈબી મોટું પાતરૂ બાંધી રાખે. આ ઇલાજ ચાલુ રાખવો.



## કેરી

ઘ. અજીરણ કેરીનું—કેરીથી અજીરણ થયું હોય તો સુંઠ ખાધાથી દુર થાય છે

ચ. સ્ત્રીને પાણી પડવા માટે—૦। તોલો કેરીની કાચી ગોટલી પાણીમા ઘસીને પીએ તો સ્ત્રીને નીકળતું પાણી બંધ થાય કેરીની ગોટલીના ભુકાની પોટલી કરી મુકે તો સ્ત્રીને પાણી પડતુ અટકે.



## કેમોમાઈલ.

છ. અંતરગળ માટે કેમોમાઇલનુ તેલ ગોળીએ ચોપડવું.



## કેરોસીન તેલ (ભુત તેલ–ઘાસતેલ)

જ. જખમ—જખમ બાહેરનો હોય તે ઊપર ઘાસતેલ લગાડે તો લોહી બંધ થાય અને જખમ પાકે નહીં.

ઝ. હેર આઇલ—ઘણી જાતના હેર આઇલ ઘોએલાં કેરોસીનની અંદર અત્તર નાખી બનાવે છે. તેમાં ચીકાસ ન હોવાથી વાપરનારી સ્ત્રીઓ ખુશીથી પસંદ કરે છે. પણ મગજને એ તેલ નુકસાન કરે છે અને વાળને કશો ફાયદો થતો નથી. ખરચેલા પઇસા

પાણીમાં જાય છે. વાળને પુષ્ટી આપવા માટે ચીકાસવાળુ તેલ જરૂર જોઇએ.



## કોલેરા.

ક. કોલેરાથી બચવા માટે રોજ સહવારે આદુની ચટણી ખાવી. ત્રાંબાના વાસણનું પાણી પીવું. દર અઠવાડીએ પગના તળીયામા અને હથેલીમાં ગંધકનો ભુકો પદર મિનીટ સુધી મસળવો.

ખ. કોલેરાના ઝાહાડો બંધ થવા પછી પેટ ફુલી આવે તો સફરામાં ગરમ પાણીની પીચકારી મારવી.

ધરમા ધુમાડો નીચલી ચીજોનો કર્યા કરવો--સરકો, જુના કાગળ, ધોએલાં જુનાં લુગડાં તથા દોરડાં, સુખડ, અગર, તગર, લુબાન, સીસમનાં છોડાં. આટલી ચીજોના ધુમાડા ઉપયોગી છે.

લસણ છોલીને તેના હારડા ગળાએ, કમરે અને દરવાજે બાધવા એથી કોલેરાના દરદીને ફાયદો થાય છે.



## કોસેટો

ગ. વાળા માટે--આસો અને કારતક માસમાં ડાંગર ઉપર વીટલાયલો અને ડાંગરના છોડવા ઉપર લટકતો કોસેતો થાય છે. ૧ કોસેટા ની ગોળમાં ૭ ગોળી કરી અકેક ગોળી ૬ દીવસ ખાવી.



## કોઠમડી.

ધ. માથું દુખે--પીતના તાવમાં માંથું દુખે ત્યારે કોઠમડીના રસમા કપડું ભીંજવી કપાળે મુકવું.



## કાળો કોહીંડ (ઉંદર)

ચ. હરસના મસા માટે—કાળા કોહોડનું ચામડું બાળીને ધુંઈ આપે, અથવા હુકામાં પીએ તો હરસ જાય

## કલંભો.

ક. ગર્ભિણી સ્ત્રીને ઉલટી થાએ ત્યારે કલંભો ૨થી ૪ વાલ ખવાડવો.



## કલાહર જંગલી.

ખ ઝેહેરી દંખ માટે વીચ્છુ સીવાએના બધા ઝેહેરી જાનવરના દંખ ઉપર જંગલી કલાહરને ઘુદીને લેપટી બાધે



## કાળીજીરી.

ગ, જંતુઓનો નાશ થાય--ઉધી (ઉધઇ) વગેરે જીવજંતુનો નાશ થવા માટે કાળીજીરી કપડામા તથા ચોપડી સાથે રાખવી

કરોળીઆ માટે—કાળીજીરી અને કાળા તલ સંભાગે મેળવીને ચુરણુ બનાવી રોજ ૦। તોલો ખાવુ. ચામડી પર થતો કરોળીઓ સાફ થાય છે

સફેદ કોઢ માટે--કાળીજીરી ૪ ભાગ ત્રીફળ ૧ ભાગ, હરતાળ ૧ ભાગ, મેળવી ગૌમુત્રમા લેપ કરે

જુ નાશ પામે—કાળીજીરી લીબુના રસ સાથ મેળવી માથામા લગાડે તો માથાની જુ મરે.

કરમ મરે—કાળીજીરી ૩ વાલ ખાઇને જુલાબ લીએ તો પેટના કરમ પડે.



## કડાની છાલનો આસવ.

ઘ. ઝાહડા, મરડો, સંગ્રહણી લોહીનું પડવું—એ માટે નીચલો આસવ ૧॥ તોલો દર વખતે દીવસમાં ૩ વાર આપવો. આસવ જેમ જુનો થાય તેમ વધુ ફાયદો આપે છે.

કડાની છાલ ૧૦ શેર, પાણી અઢીમણુ (૨॥ મણુ) ઉકાળીને ચોથે ભાગે આસરે ૨૬ શેર રહીને ગાળી કાહડવું. અને તેમાં નીચે

મુજબ નાંખવુ સાકેર ૧૦ શેર, મધ ૫ શેર, ધાવડીના ફુલ ૬૪, રસાજન, સામરનો ગુંદર, અરદુસાના મુળ, મોઠ, સુંઠ, લોધરવાળો, કાચાં બીલ્લાનો ગર, ઇદ્રજવ, કડાની છાલ, આંબાની ગોટલી, અતિવીષની કળી. રીસામણીનો પંચાગ, ચીત્રાનું મુળ અને ભીલામું દરેક આઠ આઠ તોલા બરણીમા ભરી તે બરણી ૧ માસ જમીનમા દાટવી પછી પીવામાં લેવુ. જુના અતીસારને બહુ ફાયદો આપે છે



## કળીહારી.

ક હરસ માટે -કળીહારીનુ અને સરસડાનુ મુળ પાણીમા ઘસવુ. દુંટી ની આસપાસ ચાર ચાર આગળ ફરતો લેપ કરવો. સાત દીવસમાં હરસ ખરી પડે.



## કડાના ફુલ.

ખ સ્ત્રીનો લોહીવા બધ થાય- કડાના ફુલ ૦। તોલો, સાકેર અને એલચી દરેક ૦। તોલો, એને ૧ શેર પાણીમાં ઉકાળીને અધોળ રાખવુ. આ પાણી થોડુ થોડુ દીવસમા ૩ વાર પીવુ. આ મુજબ ૮ દીવસ પીવુ.



## કવચ=કૌવચ.

ગ ઉદર નાહસી જાય—જ્યાં ઉદરોનો ઉપદ્રવ ઘણો થતો હોય ત્યાં કૌવચ મુકી હોય તો ઉદરો તે જગા છોડી નાશી જાય

ઘ. વિર્યની વ્રધ્ધી માટે–કૌવચનાબી ( કૌવચો) ગોખરૂ સાથ સભાગે મેળવી દુધ સાથ ખાવામાં આવે છે.



## કાંટીઆનો છોડ.

ચ. કાંટો ખેંજુરીનો અથવા બીજી જાતનો ચામડીમાં ખુટેલો કાંટો

ચામડીના અંદરથી ન નીકળે તો કાટીઆ પાળાની ગાળી કરી ખવાડવી કાંટો બહાર નીકળશે

## કાજળ.

ક વીછુના દંખ માટે-ધુમાડાની કાજળ અને આટો (સાજી) મેળવીને દંખ ઉપર લગાડે અથવા માખાનુ માથુ મોટાંની કુકમા મેળવી દંખપર બાંધે.

## કાકીડો—સરડો.

ખ. ઝેહેર સરડાનુ--માણસને લાગુ હોય તો ઝાહડો આવે, તે સાથે ચીથરા જેવો મળ પડે આંકડાનુ મુળ ાા તોલો પાણીમા ઘસીને પીવાડે તો સારૂ થાય

## કુંવરપાડો (કુમાર)

ગ. ગ્રીષ્મ જવર=તાડીઆ તાવ નરમ પડે. કુવરપાડાનુ મુળ ૧ તોલો ગરમ પાણીમા ઘસીને પીવાથી ઉલટી થઈ તાવ નરમ પડે.

## કુટકી—કરૂં.

ઘ. કરૂ એ વેલાતી જેનશીઅતના મુળીઆનો ગુણ ધરાવે છે. (કાળા કટુકી જુદી ચીજ છે તેને Hellebore કહે છે)

## કુવાડીઓ.

ચ કમરનુ કળવુ મટે—કુવાડીઆના બી ાા તોલો ગોળ ભેળવીને ફાકે, ઉપરથી પાણી પીવે,

કારી—કુમારીઆના બીને સેકી, દળે તો કારીના જેવો સવાદ અને ગુણ આપે.

## કેરડા.

ક રસોળી ઉપર કેરડાની કુપળ તથા મીઠું વાટીને ત્રણ દીવશ મસળે તો રસોળી ખરી પડે.

## કોદરા (અનાજ)

ખ. કોદરાનુ ગાણુ માળુમ અથવા દોરને ચડે તો જમરૂખીના પાતરા પાણીમા છુદી તેનો રસ પીવામાં આપવો.

## કોપરૂ.

ગ કોપરા ખાવાથી અજીરણ થાએ, મરડો થાએ, તો કાચા ચોખા ચવાડવા અને ખવાડવા

## ખરશુચાં.

ઘ ગુરદાના રેતી માટે—ખરશુચાની લીલી અથવા સુકી છાલની ચાહ રોજ બે વાર પીવાથી ગુરદાની રેતીનો દુખાવો બંધ થાએ, પીસાબ છુટે અને પથરી ધોવાએ.

## ખાંડ.

ચ. ખાડને અંગારા ઉપર મુકી બળાવાથી જે ધુમાડો નીકળે છે તે ફારમીક આલદી હાઇડ નામની હવા છે.

છ. ખાંડને વાસણમાં મુકી ચુલાપર બાળનાથી જે રસ પેદા થાય છે તે મધ જેવો ઘાડા અને રગે કાળા હોય છે એને બાળેલા ખાડ કહે છે તે પ્રવાહી સફેદ ચીજને રગ આપવા વપરાય છે

જ. જખમ—વાટેલી સાકેર અથવા ખાડ બહારના જખમ ઉપર દાબ વાથી લોહી બધ થાય છે અને રૂઝ આવે છે.

ઝ. કળતર—ખાડ, સાકર ઘણી ખાવાથી સાંધાઓમાં કળટર થાય છે.

ખટાસ કરતાં ગળપણ વધારે નુકસાન કરે છે.

સાકરને ચાવી ચાવીને ખાવાથી તે શરીરમાં ગરમાવો ઉત્તપન કરે છે.

સાકરમાં ફાસફરસ છે, અંધારી ઓરડીમાં સાકરને છુંદવાથી ફાસફરસના ઝમકારા આંખે દેખી શકાય છે.

ક. મરડો—સરદી લાગવાથી મરડો થયો હોય તો ચાર પાંચ તોલા સાકર સહવારમાં નળને કોઠે ચાવી ચાવીને ખાઈ જવાથી મરડો મટે છે.

ખ. ખાંડને સ્વચ્છ કરતાં હાડકાના કોલસા અંદર નાખવામા આવે છે જેથી ખાંડનો રંગ નીકળી જઇ સફેદી આવે છે, ખાંડના સીરાને હાડકાંના કોળસાના ભુકાવાળી કોથળીમાથી ગાળે છે, એટલે રંગ નીકળી જાય છે અને ખાંડ સફેદ થાય છે.

ગ. હાડકામાથી ખાંડ બનતી નથી. પણ ખાંડ બનાવતા તેને સફેદ કરવા માટે હાડકાં વપરાય છે. હાડકાંના કોલસામા રંગ અને વાસ કહાડી નાખવાનો ગુણ બીજા બધાં ઝાડના કોલસા કરતાં વધુ છે.

ઘ. આંખની ગરમી કાપવા માટે—સાકર પાણીમાં ઘસીને આંખે આંજે છે.

ચ. આંખની ગરમી, મોતીઓ શરૂઆતનો—સાકર અને હીમજીહરડે પાણીમાં ઘસી આંખે આંજે તો આંખનો મોતીઓ અટકે અને આંખના બીજાં દરદોને ફાયદો થાય આ ઘસાડો રોજ તાજો જોઇએ, દીવસમા બે વાર આંજવો જોઇએ અને તે ઘણા મહીના સુધી ચાલુ રાખવો જોઇએ. આ ઇલાજ અસલ અને ઘણો જાણીતો છે.

અંગ્રેજી દાકટરો આંખના દરદો માટે એસીદ ટેનીક વાપરે છે, તે એસીદ ટેનીક હરડેમાં છે. આગલા જુના અંગ્રેજી દાકટરોનો અભીપ્રાય હતો જે ફાસફરસ તેલ આંખમાં આંજવાથી મોતીઓ કપાય છે; તે ફાસફરસ સાકરમાં છે, એટલે હરડે અને સાકરનો ઘસાડો દેશી વઇદા તેમજ અંગ્રેજી વઇદામાં આંખના દરદો માટે ઉપયોગી ગણેલો છે.

ક. ગળુ બેકેલુ હોય ત્યારે—સાકેર અને વધારેનુ જીરૂ મોંઢામા રાખી તેનો રસ ગળવાથી ફાયદો થાય છે.

ખ. અડગરી માટે—સાકરીઆ ખાડમાં જરા સરકો નાંખી જલદી ચાવીને ગળી જવી.

ગ. સળેખમ માટે—દેશી ખાડને ઇગાર ઉપર મુકી તેનો ધુમાડો પતરાની ગળની વતી તથા કાગળની ભુગળી વડી નાંખે લેવો,

ધ. કંઠમાળા, દુધમાળા, વીસ્ફુટક, કજગાની અને જુની ચાદી અને કાખ બાલાઇ માટે ઘણો અકસીર મલમ છે ઘી ગાયનું શેર એક, ખાડ ૦॥ તોલો, મીણુ ૦॥ તોલો, ટંકણખાર, હરીઆળ, રાહલ સીંદુર, કાંખીઉ, દરેક ૧ તોલો એનો મલમ કરવો અને લગાડવો ( રાહલ અને રાજમ એ બે જુદી જુદી વસ્તું છે. )

ચ પથરી માટે—ખાડ શેર ૦၊, જવખાર તોલા બે મેળવી તેમાથી અકેક તોલો દીવસમા ૩ વાર ખાવો અને ઉપર છાસ પીવી. આ પીવાથી કદાચ વામીટ થાય.

છ. વાગેલું, દભરાએલુ, લોહી બાઝેલુ—પડી જવાંથી અફળાવાથી લોહી બધાય ત્યારે તરત ખાંડ અને મીઠું દરેક છ છ માસા ખાવુ ૦॥ તોલો ખાડ અને ૦၊ તોલો હળદર દીવસમા બે વાર ફાકવી. કાન કચુરાને પીગળાવે—કાનમા કાન કચુરો ભરાએ તો ખાંડને પાણીમા પીગળાવીને કાનમા નાખે તો બે મીનીટમા કાન કચુરો કોહીને રસ થઇ જાએ બે મીનીટ પછી કાન વાંકો કરી પાણી તથા કાનકચુરાનો છુંદો કાઢી નાખવો.



## ખુસબોઇ.

જ. ખુસબોઇની બનાવટ—દમનો, સુબો, ઉપલેટ, કપુર, કાસની, ગઉલી છડ, ચંદન, સુખડનો વેહેર એ સઘળાને સરખે ભાગે વાટી એકઠું કરી પોટલી બનાવી કપડામા મુકવી



## ખાખરો.

ઝ. કલઇ ભસ્મ થાય—કલઇને છાસમાં સોધી ચોખ્ખી કરી ઠીકરા ઉપર

મુકી ધીમી આંચે તાવવી તેને ખાખરની લાકડીથી હલાવે તો ખાખ થાય

ક અબરકની ખાક થાય—ખાખરના સાત પાતરામા અબરક લપેટે. પછી દસ શેરનુ એક છાણુ કોટરી તેમાં મુકે તે ઉપર એક ટોપલો અરાયાં મુકી સળગાવે.

ખ. કંઠમાળા જાય--ખાખરાનું મુળ ચોખાના ધોવરામણુમાં ઘસી લગાડે.



## ખાપરીયું. (કેલેમીના–ઝીનસી કારબોનસ).

ગ ખાપરીઉ બનાવટી આવે છે. ખરા માલની પરીક્ષા એવી કહેવામા આવે છે જે ખાપરીઆના ખરા માલને લીંબુ સાથ મેળવીને ત્રાંબા ઉપર લગાડીઓ હોય તો ત્રાંબાની ઉપર સુના જેવો ચળકાટ થોડી વાર આપે છે.

ઘ મોતીઆ (Cataracts) ચાર જાતના છે, ઝામર (Glucoma) ચાર જાતના છે--ખરા ખાપરીઆની બનાવટથી બનાવેલા અજનને જાયુક એક માસ આંખે આજે તો ફાયદો છે ખાપરીઉ ત્રાબા ને સુના જેવો રંગ આપે છે. કારણુ ખાપરીઉં જસતમાથી બને છે, એટલે ખાપરીઆમા જસત છે તેથી ખાપરીઉં ત્રાબા સાથ ઘસાએ તો પીતલ જેવો રંગ થાય છે. કારણુ પીતળ બને છે તેમાં ત્રાંબુ અને જસત છે.

ચ. દસતાન બધ થાએ--ખાપડીયુ અમદાવાદી, મુળતાની માટી, સોનાગેરૂ, દરેક ૫ પૈસા ભાર, એ ચીજોને મેળવીને તેમાથી બે પાઈ ભાર વજન સાકર સભાગે મેળવીને ખવાડવુ ઘડી ૧૦ માં જો દસતાન બંધ ન થાએ તો બીજું પડીકું ૩ પાઈ ભાર સાકેર સાથ સંભાગે મેળવી પાવુ.



## ખહી.

૭. ખહીવાળા દરદીને ગળામાંથી બળખા વાસ મારતા નીકળે તો કેલસીઅમ સલફાઇડ ગ્રેન એકની ગોળી જમ્યા પછી રોજ રોજ બેવાર આપવી.

## ખરચ્ય પો.

ક. જલનદર માટે—આ ખરચ્ય પાની છાળ ૦। તોલો ચોખાના ધુણમા ઘસી એકવીસ દીવસ પીવા



## ખતમી–બીખે ખતમી–ખરબાજી–માસેમેળો.

ખ એની પોટીસ બનાવી કંઠમાળા ઉપર સેક કરવાથી કઠમાળા પીગળે છે.



## ખરેંટી.

ગ હરસ માટે—ખરેટીના પાનની લેપડી મુકવાથી ખરી પડે છે. એના પાતરા ૧ટાંક લઇ તેને પાણી સાથ મસલી રસ કાઢી ચાર મરી ના દાણા નાખી પીવાય છે.



## ખારેક.

ઘ નબળી નસોને તાકાટ આપે—સુંઠ અને ખારેક સભાગે ઘીમાં ઘસીને લેપ કરી નસો ઉપર મસળવું

ચ. પુરૂષાતન વધે—ખારેક ૦। શેર ને પાણીમાં ઊકાળી પોચી પડે કે તેને ચીરીને ઠળીઆ કાઢી નાખવા. ખારેકને સુકાવવા દેવી. કઠણ થાય પછે દરેક ખારેકમાં બે વાલ અફીણ ભરી દોરાથી બાંધવી પછી શેર દુધમાં ઊકાળી અમલ કરનારે અડધી અથવા આખી ખારેક ખાવી. ઊપરથી દુધ પીવુ

કોઈ હકીમ અફીણ સાથ મરી સંભાગે ખારેકમાં મુકવા જણાવે છે. આ ઊપાય ચોકસ છે

છ. પીસાબ છુટે-ખારેક તથા કોપરૂં દરેક ૦॥ તોલો વાટીને ખાવુ.

છ. સળેખમ માટે—ત્રણ ખારેકને છુદવી. તેને દુધ શેર ૦॥ અને પાણી શેર અડધામાં ઉકાળવી. પાણી બળી જાય પછી દુધ પીવામાં લેવું.

ક. નબળી નસો માટે—ખારેકને મધ સાથ ઘસીને નસો પર મસળે.

ખ વીરય વધવા માટે, પુરૂષાતન માટે—ખારેક ઘણી સારી છે. ખારેક મોંઢામાં રાખી તેનો રસ ગળવો અથવા ખારેકના ભુકાને દુધમાં ઉકાળીને દુધ સાથ પીવુ.

ગ. નબળી નસો માટે- ખારેકનો ઠળીઓ અને સુંઠ, મધ સાથ ઘસીને નસો ઉપર મસળે.

ઘ. શકતી માટે—તાવ અને ગોવરાં પછી થતી નબળાઈ માટે ખારેક ઉપયોગી છે અથવા તેના ઠળીઆને સેકી ભુકો કરી દુધ સાથ ઉકાળી ખવાડે છે.

વીર્ય વધે—ખારેક ૧ને ચીરી ઠળીઓ કાહાડવો તેમાં સાલમ ભરી દોરા વતી બાંધી લેવી તેને ૨ સેર દુધમાં નાંખી ધીરે ધગારે ઉકાળવી. ૧ શેર દુધ રહેને દુધ ઠંડુ પાડવું. પેલી ખારક ચાવતા જવુ અને દુધ પીતા જવું આ મુજબ ૧૩ દીવસ ખાવા પછી ગુણ માલમ પડે છે

ચ. હરસ માટે—ખારેકના ઠળીઆની ધુઈ સકરામા આપવી.



## ખજુર.

છ. નબળાઇ માટે—ખજુર ચાર પઈસાભાર, પીપળ તોલો ૦ાા, દુધ શેર એક ચોળી અંદર મધ નાંખી ગરમ કરી સાત દીવસ પીવુ.

જ. પીસાબ વારંવાર આવતો અટકે—ખજુર ઘીમાં તળીને તેમા પીપળ, અજમો, કાળા તલ મુકીને ખાય તો પીસાબનો આરજો ટળે.

ઝ. નાકમાંથી લોહી અને પરૂ પડે તો—ખજુર તોલા ૬, ઘી તોલા ૩ ગરમ કરી સાત દીવસ ખાવું.

ટ. સફેદ કોઢ, નાસુર માટે—ખજુરના ઠળીઆને તેલમાં બાળીને તે તેલ મસળવું અને નાસુરમાં મુકવુ.

ઠ. ખાંસી, હાંફણુ માટે—ખજુર શેર ૦ા, સાહજી તોલા ૩) મેળવી તેની ગોળી કાચકા જેટલી વાળી સવારે રોજ એક ખાવી.

ડ. આમ વાયુ—એમાં કમ્મર, પીઢુ અને બરડો દુખે ત્યારે ખજુર ૦ા સેર ને પાણીમાં ભીંજવી ચોળીને તેનું પાણી ગાળીને પીવું. એ મુજબ સાત દીવસ પીવું.

## ખેરસાલ.

ક. બેઠેલું ગળુ—ખેરસાલ ખેરના લાકડામાંથી તઇયાર મળે છે તેને ખાવાના પાન સાથ ચુસવાથી બેઠેલું ગળુ ઉપડે છે.

ખ. ખાંસી—ખેરસાલ, જેઠીમધને સીરે એની ગોળી બનાવી ચુસવી.

ગ. આગરૂ માટે—ખેરસાલ ચાર ભાગ, સુંઠ સાત ભાગ, કાઠો ચાર ભાગ, પાપડીઓ ખાર ચાર ભાગ ને ઉપલેટ ૭ ભાગ મેળ વીને દાંતે ઘસે તો મોઢામાથી નીકળતો ખરાબ વાસ દુર થાએ.

ઘ. આગરૂ. મોઢામાથી દુર સુધી વાસ જાય તે માટે—ખેરસાલ ચાર ભાગ, મોરથુથુ ત્રણ ભાગ, કાઠો ૭ ભાગ મેળવીને દાત તથા પારાપર ઘસે.

ચ. આગરૂ માટે—ખેરસાલ, ધમાસો, કાંટાસળી સંભાગે ઉકાળી કોગળા કરે તો આગરૂ મટે.



## ખુરસાળી વજ.

છ. વીચ્છુનો દંખ ઉતરે—ખુરસાળી વજનો ૧ ટુકડો મોઢામા ચાવી દરદીને જે બાજુ દખ મારીઓ હોય તે બાજુની સામેના કાનમા ૩ વાર ફુક મારવી



## ગ્લીસેરાઇન.

જ. પાણીની તરસ તાવમાં અને વહાડકાપ કરયા પછી લાગે છે ત્યારે પાણીમાં ગ્લીસેરાઇન નાખીને પીવામાં આપે છે. કોઇવાર એસીદ નાઇતરીક સાથે નાંખે છે.



## ગાય

ઞ. કીડ—ગાયનું મુતર કીડને માટે ચોપડે છે.

ટ. ગાયનું છાણુ પાંચ તોલા પાણી સાથ મેળવી કસ્તાતી બાઇને પીવાડે તો બચ્ચું જલદી બહાર આવે છે.

ક આમણુ--છાણુ ગરમ કરી બહાર નીકળતાં સફરાના આમન ઉપર મુકે તો સફરો અંદર બેસી જાય છે.

ખ. કાંટા -થુવર અને કવચના કાટા શરીર ઉપર લાગે તો ચીડ ઘણી થાય છે તે ઉપર છાણુ ચોપડવાથી નરમ પડે છે

ગ કાનકચુરો—ગાયનું ઘી જરા ગરમ કરી કાનમા નાખવાથી કાનકચુરો અંદર ભરાયો હોય તે બહાર આવે છે.

ઘ હરસ— ગના અથવા બળદના મુતરાળ સીગડા ઉપર વરસાદમાં કુંગ (જડ) ફુટે છે તેને ઘી સાથે મેળવી હરસપર લગાડે તો હરસ મટે છે.

ચ માથું દુખે તે નરમ પડે—ગાયનું ઘી નાકમા મુકવાથી મગજ ગળતુ નરમ પડે છે માથુ દુખતું નરમ થાય છે. મગજને ઘણો ફાયદો કરેછે

સંધીવા—ગાયના પુછડાના વાળનો વારો બનાવી પહેરે તો સંધીવા વાળા દરદીને ફાયદો છે

## ગાયનું ઘી.

છ. સાપનું ઝેર—સાપે કરડેલા માણસને તરત ગાયનું ઘી પીવાડે તો ઝેર ચઢવા પામે નહી.

ચિત્તભ્રમ-ઘેલછા-ઉન્માદ-દીવાનાપણુ--એ માટે ગાયનુ જુનુ ઘી ખાવામા ગુણકારક છે.

આ દરદ માટે સોનાનો વરક વધારે કામ કરે છે અને બ્રહમીનો પાલો સૌથી વધારે ઉપયોગી છે. આ ત્રણે વસ્તુ જુદી જુદી ઘણો વખત ખાએ તેમા પણ ફાયદો છે. પણ બ્રહમીનો પાલો ઘી સાથે ઉકાળી તેનું ઘી તોલો ૧ અથવા ૨ તથા સોનાના વરકનું પાનું ૧ રોજ ખવાડે તો બહુ ફાયદો છે. ઈલાજ લાંબો વખત ચાલુ રાખવો.

## ગાયનું મુતર.

ફેનાઇલ અને કારબોલીક એસીડના બધાં કામો ગાયનું મુતર કરે છે.

જ. સોજો—ગાયનું છાણુ સોજા ઉપર બાંધવું.

ક. અંતરગળ હોય તો ગાયના પીત્તાનુ પાણી ગોળીએ ચોપડવું ગાળી વધે નહી અને એક સરખી થાય.

ખ. મરદને શકતી આવે—ગાયના પીત્તાના રસમાં લીલી હળદને સાત પટ આપે એટલે સાતવાર ભીજવો સુકવીને મરદ ખાય તો શકતી વધે,



## ગધેડું.

ગ. હરસ માટે—ગધેડાના લીડવા પાણીમા ભીજવે, ઉપરનુ નીતરૂ પાણી દહી સાથ પીવામાં લેવુ.

ઘ વાળા માટે—ગધેડાના લીડા, ઘોડાનું મુતર, મીઠું એની લેપડી મુકે

ચ માથામા ખોરો તથા જીણી ફુલી માટે—ગધેડાની લીડીનુ તેલ ચોપડવુ.

છ ફુલુ—ગધેડાના દાતને પાણી સાથ ઘસી આંખમા આજે તો આખનુ ફુલુ કપાય છે.

જ. કમળો—ગધેડાના તાજા લીડવાને પાણીમા ભીજવી એક રાત રાખી તેનુ નીતરૂ પાણી કહાડી રોજ સહવારે ત્રણ દીવસ પીએ તો કમળો સારો થાય છે.

હડખાએલાં કુતરાંના ઝેહેર માટે—ગધેડાના પુછડાના વાળની રાખ માસા ૨ (તોલાનો છઠો ભાગ) દીવસમા એક વાર ગાળમા ૨ માસ સુધી ખવાડવો.



## ગંધક.

ઝ સાપને ગંધકનો ધુમાડો ઝેર જેવો લાગે છે

ટ. જીવડા પાકે નહી—ગુલાબ, ચપા, વીગેરે ફુલના છોડના મુળમા ગંધક મુકવાથી ફુલમા જીવડા પાકે નહી.

ઠ. જખમ—સડેલા જખમ ઉપર ગંધક મુકવાથી ફાયદો છે

ડ. કાળો કોહોડ—ગુલાબનો ગુલકન આઠ તોલા, સુનામખી આઠ તોલા, એ બંધેને મેળવીને તોલા ૦।। સવારે રોજ ત્રણ માસ સુધી ખાવો.

ટ, સોમલનો અરક ૦। (પા) તોલો, ગધક આઠ તોલા મેળવીને તેમાથી અરધો તોલો સહવાર સાંજ ત્રણ માસ સુધી ખાવો. આઠ દીવસ

ખાઇને એક દીવસ ખાંચ રાખવો. સોમળને ચાલુ ખાવો નહીં જો, ચાલુ ખાય તો શરીરને ઝેરની અસર લાગુ પડે છે.

ક. સેફેદ કોહોડ—દુધમાં ધોયલો ગધક ૦ા તોલો, ૦ા શેર દુધ સાથ એક માસ સુધી ખાવો.

વીજળી ઉત્પન્ન થાય—ગંધકને કપડાં સાથ ઘસીને ઘાસના તણુકલાં તથા રૂના દોરા આગળ ધરીયુ હોય તો તેને ખેચી લે છે. વીજળી પેદા થાય છે તેથી ખેચાય છે.

ગધકના ફુલ—ગરમીથી ઉડારેલા ગધકને ગંધકના ફુલ કહે છે.

રગ ઊડે—ગુલાબના ફુલને ગંધકનો ધુમાડો આપે તો લાલ રગ ઉડી જાય છે.

ઘેટાની ઊન પીલી હોય તેને સફેદ કરવા, ગંધકનો ધુમાડો આપે છે.

ખ મચ્છર માકડનો ગધકના ધુમાડાથી નાશ થાય છે

ગ. કીડ—ગધકનો મલમ કીડ ઉપર ચોપડે છે. બહુ અકસીર છે.

ઘ. લોહી સાફ થાય—લોહી સાફ કરવા માટે ગધકનો ભુકો દુધ સાથ ખાય છે.

ચ. કીડ જાય—ગંધકનો ભુકો દુધ સાથ ખાય તો કીડ મટી જાય છે

છ. હરસ માટે—ગંધકપાક, હરસ માટે ઘણો વખત ખાવામાં આપે છે, ઝાડો સાફ લાવે છે. હરસને મટાડે છે, લોહી સાફ કરે છે.

જ. માખી દુર થાય—ગધક તેલમાં મેળવી ઘોડાના પગને લગાડે તો માંખી બેસે નહી.

ઝ. કોલેરા—ગંધક ત્રણ ઘઉંભાર, કોલસો એક ઘઉંભાર. બંને મેળવા ને એક પડીકું બનાવવું. આવાં પડીકાં દર ૦ા કલાકે. મધ સાથ મેળવીને ચટાડવા. પાણી સાથ ગળાવવું નહી.

ટ. કીડીઓનો ઉપદ્રવ જ્યાં થતો હોય ત્યા ગધકનો ભુકો નાંખવો.

ઠ પારાનું ઝેર લાગ્યું હોય તો ગંધક દુધ સાથ પીવાથી ફાયદો છે પારાની સાથ ગંધક જલદી મળે છે. એ બે ચીજ મળવાથી સલફાઇદ ઓફ મરકયુરી થાય છે.

ડ. ગંધકનું તેલ—ગંધકને આંકડાના દુધમાં બે દીવસ વાટવી. તેની ટીકરી બનાવી છાયામાં સુકવવી. વાસણમાં પાણી સાથ

તે ટીકરી ધીમી આંચે ઉકાળવી. ઉપર તેલ તરી આવે તે નીતારી લેવું.

ક. દરાઝ, ખુજલી લીલી, સુકી, સારી થાય—ગંધકના ભુકાને તેલ સાથ મેળવી મસળવાથી ચામડીના દરદ સારા થાય છે.

ખ. ખુજળી માટે—ગંધક, મોરથુથુ, કપુર સભાગે ઘીમાં મેળવી લગાડવુ.

ગ. વાળ વધે—ગંધક મધ સાથ મેળવીને બાળાને લગાડવુ.

ઘ. કોલેરામાંથી બચવા માટે—કોલેરાના ઉપદ્રવવાળી જગામાં રહેનારાઓએ ગંધક હથેલીમાં તેમજ પગના તળીઆમાં પંદર મીનીટ સુધી મસળવી. દર અઠવાડીએ મસળવી.

ચ. સફેદ કોહોડ માટે—ગંધકનું તેલ બે દીવસ માલીસ કરે, પછી મારેલું સીસુ ઉપર ભભરાવે તો કોહાડનાં ચાઠાં જાય

છ. સફેદ કોહોડવાળાને—ગંધક દુધમાં ખાવાથી ફાયદો થાય છે.

જ. ભુખ લાગે—અમલસારા ગંધકના તેલની એક સળી પાન સાથ ખાય તો ત્રણ શેર અનાજ ખાઈ જવા જેવી ભુખ લાગે.

ઝ પુરૂષાતન વધે, સ્ત્રીને હમેલ રહેવામા ફાયદો આપે, વાથી અટકેલા સાંધા છુટા થાય—તેલ ગંધકનુ એક સળી પાન સાથ ખાવુ. ગંધક ખાવામાં, અમલસારો અને લગાડવામાં લાકડીઓ ગંધક વપરાય એવું દેશી વઇદું કહે છે.

૮. ગંધક (અમલસારા) નું તેલ—અમલસારો ગંધક શેર પોણો, આંકડાંના પાકા પાનનો રસ શેર બે લેવો. બસેર ગંધકને રોજ ત્રણ પઈસાભાર રસની સાથ ખરળ કરે, રોજ રાતરે ખરળ કરે ને દીવસે તડકે મુકે. આ મુજબ અઢી માસ ખરળ કરે તો અંદરથી તેલ નીકળે. ધીળી નસોને શકતી આપવા માટે ઘણો સારો ઇલાજ છે.

૯. ટાઢીઆ તાવો (Malaria fevers)માં ગંધકની ધુંઈ આપે. ખાવામાં પણ ગંધક આપે તો મેલેરીઆના જંતુઓનો નાશ થાય.

ગંધક ખાવા પછી તેનો વાસ પરસેવા સાથ નીકળે છે, તેથી માંખ, મચ્છર, માકડ ગંધક ખાનારને ઇજા કરી શકે નહીં.

ગંધક ખાનારના અંગ ઉપરની રૂપાની જણસ કાળી થાય છે.

પરસવા સાથ બહાર આવતી ગંધક રૂપાને લાગવાથી સલફાઈદ ઓફ સીલવર થાય, જે રગે કાળુ છે.

ક. સાંપના દંખ માટે અમલસારો ગંધક બચ્ચાના મુતરમાં મેળવી દંખ ઉપર મેલવુ.

ખ. હરસના દરદીએ ગંધક પાક (Confection sulphur) મરીપાક (Confection pepper) ચાલુ ખાવામા લેવાથી ફાયદો થાય છે.

ગ. નાકમાથી લોહી તથા પડ પડે તો ગંધક અને ફુમેસની બારીક ભુકી સુઘાડવી

ઘ. ત્રાંબુ મારવાની રીત—ત્રાબાના ૦। શેર પતરાને છાસમાં ઉકાળી પછી લીમડાના રસમા ઉકાળી ચોખુ કરવું, ને ૧ હાડીમા ૦। ગેર ગંધક પાથરી તેની ઉપર ત્રાબાનુ પતરૂ મુકી તેની ઉપર બીજી ૦। શેર ગંધક પાથરે, હાંડીને કપડછાણ કરી મો બધ કરે. પછી નવ પહોર તવની કીજીએ. (ગંધકને બદલે પીપળાની છાલનો ભુકો કોઈ વાપરે છે.)

ચ. દરાઝ માટે ગોઆ પાઉડરની માફક આમલસારો ગંધક વપરાય છે

છ. જળદરવાળા દરદીએ ગંધકના ગરમ ઝરામા નાહવાથી ફાયદો છે હરસ માટે ગંધક મુખ્ય ઉપયોગી છે. ઝાહાડાની કબજીઆત મટાડે છે.

જ. હરસનું લોહી પડતુ હોય તો ગંધક વાલ ૮ તથા ફટકી વાલ ૨ પાણી સાથ ફાકવી ને ઉપરથી દુધ પીવુ.

ઝ ગંધકનું તેલ—ગંધક શોધેલાને દુધમાં ઉકાળી તેનું દહી કરી ઘી બનાવવુ તે તેનુ તેલ કહેવાય છે.

ટ ગંધકને શુદ્ધ કરવો-એક તપેલીમા (૬) દુધ મુકવું. ઊપર ધીળો કટકો દુધને લાગે નહી તેવો રીતે બાધવો. લુગડામા ગંધકનો ભુકો નાખવો તે ઊપર ઢાકણુ ચતું ઢાંકવુ ઢાકના ઊપર ઇંગાર મુકવો. ગંધક ટપાને પાટલી થઈ દુધમા પડશે. બાકી કચરો કપડાં ઊપર રહી જશે. આ ગંધક શુદ્ધ થએલો ગણાય છે.

લુખસ, ખસ, ધાધર, દાધર સારી થાએ—૪ ભાગ તલના તેલ સાથ ૧ ભાગ ગંધક મેળવીને દીવસમાં બે અથવા ૪ વાર મસળે.

ખસનું જોર વધુ હોએ તો ૦॥ તોલો ગંધક મધમાં મેળવી રોજ ચાટણુ લીએ ગંધક ખાવામા કાંઇ નુકસાન કરે નહી. હારનાસ મસાવાળા દરદીએ ગધક, મેઢીઆવળ (સુનામખી) અને ગુલાબની સુકી કળી સંભાગે મેળવી તેમાંથી ૦॥ તોલો દીવશમાં બે વાર મધ સાથે અવલે (ચાટણ કરે) અથવા રાતરે સુતી વેળા ૩૦ ૧) ભાર સુધી રોજ ખાવે.

કાનશીલ નામનો ગધક આવે છે તે પણ મસલવાના કામમા ૧૫ રાય છે. પણ તેમાં કુદરતી રીતે સોમલ મળેલુ હોય છે માટે તે વાપરતા સભાળ રાખવી ખાવામા તો લેવોજ નહી. ગંધક જેવી સસ્તી, ગુણવાળી, જાણીતી ચીજનો ઉપયોગ બધ થઈ ગયો છે કારણ કે આ જમાનાના લોકોના નાખો તેનો વાસ ખમી શકતા નથી

ક સંધીવા—દરદ વાળા ભાગ ઉપર ગધકનો ભુકો ફલાદીનના કટકા થી બાધવો. તેની ઉપર કેળનુ પાતરૂં અથવા બીજા પાતરા બાધવા, જેથી ગંધકની હવા બહાર નીકળી જાય નહી

ખ. લોહી સુધારવા તથા ખુજળી દૂર કરવા—ગધકના ફુલ ૦। અથવા ૦॥ તોલો દુધ સાથ ખાવા

# ગળવેલ.

ઝ. બીલ—ગળવેલનો સત્વ વાલ ૪ મધ સાથે દીવસમા ત્રણ વાર ખાવો.

ગ. દુધ થાનમા વધે—ગળવેલનો ઊકાળો સાકેર નાખી પાવો.

ઘ. સાપનુ ઝેર ગળવેલનું મુળીયુ અથવા કડ વાલ ૨ વાટીને પીવાથી ઊલટી થાય. બે ત્રણવાર આ મુજબ પીવાડીઉલટી કરાવવી. વારંવાર દરદીને પાવુ. ઉલટી થઇ ઝેર નીકળી જાય છે

ચ. મુત્રના પીસાબે થતા દરદ માટે ગળોનો સત્વ અને હળદરા સંભાગે મેળવી તેમાથી બે આની ભાર ચુરણ દીવસમા ૩ વાર આપે તો બળતરા તનક બધ થાય

છ. ખહીમાં ગળો સત્વ કાદલીવર તેલ જેટલો ગુણ બતાવે છે. કાદલીવર

આઈલિ જરપત થઈ શકતુ નથી, સત્વ કાંઇ પણ અવગુણ ન કરે.

ગ. શકતી વધારે—ગળો સત્વ સાકેર અને દુધ સાથ પીવુ. સત્વતોલો ૦॥ સુધી આપી શકાય છે.

ઘ. સ્ત્રીને પાણી પડે, લોહી ફીકું હોય તો સત્વ ૨ વાલ અને લોહ ભસ્મ ૦॥ વાલ દીવસમાં ૩ વાર આપવી.

ચ ચતુર્થક-ચોઠીઓ તાવ–તે બે દીવસ છોડી ત્રીજે દીવસે પાછો આવે તે માટે ગળો, આમળા અને મોદનુ ચુરણ સંભાગે મેળવી ૦॥ દીવસમાં ૩ વાર આપે.

ગળો સત્વના ગુણો—

બુદ્ધી વરધક (મેધા), આંખને હીતકારી (દીપંન), ધાતુ વરધક, વ્યવસ્થાપક (શરીરને ટકાવનાર) અરસ (મસા) માટે ઊપયોગી (Tonic, Antiperiodic, diuretic.)

ગળોનો સત્વ બનાવવામાં ગળો તાજી લેવી. ૪ આંગળીઆ કટકા કરીને ઊપરની છાલ કાહાડી નાખવી. તેને છુદીને કલઇવાળા વાસણમાં નાખી પાણી પુરતુ મેળવી ખુબ હલાવવું તેથી અંદર નો સ્તાર્ચ એકઠો થાય છે. પાણી ઓગાળી કાહાડી ઠરાને ૨ વાર પાણીથી ધોવો અને સુકવવો.

લીલાં રંગનો સત્વ સારો નહી. સફેદ રંગનો જોઇએ. ચોખો માલ સફેદ અને ફીકો છે.

ગળોના સત્વને ઠેકાણે ઘઊંનો નીસાસતો બજારમાં વેચાય છે.

ગળોના ગુણો—સામક (Sedative), જવરદન (Antipircai), સોધક (Alterative), ખુન સાફ કરનાર (blood purifier), પાંચક (Stomachic), સીતળ (Refregerent). મુત્રલ (Diuretic).

આંખનું ફુલુ સારૂ થાએ. ગળવેલનો રસ, સીધવ, મધ સંભાગે લઇ ૨૧) દીવસ આંખે આંજે.

રગતપીત, લોહીનો બીગાડો—ગળોના વેલાના કટકા ૪ તોલા ખો ખરા કરી, ૬૪ તોલા પાણીમાં ઊકાળી, ૪ તોલા રાખીને તેમાં ૨ તોલા એરંડીઊ મેળવીને રોજ પીવે.

શરીર કોહે તે માટે ગળવેલનો રસ ૧ તોલો, દીવેલ ૧ તોલો, રોજ પાવું અને મલમ નીચે મુજબ લગાડવો.

મીણ, (મહુડાના ઝાડ ઊપરનું) મજીઠ, ઉપલસરી, રાળ અને તેલ મેળવવું અને મલમ બનાવવો.

જુવાની વધે, બાલ કાળા થાએ—ગળોનો સત્વ ૫) વાલ, આમળા, ગોખરૂ દરેક ૦। તોલો, ઘી અને સાકર સાથ રોજ ખાવું.

યાદદાસ્ત વધે—ગળો. અઘેડો, કુષ્ટ, વાવડીગ, હરડે, સંખાવળી સંભાગેનું ચુરણ કરીને, ૫। તોલો સહવારે રોજ ખાવુ.



## ગળો.

ક. શરીરે બળત્રાં બળે તો ગળોનો રસ લગાડે છે.

ખ. રતવા (વીસરપ) ઉપર પણ ગળોનો રસ ચોપડે છે.

ગળોને અમરૂતા કહે છે. સાજા માણસને જેવુ અનાજ ઉપયોગી છે તેવુ માંદા માણસને ગળો અન્નરૂપી છે.

ગ. ટાઢીઆ તાવો (મેલેરીઆ ફીવરસ) માટે એ ગળો ઘણો અકસીર છે.

ઘ. બહેરાપણું કુઈનાઇનથી થાય છે પણ કુઈનાઇન સાથ ગળોનો સત્વ આપવામાં આવે તો બેહેરાટ થાય નહી.

ચ જીર્ણજવર માટે ગળોનો સત્વ, સાહજીરૂં, સંભાગે લઇ, જુના ગોળ સાથે એની ગોળી ૧ વાલ વજનનાં બનાવી એકેક ગોળી દીવસમાં ત્રણ વાર ખાવી.

છ. કળેજાના દરદ, કમળો, બરોળ, પીતના ચાઠા માટે ગળોનું સત્વ સારોછે.

જ. આધાસીસી માટે ગળોનો રસ રાા તોલા, મધ ૧ તોલો સહવારમાં ખાવુ.

ઝ. રકટપીટ માટે ગળો લાંબો વખત ખાવામા લઇ ઉપરથાં દીવેલનો જુલાબ લેવો.

૮. સાકરીઓ પરમો—ગળો સત્વ ૩, જેઠીમધ ૩, ઉસ ૫, સુઠ ૩. પારો ૧, તરીફળ ૩, આ પ્રમાણમા સઘળી ચીજો મેળવી તેમાથી ચણા જેટલી ગોળીઓ બનાવી એક ગોળી દીવસમાંબે વાર ખાય તો સાકરીઓ પરમો નરમ પડે. તરીફળ અને પારો પેહેલા સાથે મેળવવાં.

લીમડા ઉપરની ગળો વધુ ગુણ કરાવે છે.

ક. ગળોના સત્વ—એક જાતનો સ્ટાર્ચ છે. જેમ વડમાંથી દુધ નીકળે છે તેમ [illegible] અંદરના ભાગમાં દુધ હોય છે તે નીકળે છે

ખ. દુધ વધ—જાનવરોને ગળો ખવાડવાથી દુધ વધુ આપે છે.
ગળોના સત્વ ખાવાથી બૈરાને દુધ વધે છે.

ગ. ગળોનો સત્વ—ગળો લીમડા ઉપર થાય તે સારી. તે ખાવાથી કડવા લાગે છે. વેલો જાડો હોય તેમ તેમાથી સફેદ સત્વ ઘણો નીકળે છે. ગળોને છુંદી, પાણીમાં ભીજવી રાખવી, ચાર દીવસ ચોળ્યા કરવી. અંદરનો આટા જેવો ભાગ છુટો પડે છે. કુચો કહાડી લઇ કપડાથી ગાળી લેવું. સત્વ નીચે ઠરી બેસે તેને પાણીથી નીતારી લેવુ. બીજું પાણી નાખી તે સત્વને ધોવું. એ ત્રણવાર પાણીએ ધોવાથી સત્વ સફેદ થાય છે, તેને સુકવે છે.

ઘ. સંધીવા કમળો, તાવ અટકાવવામા ગળોનો સત્વ ઉપયોગી છે.
કમળાની આજામાં જે સળીઓ વાપરે છે તે ગળોની ડાખલી છે લીલી ડાંખળીને સુતરના દોરાના અળગા ગાંઠથી બાધી હાર બનાવે છે. જેમ ડાખળી સુકાય તેમ દોરો તણાઇને લાબો થાય છે.
કમળા ઉપર એ કેમ ગુણ કરે છે તે સમજાતુ નથી

ચ. લોહી શરીરના કોઇબી ભાગમાંથી નીકળતું બધ થાય—ગલોનો રસ તથા વાસના પાતરાનો રસ એકેક તોલો પીવો.

## ગરજન તેલ.

એ તેલ કોપેવાની માફક પરમા માટે વપરાય છે. જ્યારે જુનુ થાય છે. ત્યારે બે પડ થાય છે. ઉપલું પડ પાતલુ અને નીચલું પડ જાડું રહે છે. ગન વુડ ઓઇલ કહેછે, તે લાકડાને લગાડવાથી સડો લાગતો નથી.

## ગોખરૂં.

ક. રકતપીત—ગોખરૂના મુળ અથવા ફળનું ચુરણ ૧ તોલો ખાવાથી રકત પીતને ફાયદો થાય. ૧ તોલો ગોખરૂના મુળ અથવા ફળ , લેવાં, તેને

૨૦ તોલા દુધ, ૨૦ તોલા પાણી, અને સાકેર ૧ તોલા સાથ ઉકાળી પાણી બળે ત્યાં સુધી ઉકાળીને પીવું. તેથી રક્તપીતને ફાયદો થાય છે.

ક. પીસાબ ... —ગોખરૂનો ઉકાળો અને જવ ... પીવાથી પીસાબ છુટે છે.

એ ... ના દરદ અને રેતીને ફાયદો ... ચાહ વધારે પીવાથી પેટ તણાઇ આવતું નથી ચાહ ... ભરીને પીવ... ફાયદો છે ચાહ પીવાથી રેતી પીસાબે હોય તે ... જાય છે. તાવવાળા દરદીને ગોખરૂની ચાહ નહીં આપી શકાય.

ખ. ગુરડાના ... તથા ધાતુ માટે—ગોખરૂ ૭ દાણા, પીપળી ... તોલો, સાકેર ... તોલો દરરોજ પાણી સાથ દીવસમાં બે વાર ફાકવું.

મુત્ર ... —ગોખરૂનો ઊકાળો તેમાં ૨) વાલ ગુગળ નાખી પીવામાં લેવુ.

પથરી ... —ગોખરૂના બીજ તોલો ૦ાા, મધ તોલો ૦ાા ગેટીનું દુધ તોલા ૧ , સાત દીવસ પીવું.

ગ. ધાતુપુષ્ટ, પીસાબે રેતી—નસોમા થયલી નબળાઇ અને પીસાબે રેતી માટે ગોખરૂ બહુ સારાં છે ચાહ બનાવી પીવી.

ઘ. પીસાબ છુટે—ગોખરૂને દુધમાં રાંધી પેરૂપર મુકવુ

ચ રેતીનો દુખાવો મટે—ગોખરૂની ચાહે પેટ ભરીને પીવી. સાથે સરપંખાના પાતરાં ૩ લે તો ઘણો ફાયદો થાય.

છ ધાતુપુષ્ટ, કેડનો દુખાવો, બરડાના કાંઠાનો દુખાવો ... નું દરદ નરમ પડે—તાજાં ગોખરૂની ત્રણ પુરી મુળમાંથી ... પાણીમાં ચોળા ઢીલાવ્યા કરવાં. જ્યાં સુધી એની ચીકણી લબ ... ત્યાં સુધી ઢીલવવુ સાકર નાખી આ મુજબ ૧૫ દીવસ પીવું.

જ. ગોખરૂની ચાહ પીસાબ છોડવે છે. શકતી વધારે છે ધાતુપુષ્ટ છે.



## અરમાળો.

ગરમાળાની સીંગને ગરમ કરવાથી અંદરનો ગળ નીકલે છે

ક. ગુરદાના દરદ માટે—ગરમાળાના ઝાડનો કોઈબી ભાગ ઉપયોગી છે.

ઝાડો લાવે—ગરમાળાનો ગર ૦॥ તોલો ગરમ પાણી સાથે મેળવી પીવે।



## ગુલાબજળ.

ગુલાબજળમાં સુખડના તેલનો પટ આપે છે.

ગુલાબના તેલમાંથી બનાવટી ગુલાબજળ બની શકે છે

ગુલાબજળ ઠંડી જગામાં બગડે છે, તાપમાં સુધરે છે.

ગુલાબજળની બાટલીનો બુચ લાકડાનો નહીં જોઇએ. બુચના નીચે રૂ મેલવો જોઇએ. રૂથી ગુલાબજળ ગરમીને લીધે બગડે નહી.

ગુલાબનું ફુળ લાલ હોય તે ગધકની ધુંઈથી સફેદ થાય છે.



## ગુલાબ.

ખ. ગુલકનુ—ખરા ગુલાબની પાંદડી ૧ ભાગ, ચીનાઈ સાકર ૨ ભાગ ખુબ ચોળીને તે મેળવવું. તડકે અને થારમાં મુકી રાખવું.

હલકો ગુલકન—ખોટા ગુલાબ અને ખાંડનો બને છે.

ગુલકન રોજ ખાવાથી બૈરાં અને બુધાં આદમીને ફાયદો કરે છે.

ગ. મોઢું પાકે ત્યારે—ગુલાબના ફુળ તોલા ૧, વચલોચણ ૧॥ તોલો, ભુકો કરીને ૦। તોલો મોંહમાં મુકે તો જલદી ફાયદો થાય છે.

ગુલાબની પાંતરીને મીઠાં સાથ મેળવી રાખવાથી તેની ખુસબો જળવાઇ રહે છે, જયારે ખપ પડે ત્યારે પાણી સાથ મેળવી, જંતરમા ગાળી ગુલાબજળ બનાવે છે.



## ગુલબાસ.

ગુલબાસના બી કાળા મરી જેવા છે, મરીમાં એ ભેળસેળ થાય છે. એના ફુળ રોજ સાંજે ચાર વાગા પછી ખીલે છે.

ઘ. ગુલબાસનાં પાદડાંની પોટીસ દરદને પકવે છે.

ગુલબાસના મુળીયાં અંગ્રેજી જેલપના જેવો ગુણુ ધરાવે છે. તે ઝાડો લાવે છે.



## ગલકાં.

ગળકા તુરીઆને મળતા આવે છે. તેની ઉપર કાગરી હોતી નથી.

ક. દરાજ—ગળકાને કાપી કટકા કરી ઘીનો હાથ દેવો લોઢી ઉપર ઘીનુ પોતું ફેરવી ગળકાને બાળી કોયલો કરવો. ૧૦૦ વાર ધોયલા ઘીમાં મલમ કરી લગાડવો તેથી દરાજ મટી જાય છે.



## ગળી.

ખ સાપના ડખનુ ઝેર—ઈનડીયન ટેરીટરીમા ઢોર ચારનારાં માણુસો હંમેશા પોતાની પાસે ગળીનો ભુકો રાખે છે, જાનવરને સાપ કરડે કે તરત તે ભુકો ડાબે છે. તેથી સાપનું ઝેહેર ચુસાઇ જાય છે

ગળી ખાંડનો મેળ કાપવાને વપરાય છે.

કલપ બાલ કાળા કરવા માટે—ગળીના મુળીઆ, ખાટા દાડમના ઝાડના મુળીઆં, વેગણુના છોડના મુળીઆં, એકેક તોલો, નવ તોલા તલનું તેલ. આ બધી ચીજના બારીક ભુકાને લોખંડના દાબડામાં મુકીને તે દાબડાને જમીનમા દાટવો. જયાં હમેશા તડકો અને બીનાસ જોઇએ, એક મહીના સુધી જમીનમાં રેહેવા દેવું. આ તેલ લગાડો તો બાલ કાળા થાય. તેલ બાલને લગાડતી વેળા મોંઢામાં ચોખા રાખો તો ચોખા પણુ કાળા થાય.

ગ. મોતીઓ—ગળીના બીજનું અંજન આંખે કરે તો મોતીઓ સુધરે છે



## ગુલ્લી (ગળી.)

ધ. મસા હરસના માટે—ગળીનો ભુકો દાબે તો લોહી બંધ થાય.



## ગોળ.

ક. હાંફણ તથા ખાંસી—જુનો ગોળ ૦। તોલો સરસીઆ તેલ સાથ મેળવીને એકવીસ દીવસ ખાવું

ખ. હરસના મસા માટે—જુના ગોળ સાથ હરડે ખાવી.

ગ. મુત્ર કચ્છ સારો થાય, પીસાબ છુટે—જીરાં સાથ જુનો ગોળ ખાવો.

ઘ. અજીરણ માટે—જુનો ગોળ પીપળ સાથ ખાવો

ચ. આમ, જળસ દુર થાય—જૂના ગોળ સાથ સુંઠ ખાવી.

નવો ગોળ ભારે અને ગરમ છે.

જુનો ગોળ રસાયણરૂપ છે. ત્રણ વરસનો ગોળ ઘણો સારો છે.

મધની ગેરહાજરીમા જુનો ગોળ ચાલે છે.

છ. કફ નાશ પામે—ગોળ આદુ સાથ ખાવો.

જ. પીત નાશ પામે—ગોળ હરડે સાથ ખાવો.

ઝ. વાયુ નાશ પામે—ગોળ સુંઠ સાથ ખાવો.

ટ. નાસુ અને વરણ—ઘણા પરૂવાળા જખમ ઉપર ગોળ બાંધવાથી પરૂ સાફ થાય છે.

ઠ. કરમ—ઘણો જુનો ગોળ ઘણો કીમતી ગણો છે ઉપલીઉ અને કરમ ઉપર ખવાડે છે. તેથી ઝાહાડો આવે છે કરમ નીચે ઉતરે છે. ગોળ જેમ જુનો થાય છે તેમ તેમાં જુલાબ થવાની અસર વધે છે, કારણ તેમાં સીક્રેટ-પોટાશ ઉત્પન થાય છે ગોળ જાનવરોના ખોરાક સાથ અપાય છે પણ તે ખટાસવાળો ન જોઇએ.

ડ. હાંફણુ—જુનો ગોળ ૦। તોલો સરસીઆ તેલમાં મેળવી ચાટવાથી હાંફણુ નરમ પડે છે.

ઢ. સળેકમ—ગોળ, ઘી, ને પીપળીમુળની રાંબડી પીવાથી સળેકમ નરમ પડે છે.

ચીના લોકો સરકમ થયલા માણસની આંખના ભવાની વચેનો ભાગ લાલ થાય ત્યાં સુધી આંગળી વડે ઘસે છે તો સરકમ નરમ પડે છે.

ફ. રતાંધળો—પાંચ તોલા ગોળ, ઘી સાથ મેળવી સવારે રોજ ખાવું.

કાનમાંથી રસી નીકળે તો જુનો ગોળ પાણી સાથ મેળવીને કાન માં ટીપાં નાખવા.

ચાંદી, ધારા વીગેરે જલદી રૂઝાએ—જુના ગોળને ગરમ કરીને લુગડા ઉપર મુકીને તેની પટી ધારા ઉપર મુકવી ૪) દીવસમ રૂઝાએ.



## ગાંઠ.

ખ. પેઠની ગાઠ ખસે છે એટલે આતરડું વળ ખાય છે તે વખતે દરદીના અગુઠાને અથવા પગના ટેટાને મજબુત બાધે છે.

દરદીના બધે પગના ટળીઆ એક માણસ પકડે અને બીજો માણસ એ હાથ પકડે ને દરદીને ઉચકી ઝોલા ખવાડે તો પેટ દબાઇને આતરડુ ઠેકાણે આવે.

આતરડું વળ ખાય છે—કુદવાથી, છલંગ મારવાથી, ભરે બોજ ઉચકવાથી આતરડું વળ ખાય છે.



## ગંજ પીપર

ગ પુરૂષાર્થ વધે—ગંજપીપર, આસંધ, તજ, સરખે ભાગે લઇ ભેંસના માખણ માં મેળવી લેપ કરવો. ખેંચાઇ ગયલી નસ છુટે.



## ગલગોટા

ધ. કાનના દરદ માટે—ગલગોટાના ફુલના રસના ટીપાં કાનમાં નાખવાં.

હરસવાળા દરદીએ ગલગોટાના ફુલની પાંતરી સાકર સાથ રોજ સહવારે ખાવી. અથવા એનો ગુલકન બનાવી ખાવો.



## ગાજર.

ચ. મરદને શકતી વધે—ગાજરના બીજ ૦ા તોલો મધ સાથે દીવશ ઉગતે

ખાવા.

ખહીવાળા દરદીને ગાજરનો રસ બહુ ફાયદેમંદ છે.

મોંઢા પર લાલી આવે—ગાંજર ભુંજીને ખાવાથી મોંઢે લાલી આવે.



## ગુવાર.

ક. રતાધળો સારો તરત થાય--ગુવારના પાંતરાનુ શાક ખાવું.



## ગીલોડી—ટીલોડી.

ખ. મસા, રકતપીત, ક્ષય—ગીલોડા શાક અને અઠાણુ તરીકે ખવાય છે. કડવા ફળના રોપાનું મુળીયુ પાણીમા ઘસીને પીએ તો ક્ષય, રગતપીટ, અને મસાના રોગ સારા થાય છે.

ગ. મસા—કડવી ગીલોડીના પાદડાંનો રસ અને ચુનાનો ગાગડો મેળવી મસા ઉપર દશ મીનીટ લગાડવાથી મસો ઘસાઈ જશે. આસપાસની બીજી જગાએ આ લેપડી લાગે નહી. જો લાગે તો બીજી ચામડી ખરાબ થાય છે



## ગલોડીનો વેલો.

ઘ. આંખ ગળતી બધ થાય—ગલોડીના વેલાના કનનો રસ તોલો ૧, સીંધાલુણ ૧ રતી સરવેને વાટી અંજન કરવું.



## ગુલબરગી.

ચ. દરાઝ માટે—ગુલબરગીના પાતરાંનો રસ ચોપડવો.



## ગુળદાવડી.

છ. મરડો—લોહી સાથનો થયો હોય તો ગુળદાવડીના ફુલનો ભુકો ન

તોલો મેળા તાજાં દહીમા ખવાડવો અકસીર ઇલાજ છે.

## ગુંદર બાવળનો.

ક. મરદને શકતી વધે—ગુદર ૦ા તોલો ઊજળી ખાડ સાથ ત્રણ દીવસ ખાય અને ઉપરથી પાણી પીવુ

ખ. પથરી માટે—ગુદ૨ તોલા ત્રણ ઉકળતા પાણી શેર ચારમા મેળવી ચંડુ પડે ને જ્યારે તરસ લાગે ત્યારે પીવું.

## ગમ ગુળબેનમ (બેરંજા) (બેરજી.)

અ દખ મારતાં જીવજતુ નાહસે—ગુળબેનમ ગમનો ધુમાડો કરે

ઘ. કંઠમાળા, ખુજળીની ફુલ્લી માટે—ગમ ગુળબેનમ ખાવામાં આપે છે. માત્રા એકથી ચાર માસા એનો મલમ ગાઠને પકાવીને ઝેહેરવી કાઢે છે. એ મલમ બેજલીકન મલમના જેવો છે. બનાવટ પણ તેના જેવીજ છે.

## ગુળે અરમાની.

ચ. ગોળીમાં પાણી ભરાયુ હોય ત્યારે નીચે મુજબ લેપ કરીને ચોપડવો. સભાગે ગુલે અરમાની, જવનો આંટો, જીરૂ, વીલાતી મેંદીના પાંતરા, ગાયના છાણના જુના અરાયા, અને સરકો.

છ. દાઝેલાના જખમ ઉપર ગુળેઅરમાની સરકામાં મેળવી લગાડવી.

## ગુળખરી.

જ. લોહી ઝહાડામાં પડે તો ગુળખરી એક તોલો વાટી સાકર અને પાણી સાથ પીવી.

## ગોરખરાં ગાંજો.

ક. ભુખ મરી જાય—ગોરખરાના બીજ પીસીને આટો કરે. દુધમા આગળા ભીજવી તે આટામા બોળી ચાટે તો ભુખ મરે



## ગોઆ પાઉડર

ખ. ગોઆ પાઉડરની નકલ—વાટેલો અમળસારો ગંધક.



## ગુંગળ

ગ. સીધવ ૧॥ તોલો ગુગલ ત્રણુ તોલા છુંદી, ઠીકરા ૧૨ ગરમ કરીને પછી સુવા, લોધર, માયા, ધાવરીના ફુલ, બાનલુ, દરેક પાચ તોલા મેળવીને મધ સાથ ૦॥ તોલાની ગોળા કરવી

આ ગોળી રૂમાં વીટાળી સપોઝીટરીની માફક વાપરવાથી (મુકવાથી) સ્ત્રીના અનેક દરદને ફાયદો કરે, કમલની ખામી સુધરે.



## ગરણી (ધોળી)

ઘ. આધાસીસી માટે ગરણીના મુળને પાણીમાં ઘસી તેના ટીપાં પાંચ નાખમાં નાખવાં.

ચ. કોઢ સફેદ માટે—ગરણીના બી વાટી લેપ કરવો.



## ગાંજો

છ. નાસુર માટે—ગાંજાના પાલાનો રસ નાસુરમાં ભરવો. નાસુર મોટુ હોય તો તેમાં ફટકડી ઉમેરવી. પીચકારી વતી નાખવું.



## ગાય (પસુ)

જ. સંધીવા—ગાયના પુછડાંના વાળનો વારો બનાવી પહેરે તો સંધીવા

વાલાં દરદીને ફાયદો છે.



## ગાજબાન=ગલજીબી=ભોંપાથરી

પથરી પેસાબે હોએ તો ગલજીબીનો રસ પીવાથી ફાયદો થાય છે.



## ગોરૂચંદન.

બચાંને ઉપગીઉ બચ્ચાને સસણી માટે—ગોરૂચંદન ૧) ચોખા જેટલું માતાના દુધમાં ઘસીને દર ત્રણ કલાકે પાવું

ક. નાસુર માટે—બેઆ ગુગળ તથા કળી ચુનો બને બરાબર લઈને પાણીના ટીપા નાખતા જાય ને ખરળ કરતા જાય, પછી તેનો કાકરો કરી નાસુરમા મુકે, તે ઉપર મલમની પટી લગાડે. રૂઝે ત્યાંલગણ મલમ લગાડયા કરવો

ખ. ભગંદર અને નાસુર માટે ખાવામાં લેવું—હરડે, બહેરાં, આમળાં પીપર દરેક ચાર તોલા, ગુગળ વીસ તોલા, એ સર્વને પાણીમાં ખુંદી રૂા. ૦। ભારની ગોળી કરી, ભગંદર તથા નાસુર માટે ખાવી.



## ઘોડો.

ગ. સ્ત્રી કસતાતી હોએ અથવા પેટમાં છોકરૂં મુએલું હોય તો પહેડુથી દુંટી સુધી બકરીનુ દુધ મસળે અને છોકરૂ નીકળવાની જગા આગળ ઘોડાના નખની ધુંઈ આપે તો છોકરૂં નીકળી પડે.

ઘ. ખોરો માથાનો, ફોલ્લી માથાની—ઘોડાના નખની રાખ દીવેલમાં ચોપડવાથી સારૂ થાએ.



## ઘોડાવજ.

ચ. ગુરડાના અને રેતીના દરદ માટે ઉપયોગી છે. એને જીભ ઉપર મુકવાથી

જીભે ઝણઝણાટ લાગે છે. ઘોડાવજ અને બાળ.વજ એ બને જુદા છે



## ઘઉં.

ક ઘઉંનું દુધ—આંખોને ધાતુ જાય, પાણી પડે અને દરતાન જાય તે માટે ખાવામાં ઉપયોગી છે

ખ કમળો—ઘઉંનું તેલ બે દીવસ આખમા આંજે તો કમળો મટે.

ગ. દરાજ—ઘઉંનું તેલ દરાજ ઉપર લગાડે તો દરાજ સારી થાય.

ઘઉંના દાણા ઉપર ગરમ તબેઠો મુકે તો તેલ નીકળે છે.

ઘ. ચામડી નરમ સુવાળી થાય છે—ઘઉંનો મેંદો પાણી સાથ મેળવી લગાડે તો ગ્લીસેરાઇન, બદામના તેલ, અને અળસીના તેલની માફક ચામડી નરમ કરે છે.

ચ. દરાઝ માટે—ઘઉનુ તેલ અને મરઘાની ચરબી મેળવી લગાડવુ.

અમબરને કેસરનો પટ આપે છે. તે અમબરને ઘઉમા મુકે તો કેસરનો વાસ જતો રહે.

કપુરનો વાસ પણ ઘઉ ખાઇ જાય છે.

છ. શકતીની ગોળી—જાયફળ તોલા ૦ાા ના વજનથી ઓછું ન હોય તે લેવુ. તેની ગાબડી કાઢી અંદર અફીણ વાલ ૮ ભરી બંધ કરી ઘઉના આંટામાં લેપ કરે (ગલેફ કરે) ભાતના છાણાના ઢગલાની વચે જાય ફળ મુકે. તે ઢગલા ઉપર સુતરના ૪ દોરા મુકી આઠ ગમથી તે દોરા સળગાવે. છાણા બળી રહેને ખળમાં વાટી ચોથો ભાગ ખાવો અને દુધ શેર ૧ પીવું તેથી શકતી વધે છે.

ચાહ તથા કાફી—ઘઉંને કાફી માફક ભુંજીને દળવી અને કાફી માફક ઉકાળવી. એમાં શકતી આપવાનો તેમજ હુંશીઆરી લાવવાનો ગુણ છે. કોઇ રીતે નુકશાન કરતા નથી.

શકતી આવે—ઘઊંનો દળ ખાવાથી શરીરે શકતી વધે છે.



## ઘઉં કરણી

ફ. કોહોડ—મુલીયું પાણીમાં ઘસીને સફેદ કોહોડ ઉપર લગાડે તો ફાયદો થાય છે. એના ઝાડ ઉપર સફેદ ફુલ થાય છે.



## ઘી

ખ. દાઝેલાં શરીર ઉપર જુનું ઘી ચોપડવુ. અથવા તાજુ ઘી ૧૦૦ વાર પાણીથી ધોઇને લગાડવુ.

ઘીને શોધવું એટલે ઘીને ઘણીવાર પાણીથી ધોવું.

ગ. ઘી કોઈપી વસાણાનુ કાઢવું હોય તો તે વસાણાનો સ્વરસ અથવા કલ્ક ૧ ભાગ, ઘી ૪ ભાગ, પાણી ૧૬ ભાગ લેવો. પાણી બળે ત્યાં સુધી ઉકાળવું પાણી બળેને ગાળી લેવું, કોઈ પાણીને બદલે દુધ લે છે, કોઇ ગાયનું મુતર લે છે.

ઘ. કાનકચુરો કાનમા ગયો હોય તો ગાયનુ ઘી કાનમા રેડવુ.

ઘી બનાવવામાં સુકી વનસ્પતી હોય તો ૧ ભાગ વનસ્પતી ને ૧૬ ભાગ પાણી સાથે ઉકાળીને આઠ ભાગ રાખવુ અને પછી તે ઘી બનાવવામાં વાપરવુ

ચ. રતવા ઉપર ૧૦૦થી ૧૦૦૦ હજાર વાર પાણીમા ધોયલું ઘી વાપરે છે. તેથી રતવા સારા થાય છે.

છ. ખરફસુ—ખરફસાં ઉપર ગાયનુ ઘી ચોપડી કુતરાં પાસે ચટાડવુ.

જ. ઉંદરી માટે—માથાના બાલ બોરાવી ઉપર ઘી ચોપડે પછી તેની ઉપર ખાંડ ભભરાવવી અને ઘઉંની રોટી અધકાચી માથાપર મુકે તો બધા કીડા નીકળી આવે. દીન ૩ એ મુજબ કરવું.

ઝ. ખેંચાયલી નસ છુટી પડે—પડી જવાથી, અથવા અફળાવાથી અથવા કુદરતથી નસ ગંઠાઈ અને ખેચાઈ ગઇ હોય તો મધ, ઘી અને સીંધવ મેળવીને માલેસ કરવું.

ઘીમાં ભેળસેળ—તળનું તેલ, ચરબી સાથ મેળવી ઘીમાં ભેળે છે ચોખ્ખાં

ઘીના દ્યચર સાથ મેળવે તો, પીગળી જશે. ભેળસેળનું ઘી પીગળશે નહીં

સાપ [illegible] ઉ[illegible]— ઘી તપાવીને દરદીને પાવું દશ દશ મીનીટે જેટલું પીએ એટલું પાવું સાપના ઝેરને લીધે દરદીને ઘીનો સવાદ ગ[illegible] [illegible] લાગે છે. ઝેર જેમ [illegible]કરૂં હોય તેમ ઘી વધારે પીવાએ. ૮ કલાકમાં ૪૦ રતલ ઘી પા[illegible]કાય છે. પેટમાં જતું ઘી ઝાડા વાટે નીકળી જાય છે ડંખ આગળના સોજા ઉપર લીમડાના પાંતરાની લેપડી મુકવી જેમ જેમ ઘી પાવાડે તેમ તેમ દરદીને હુશીઆરી આવતી જાએ. ઘી પીધા [illegible] ૧૦ મીનીટમાં ઝાડા વાટે નીકળી જાય છે.

~~~

## ઘાસ—કુતરીઉં.

ક. કુતરાનું ઝેર—કુતરીઆ ઘાસના બાનો જુખમો સુકવી મધ મા ગોળી કરી આપે તો દરદીના ઝાડામાંથી જીણા જીવડા જેવુ નીકળે ત્યારે જાણવુ જે હરખાયલાં કુતરાએ દરદીને કરડેલો છે

ખ. હડકીની ખાંસી માટે કુતરીઆ ઘાસના ફુલને બાળીને ૨ વાલ મધમાં મેળવી ચાર દીન સુધી રોજ ૩ વાર ખવાડે.

~~~

## ઘીસોડી કડવી.

ગ. વીચ્છુનો ડંખ એક મીનીટમાં ઉતરે—ઘીસોડી કડવી (ઝુમખડા)નું બી પાણીમાં ઘસીને અથવા વાટીને વીચ્છુના ડંખ ઉપર મુકે.

વીચ્છુનો ડંખ ૧ મીનીટમાં ઉતરે; ઘીસોડી કડવીના બીને પાણીમાં ઘુંટી ડંખ ઉપર મુકે.

દરદીને ખુબ દોડાવવાથી વીચ્છુનો ડંખ ઉતરે છે.

~~~

## ઘાભણું.

ઘ. ઘાભણુંને છાણાના તાપથી પકવે છે દસ્તાન બંધ કરવા ઓગો
~~~

ખાવામા લે છે.

ક ધાભણુ સાથ મારસમેલોના મુળીઆનો ભુકો ચાર ટકા મેળવવાથી સીમે·ન્યગું મજબુત થાય છે

ખ. સીમીટ — ભણુ છ ભાગ, ચુનાની ફાક તાજી એક ભાગ, જુલાબના મીટાનું પાણી, આ ચીજોથી બનાવેલી સીમીટ બહુ કઠણુ થાય છે.

કાચી ધ ભણુને દશ ટકાવાળાં ફટકીનાં પાણીમા બોળી પછી પકાવે તો બહુ ચીકાસ વધે છે.

ગાદી અથવા ચાદા જેમાંથી રસી નીકળતી હોય તેને માટે અને ઘાહ પડેલો હોએ તે માટે પકવેલી ધાભણુનો બારીક ભુકો દાબવામાં આવે છે. એનો મલમ કરીને બી વાપરે છે.



## ધીલોરી, ધલોરી, ઘેડી, પાલ, (જાનવર)

એને અડકવાથી હીંદુઓ અભડાય છે એ સાપ બામણીના આકારની છે.

ધીલોડી પોતાનો અગાર દુધ અથવા એવી ધોલી ચીજમાં વધારે નાખે છે. અગારની સાથ સફેદ ભાગ વળગેલો હોય છે તે ઝેરી છે, તે પેટમાં જવાથી ઝાહાડો તથા ઊલટી આવે છે.

ગ. ધલોડીના ઝેરનો ઉપાય—આસોપાલવ, આંબો, પીપળો અમાંનું કોઇ પણુ ઝાડનુ મુળીયું પાણીમા ઘસીને પાવુ તેથી ઝેર ઊતરે છે

આખનુ ફુલુ—ગીલોરીના છેરને માતાના દુધમાં ઘસી આખે લગાડવુ અથવા ચલ્લાના છેરમા સાકર વાટી આખમાં ભુકા ભભરવવી, અથવા સફેદ મુસળીને સ્ત્રીના દુધમાં ઘસીને આંજવી, અથવા ફટકડીના ચુરણનું અંજન કરવું



## ચંપેલી.

ગ. નસોમાં શકતી વધે—ચંપેલીના પાંતરાનો લેપ નબળી નસો ઊપર

બાંધે છે.

ક. આટણુ ઉપર ચંપેલીના પાદડાનો રસ મુકે છે, આટણુ નરમ થાય છે ગોળીએ સોજો હોય તો ચમેલીના પાતરાનું વરાળીઊં બાંધેછે



## ચણા

ખ. જીવ જતુઓ પેદા થાય—ચણાના લોટને મોઢામાં ભીજવીને બહાર કહાડી તે ઊંપર દહીનું પાણી રેડે તો પુષકળ જીવજતુ પેદા થાય.

ગ. કેટલાક લોકો ચણા અથવા કોઇબી કઠોર સાથ દુધ, દહી, છાસ, ખાતા નથી.

ઘ. બંધેજ રહે, પાણી પડે નહીં—ભુજેલા. છોલેલા ચણા ખાંડ સાથ ખાય તો હમેલ વાળી સ્ત્રીને ધાત ન જાએ અથવા પાણી પડતુ બધ થાએ,

ચ. ચણાનો ખાર—રાતરે ચણાના છોડના ઉપર ઝીનુ પાતલું લુગડું ઢાંકે, ઠારમા તે ભીજાયને સહવારે તે નીચવી લેવો એ ખાર સલફેટ ઓફ ઝીંકનો ગુણ ધરાવે છે.

છ. વાંઝીયાપણાની તપાસ—માંટીના બે કુડામા કાળી મટોડી ભરવી, તેમાં કાળા ચણા નાંખવા, એકેક કુંડામાં સ્ત્રી અને મરદ પીસાબ કરે જેના કુંડામાં ચણાનો છોડ ઊગે નહી તે વાંઝટ સમજવું.

જ. મોઢાપરનો કાળાસ મટે— ચામડી સફાઈ પકડે—ચણાના આટાને પાણી સાથ મેળવી મસળવાથી મોઢાંના ચામડી સફાઇ પકડે. કોલ્ડ ક્રીમ લગાડવું પડે નહીં.

ઝ. ચામડી ઉપર ચણાનો લોટ પાણી સાથે મેળવી મસળવાથી ચામડી નરમ અને સુવાળી થાય છે.

ટ. સળેખમ, ખાંસી—ભુજેલા ચણા અને મીઠું ખાવાથી સળેખમ, ખાંસી નરમ પડે છે.

ઠ. ગળુ બેઠેલું ખુલે છે—ચણા સેકેલા બે તોલા, એલચી પાંચ નંગ અને નામક બેઆનીભાર, એની ફાકી મારી ઉપરથી પાણી પીવું,

ક. ઉંદરી—કાચા ચણાને બાળીને રાખ કરવી અને તેલ સાથ મેલવીને લગાડવી

કા. પેટનો દુખાવો—ચણાના છોડ ઊપર પતલુ કપડું રાત્રે ઢાંકે, તેની ઊપર રાત્રે ઓસ પડે તે સહવારે નીચવીને પાણી એકઠું કરે; તે પીવાથી પેટ નો દુખાવો નરમ પડે, એને ચણાનો ખાર કહે છે.

ચણાનો ખાર ખરો છે તે પારખવા માટે મેથીના દાણાને આ ખારના પાણીમાં બોળી મુકવે, સાત પત આપે, આ મેથીને જો મટોડામાં મેળવી ઉપર પાણી છાંટે તો તરત ભાજી ઊગે.



## ચુનો.

ચુનો—પાન સાથે ખાવામાં આવે છે. તે જલદ બહુ છે. મોંઢામાં છાગરા પાડે છે તેથી ચુના સાથે કાથો વાપરવામાં આવે છે.

ખ. દુરગંધ નાશ કરે—ચુનો અને નીઠુ સાથે મેળવીને છાંટવાથી ખરાબ વાસ દુર થાય છે,

ગ કોઠાને કઉવત આપે, ખાધેલું પાચન કરે, ટાકીના આજારને ફાયદો કરે, પારા સુજેલાને ફાયદો કરે, પેટમાંની અગન નરમ કરે, લાલ પથરી (એસીડવાળી)ને ફાયદો આપે—આ સઘળા રોગો માટે ચુનાનું નીતરૂ પાણી પીવાથી ફાયદો થાએ, મોટા માણસ માટે અરધો ઉંસથી ૪ ઉંસ સુધી પીવામાં અપાય છે.

ઘ. સીમીટ બને છે—ચુનો, હલદ, અને આટો પાણી સાથ મેળવીને સીમીટ બનાવે છે. કાદવના વાસણના મો બધ કરવા વપરાય છે

ચ. ભાંગેલા વાસણ સાંધવા માટે—મસતકી, ચુણાનો ફાંક, ઈંડાંની સફેદી મેળવીને ભાંગેલા વાસણ જોડવામા વપરાય છે.

છ. શરીરપરના મસા સારા થાય—કળી ચુનો દીન ઉગતે ૧ વાલ ખાય તો મસા જાય. ચુનો અને સણુચોરો પાણીમાં મલમ કરીને લગાડે તો મસા ખરી પડે.

જ. ઉધાઈ—જે જગા ઉપર ઉધાઇ ઘણી હોય ત્યાંના ઘરના બાંધકામના લાકડાં ઉપર ચુનો લગાડે તો ઉધાઈ લાકડાને લાગે નહી. અઢી તોલા ચુનાના પીવાના પાણીમા દોઢ ગ્રેન ચુનો આવે છે એથી વધુ ચુનો પાણીમાં મળી શકે નહીં

સેકેરેટેડ ચુનાના અઢી તોલા પાણીમા ચુનો સાત ગ્રેનનો રહે છે.

ક. વાળો મટે—ચુનો, ચુલા ઉપરનું ધુવસ, મીઠુ, એકઠાં કરી ત્રણ દીવસ વાળા ઉપર મુક તો વાળો દુર થાય

ખ. પથરી લાલ (ખટાસ જાતની) હથોડીથી ભાગે નહી તેવી પથરી માટે—દરદીએ ચુનાનુ પાણી હંમેશ સાધારણ પીવાના પાણીને બદલે પીવું જોઇએ.

ગ. ચુનાના મલમના (દેશી) બનાવટ—ચુનાને પાણીથી ધોઈ સુકવવો. કોઈ વખ્ત ચુનો ધોવાની જરૂર જોતા નથી.

૧ તોલો ચુનો અને સાલીદ તેલ, મીઠુ તેલ અથવા અળસીનું તેલ ૦। શેર સાથે મેળવી લાહી જેવું બનાવી મલમ તરીકે વાપરવુ.

ઘ. ચુનાનો મલમ ( અંગ્રેજી ) ચુનાનું નીતરૂં પાણી અને સાલીદનું તેલ અથવા તલનુ તેલ મેળવવુ.

ચ. કરોળીઆ માટે—કળી ચુનો તોલો એક, સરસીઉ તેલ પાંચ તોલા, મેળવીને શરીરે મસળો અને તડકે બેસે, સાત દીવસ સુધી ઈલાજ કરવો.

છ. સુળ માટે—ચુનો અને ગોળ મેળવીને જયા દુખાવો હોય ત્યાં લગાડવું.

જ. ઊલટી—બચ્ચાંઓને થાય ત્યારે ચુનાનુ પાણી દુધ સાથ પીવાડે.

ઝ. દરાઝ માટે—દરાઝને ખણીને ઊપર ઘી ચોપડી પછી ચુનો લગાડવો

ટ. દાઝેલાનો મલમ—૦। શેર ચુનાને પાણીમાં પલાળવો. નીતરૂ પાણી કહાડી નાંખવુ. ચુનાને કપડામાંથી ગાળવો તેમાં એક શેર કોપરેલ નાંખી ખુબ હલાવવું કલાઇ સુફેદો ૦। શેર મેળવવો બે. ત્રણ દીવસ પછી પાણી સુકાઇ જાય તો તેલ નાખવુ

તરત દાઝેલા ઊપર આ મલમ ચોપડે તો ફોલ્લાઆ ન ઊઠે, ફોલ્લાઆ ઊપર ચોપડે તો પાકે નહી, પાકેલા ઊપર ચોપડે તો રૂઝ લાવે, અગન બળતી નરમ પડે, માથાના સડતાં ચાંદા સાફ કરે, (આ મલમ ઘણો ખાત્રી પુરવક છે.)

ઠ. શરીરપરના મસા અને તલ માટે—ચુનો અને સાજીખાર પાણીમા વાટી ચોપડે તો શરીર પરનાં તલ તથા મસા ખરી પડે છે.

ચુકનદરના પાતરાં, ખુરફાના પાતરા—શરીર પરના મસા ઉપર ઘસ વાથી મસા ખરી પડે છે.

ક. બદ માટે—ચુનો અને ઈંડાંની સફેતીનો લેપ કરવો.

ખ. માકડીના ફુલ્લા—ચુનો અને લીંબુનો રસ લગાડવાથી, માંકડી સારી થાય છે.

ગ. માખન ખોરૂં થયું હોએ, તો ચુનાના નીતરાં પાણીથી ધોવુ.

ઘ. કારબોલીક પાઉદર, ગંડકીનો પાઉદર—ચુનાની ફાંક, જુલાબના મીઠાની બારીક ભુકી અને કારબોલીક એસીદ આ ત્રણ ચીજની મેળવણી થી બનાવે છે.

ચુનો, ખાધેલુ અનાજ પાચન કરે છે. હાડકાને વધારવા માટે ઉપયોગી છે, છાતી ઉપરની ખટાસને કાપે છે. ચામડીને લગાડવાથી ચામડી ઉપર ફોફ્લીઆ પાડે છે.

ચ. શરીરપરના મસા—માથા ઉપર તથા આખા શરીર ઉપર જીણા મસા થાય છે તે માટે ચુનો અને કાથો ખાવાના પાનમાં મુકી તેની બીડી બનાવવી તે બીડી મસા ઉપર વસવી. તેથી તરત મસા નીકળી જાય છે. અથવા કેળસીઅમ સળફાઇદની ગોળી ૦ાા ગ્રેન વાળી એક રોજ ખવાડવી.

છ. ભેરી ડખ કોઇબી જાનવરનો સારો થાય—ડંખની જગા સરકાથી અ થવા દારૂથી ધોઇને પાનમાં ખાવાનો ચુનો પાણી સાથ મેળવીને ડખ ઉપર લગાડવો, તરતનો પેહેલો ઉપાય એ છે.

જ. અડી ગયલા સાંધામાં દુખાવો—ચુનો અને રેવનચીનો સીરો સંભાગે લઈ પાણી સાથ મેળવીને લગાડવાથી સાંધા છુટા પડે.

ઝ. શરીર ઉપરના મસા ખરી પડે—ચુનો અને સંચોરો (પાપડખાર) સભાગે લઇને તેને ત્રીજે હીસ્સે કાંડો મેળવીને લગાડે.

## ચોખા.

ચોખાનો ખોરાક બધા ખોરાકોમાં સારો છે. ચોખા જુના જોઇએ, નવા ચોખા ખાવાથી કેટલાક માણસોના પેટ આફુળાઈ આવે છે

જુના ચોખા સરવેને માફક છે. સીક માણસને માટ અન્દે રાક છે. તેને પકવવાની રીત નીચે મુજબ છે.

ઓસાવેલા ચોખા દરદીને માફક આવે છે. ઓછા પાણીમાં ઓસાવવાથી ચોખાનો કેટલોક કસ નીકળી જાય છે. માટે એક શેર ચોખા ઓસાવવામાં ચાર શેર પાણી જોઇએ. ચોખા વાસણના તળીઆમાં બેસે ત્યારે તઇયાર થયલા સમજવા. ત્યારે પાણી ઓગાળી કાઢવું અને ઘી નાખી અ ગારે રાખવા. ઓસાવવામાં પાણી વધુ લેવાથી ચોખા બગડતા નથી, અને કસ નીકળી જતો નથી, નવો ચોખો સરદી કરે છે, જેમ જુનો ચોખો તેમ ખાવામાં સારો. દરદી માટે જુના સાઠી લાલ વરીના ચોખા વધુ સારા છે. વધારે ચળકતા કરેલા ચોખા કરતા ઓછા છડેલા કુસકીવાળા ચોખા દર દીને ખાવામા સારા છે.

ક. ખરાબ ટાંકીના ચાંદા, વીસફુટકમાં અરધા રૂપીઆ જેટલા મોટાં ચાંદા થાએ છે તે માટે નીચે મુજબ.

ચોખા જીણા સારા માજરવેલના, ગેરૂ, કાગડાનો અધાર સરખે ભાગે દરોઇના રસમાં ખરળ કરી ચાંઠા ઉપર લગાડે તો તે રૂઝે. રોગ ટાંકીનો જાય, ગરમી તળે.

ખ. ગળું બેઠેલુ ઉપડે—ચાવળને ગોળના સીરામાં પકાવી રાત્રે ખાવો. બીજું કાંઈ ખાવું નહી. ઠંડુ પાણી પીવુ નહીં. તરસ લાગે તો ત્રણ કલાક પછી ગરમ પાણી પીવુ.

ગ. ગળામાં કાંટો અથવા હાડકુ અટકીયું હોય તો—ગરમ ગરમ ચાવલનો મોટો ભુક એકદમ ગળી જવો.

અથવા ઘઉંની રોટલી ગરમ ગરમ મોટા ભુકમાં ખાવી.

ઘ. ગળામાં ખુટેલું હાડકું કાઢવા માટે ઇલાજ—હાથની ચોથી આગળીઓ એકેક કાંનમાં દાબવી. દાંત ઉપર દાંત દાબવા, જીભ ટાળવે લગાડવી, નાંક બંધ રાખવું, દમ ઘુંટવો; જયારે ગળાંની નસ ફુલે ત્યારે મોંઢા વાટે દમ એકદમ કાઢેથી, કાંટો અથવા હાડકું બહાર આવશે.

ચ. રગતપીત—કમોદના ચોખાને આંકરાના દુધમાં ત્રણવાર પટ આપવો તેને વાટી ઉંચા મોગરેલ તેલમાં મલમ કરવો. દીન ચાર લગા

ડવો તેથી રગતપીત જાય.

ક. પરમો વાસ મારતો મટે—કમોદના ચોખાની પાણી જેવી પાતલી કાંજી પીવી.

ચોખા વાયડા છે એમ સમજવામાં આવે છે. તે નવા ચોખા છે. જુના ચોખા ઉપર લખવા મુજબ પકાવેલા હોય તો દરદીને જીરાખી અવગુણ કરે નહીં

ચોખાની સાથ દાળ વાપરવાથી તેનો વાયુ ગુણ ઓછો થાય છે.

ચોખા અને દાળ જુદા પકાવી ખાવા. એ ખોરાક હલકો છે ને જલદી જરપત થાય છે, કેહેવત છે જે "દાળ ભાતકા સુતરા ખાના, મેરે ભરૂસે ગાઉ મત જાના" હીંદુભાઇઓ દાળ ભાત જુદા જુદા પકાવી ખાવાનો સાધારણ રીવાજ રાખે છે.

દાળ ભાતની બનેલી ખીચડી ભારે છે, છતાં મુસલમાનભાઇઓ ખીચડી વધારે પસંદ કરે છે.

સાહેબ લોકોના સાધારણ ખોરાકમા ઓસાવેલા ચાવલ અને કઢી છે.

પારસીભાઇઓ ચોખા ખાવાની ત્રણે રીત પસંદ કરે છે.

ખીચડી ભારે છે પણ દાળ મગની વાપરી હોય તો ખીચડી હલકી છે તે જરપત જલદી થાય છે

ખ. મોઢાનો કાળાસ ભાંગે—ચોખાનો આટો પાણી સાથ મેળવી મોં ઉપર ઘસવાથી મોઢાનો રંગ એક સરખો થાય

ગ. કાળો કોઢ (છાયો)—તરબુજનુ ગાબડુ કાહાડી તેમા ચોખા મુકી ગાબડું બંધ કરવું. સાત દીવસ રહેવા દેવુ. તે ચોખા સુકવી વાટીને કોઢ ઉપર લગાડવા.

ઘ. હાફણ (ચેન) જાય—ચોખાના ધુણમા કાળી અરણીનું મુળીઉ ઘસીને પીવું.



## ચોખા = ચાવલ.

ચોખા—જેમાં ખુસબો વધારે તે સરસ છે. ખુસબો વગરના સારા નથી. ચોખા સીક માણસને ખોરાક તરીકે ઘણા સારા છે. સીક

માણુસને આપવા હોય તો ઓસાવીને આપવા ઓસાવવાથી સરદીનો ભાગ નીકળી જાય છે.

ક. મરડાને માટે—ચોખાને ત્રણુવાર ધોવા. સુકવીને દુધ, સાકર સાથ પકાવી ખાવા. મરડાવાળા દરદીને ફાયદો કરે છે.

ખ. દીવાલે લુણો—દીવાલને લુણો લાગે ત્યારે નીચે મુજબ ચોપડવુ. પેહેલા લુણો ઉખેડી કાઢવો. પછી પાંચ ભાગ ફટકી, ૧૦૦ ભાગ પાણી મેળવી દીવાલને બે વાર પચાવવુ, પછી નીચે મુજબ પલ લું લગાડવું.

ચુનો ૧ શેર, ૦। શેર ચોખાના આટાની લાહી, નવટાંક સરસ, (ગરમ પાણીમાં પીગલાવેલું) અને નવટાક ખાંડ તેમા જોઇએ એટલુ પાણી લેવું. આ સઘળી ચીજો મેળવીને દીવાલ ઉપર એક હાથ મારી પછી બીજો હાથ મારવો જો પંદર દીવસમાં લુણો પાછો દે ખાય તો ફરી આ મુજબ તેટલી જગા ઉપર કરવું. જો લુણો ઘણો હોય તો ત્રણુવાર કરવું.

ખા. ઑાના થાનમાં દુધ વધે—સાથી ચોખાને વાટે અને પાણી સાથ કાંજી બનાવી અંદર સાકેર નાખી ૧૪ દીન પીવાડે તો દુધ થાનમાં વધે



## ચતુરોસન.

ગ. ચતુરોસન--સુંઠ, મરી, પીપળ પીપલીમુળ--બદહજમી, સળેકમ પેટનો દુખાવો, અને પેટના પવનને માટે ०॥ તોલો ખવાય છે

ઘ. ત્રીકટુ—સુંઠ, મરી પીપળ ઉપલા કામ માટે વપરાય છે.



## ચોપચીની.

ચ. લોહી બગડે, ગરમી ફુટી નીકળે, ચાઠાં થાએ, ચામડી કાળી પડે, સાંધા ઝળાય—આ દરદો માટે—ચોપચીનીને ખાવામાં લીધાથી ફાયદો છે ०। શેર ચોપચીનીને ઘીમાં તળી તેની સાથ પીપર. પીપળી મળ મરી લવંગ. સુંઠ તજ અકળગરો દરેક ०। થી ०॥ તોલો

નાંખી સાકરના સીરામા મેળવી પાક બનાવી ખાવો. માત્રા.—નવટાંક રોજ ખાવો.

ક. લોહી સુધારનાર, મસા અંગ ઉપર થાય તે માટે—(દા. પાતરાંવાળા બલ્ડ પીઉરી ફાયર) ઉસબો તો૰ ચાર, સાથરાના ફુલ તોલા ત્રણ, સીર ખેસ તોલા ચાર, સોંપ તોલા સાડા ત્રણ, ચોપચીની તોલા સાડા ત્રણ, ઉનાફ દાણા પચાસ, ગુળબેદમુસક ચાર તોલા, ગળો લીમડા પરની તોલા ચાર, એના સાત ભાગ કરવા. એક ભાગ એક શેર પાણીમાં ભીજવી રાખવો. સહવારે ચોળીને ઉકાળવું. અરધો શેર પાણી રહે ને અંદર એક તોલો ગુલકન નાંખી પીવુ. સાત દીવસ અથવા એકવીસ દીવસ પીવુ. મસા બધા ખરી પડે છે ખુન સફા થાય છે.

ખ જુલાબ લાગે તો ગભરાવું નહી. દવા ચાલુજ રાખવી. સુકી અળધ અને આદુ ખાવામાં ઘણું લેવુ. દારૂ, આમળી, લીલું મરચું, તેલ જરાબી ન લેવુ. ગુલબેદમુસક ન મળે તો ઉસકે ખરદુસ લેવુ એને બદલે કોઇ બનફસા અને સુપાસતાન લે છે

ગ. ચોપચીની—મરદને શકતી માટે બહુ વખણાય છે.

ઘ. માથુ દુખવાનું ઘણા લાંબા વખતનુ હોય ત્યારે અનત મુલની સાથ ચોપ ચીની ખાવામાં આવે છે.

ચ. સંધીવા માટે—૦ાશેર ચોપચીની, તજ, મસતકી, એલચી દરેક ૦ાા તોલો મેળવી તેમાથી ૦ાા અથવા ૧ તોલો દુધમાં ઉકાળી પોવાય છે

છ. આંખનું તેજ વધે-૨ તોલા સુનામખા અને ચોપચીની ૧ તોલો છુંદીને ફાકી બનાવી ૦ાા તોલો ૪૧ દીવસ ખાવો.

જ. વીસફુટક માટે-વીર્ય વધારવા માટે—ચોપચીની ૫ તોલાને અરધા શેર પાણીમાં ઉકાળી ૦ા શેર રહે ને તેમાંથી ૫ તોલા દીવસમાં ૩ વાર પીવું અનંત મુળ સાથે લેવાથી એનો ગુણ વધે છે.



## ચીલોતરા પક્ષી.

ક. સુવારોગવાળી સ્ત્રીને ચીલોતરા પક્ષીના પીછાં ગરમ પાણીમા ઉકાળી તે

પાણીથી નહવાડે તો ઘણો ફાયદા થાય છે. સુઆવડી દરેક બાયડીને આ પાણીથી નહવાડવાનો રેવાજ ચોકકસ જાતના લોકોમાં હતો.

## ચોળાઇની ભાજી.

ક હરેક ઝેર વળે—તનાજા (ચાળાઈ)ની ભાજીનો પાસેર રસ પાયે તો કોઇબી ઝેર ઉતરે. ન ઉતરે તો ભાજી છુંદીને ટાળવા ઉપર મુકવી.

ખ. રગતપીત માટે—ચોળાઇનાં ભાજીનો રસ શેર ૦ાા, ઘી શેર ૦। એને ઉકાળી પાણી બળી રહે ત્યારે ચાદાપર લગાડવું.

ગ. વાળો—ચાળાઇનાં ભાજીના મુળીઆની લેપડી મુકવી.

ઘ. કાળો કોઢ—ચોળાઇનાં ભાજી મુળીઆ સાથ બાળી તેની રાખનો લેપ કરી તડકે બેસવું. ગરમ પાણીથી ધોવું, પછી સંચળ ખાર લગાડવો.

ચ. કરોળીઓ (છીપ)—ચોળાઇનાં ભાજીની રાખ પાણી સાથ મેળવી શરીરે ચોપડવી તડકે બેસવુ. પછી ગરમ પાણીથી ધોવુ.

છ. પીટના ચાંદા—દીવસમા બે વાર એ ભાજી રોજ ખાવી.

જ. રેતી પીસાબે—ગુરદાના દરદ માટે ઘીમાં વધારી આ ભાજી રોજ ખાવી.

ઝ. પારો ખાધેલો ફુટી નીકળે તે વેળા આ ભાજી ખાવી.

ટ હાંફણુ—ચોલાઇનાં ભાજી ૦। શેર લેવી તેને ૦ાા શેર પાણીમા ખુબ ઉકાળી તે પાણી ૫) તોલા દીવસમા ત્રણવાર પીવુ રોજ તાજુ બનાવી રોજ પીવુ. ભાજી રોજ ખાવામા લેવી.

ઠ. રતાંધળો—ચોળાઇની ભાજીના બીની રાખ આંખે આજવી.

આદુ અને શેરડીની ગંડેરી ને ચોલાઇની ભાજી સાથ બાફવાથી બંને ચીજ નરમ થાય છે. પછી તેનો મુરબ્બો બને છે. માંસને આદુ નરમ કરે છે. આદુને ચોલાઇનાં ભાજી નરમ કરે છે.

## ચાહ.

ચીનાઇ ચાહ પીવાવા લાગી છે, તેનો ખપ બહુ વધયો છે. તે આપણા દેશના લોકોને અનુકુળ નથી. શરીર નરમ કરે છે, ભુખ્ખી

ઓાછી કરે છે. એવી ફરીયાદ બહુ નીકળે છે.

ચાહની ખાસીયત ગરમ છે. જ્યારે શરીરમાં ગરમી જોઈએ ત્યારે પીવામાં ફાયદો છે. આપણા દેશમાં ચાહ પીવી એ મોટાઇ ગણાય છે. જેમ વધુ વખત ચાહ પીવાય તેમ મોટાઇ સમજાય છે.

પીવામાં ચાહ ગરમ સ્વભાવની છે. ચાહ ઘણી ગરમ પડે તો ખાંડ, દુધ, નાંખી તેનો ગરમાટ ઓછો કરીને મોટાઈ માટે ચાહ પીવાય છે.

ચાહની ખાસીયત ગરમ છે. જ્યાં ગરમી જોઇતી હોય ત્યા પીવામાં આવે તો તે વાજબી છે. પણ સખત તાપના દીવસમા જ્યારે શરીર બલતું હોય ત્યારે ખરે બપોરે બે ત્રણ વાગે ચાહ પીવી એની મતલબ સમજાતી નથી. ચાહની ટેવ અફીણની ટેવ મુજબ પડે છે. જો મુકી દેવા ઇચ્છિતા હોતો તેને બદલે નીચે મુજબ પીવું.

ક. ચાહ—તુલસીના તથા બીલ્લીના પાંદડાં અને તજ એની ચાહ બનાવી પીવાથી ચીનાઇ ચાહની ગરજ સારે છે.

ખ. મીઠી પીસાબવાળા દરદીએ ખાંડ, વગરની પણ દુધ સાથની ચાહ પેટ ભરીને બે ત્રણવાર રોજ પીવી. નીકળતી ખાંડ ચાર દીવસમાં ઓાછી થાય છે. સ્પેસીફીક ગ્રેવીટીથી તપાસતાં તે માલમ પડે છે.

ચાહ પીવાનો રીવાજ વધી ગયો છે પણ ચાહ બનાવતા ઘણાને આવડતી નથી.

ચાહને કોરા વાસણમાં નાખવી, ચીનાઈ કોરીનું વાસણ વધારે સારૂં. ઉપર ઊકળેલુ પાણી નાખવુ. પાચ મીનીટ રહેવા દઇ ઝુંછો ગાળી નાંખવો. પાણી ઘણું ઉકાળવું નહી. પાણી ટાકાનુ કે વરસાદનું અથવા મીઠા કુવાનુંજ જોઇએ. ખારવાળું પાણી ચાહના સ્વાદને બગાડે છે.

ચાહના પાંદડાં ગરમ પાણીમા ઘણો વાર રહેવાથી ટેનીક એસીડ, કેફીન વગેરે ખેંચાઈ આવે છે. જે ભુખ મારી નાંખે છે, માથુ તપાવી મુકે છે, બુધ્ધી ઓછી કરે છે, ખરૂં ખોટુ પારખવાની અકલ ગુમ થઈ જાય છે.



## ચલ્લા પક્ષો.

ક. પુરૂષાતન વધે—ચલ્લાના ભેજાને ખાંડ સાથ ખાવાથી શકતી ઘણી વધે છે.

ખ. ધોળી નસ માટે લેપ—નર ચલ્લાનું લોહી ધોળી નસોને અને ગોળાને લગાડે તો શકતી આવે છે.

ગ નાસુર—ચકલીના અઘારનો લેપ નાસુર પર મુકવાથી ફાયદો થાય છે.

ઘ. ખીલ મોઢાના—ચકલીનો અઘાર સુકવી પાણી સાથ મેળવીને ખીલ પર ચોપડે તો ફાયદો થાય.

ઘા. ફુલુ આંખનું બચ્ચાંનું-ચલીઆનો અઘાર અને સાકર સંભાગે મેળવી તેની બારીક ભુકી આખમાં મુકયા કરે તો ફુલું કપાએ



## ચકુદર.

ચ. નાંકમાં પીદસ, મસા તથા કીડા—ચકુદરના પાતરાંનો રસ કરી ટીપાં નાંકમાં મુકવાં.



## ચામડું

છ હેડકી (અડગરી) માટે—જુના ચામડાંની રાખ મધમાં ખાવી. બેલે રીઅણુ રૂટનો ગુણ એમા છે.

જ. માથામા ખોરો તથા ફુલ્લી—જુના ચામડાંની રાખ દીવેલમાં ચોપડવી.



## ચીનીકબાલા.

ઝ પુરૂષાટન વધે—ચીનીકબાલા, અકળગરો, જીરૂં, મુસળીકંદ, નગોરના બી, કોસમબા તથા એખરાના બી, ગોખરૂ, સુંઠ, વચણાક, કણિચા, માલકાકણી, ચતુર જાતક સભાગે લઈ તેની ચણા જેવડી ગોળી બનાવી રાતરે એક ગોળી ખાય ઉપરથી દુધ, પીએ (અકરૂ બેસીને દુધ પીવાથી પુરૂપાટન વધે છે.) (અકરૂ બેસવા ની ટેવથી હરસના મસા થાય છે)

ક. શક્તી માટે—ચીનીકબાલા, સુંઠ, અજમો, અકુળગરો, તજ લવંગ જાયફળ, કાકડીના બીજ સંભાગે મેળવી સાકેર સાથ ૦ા તોલો ખાવુ.



## ચીતરો.

ખ. ચક્ષીસતર ઉડે—ચીતરાની છાલ છાસમાં ઘસીને ચામડી પર લગાવે.

ગ. મસા ખરી પડે—ચીત્રો, ટનકનખાર, હળદ, ગોળ, સભાગે મેળવી લગાડે.

ગા હરસના મસા ખરી પડે-ચીત્રક, ટંકનખાર. ગોળ, હલદર સંભાગે મેળવી હરસ પર લગાડવું



## ચનોઠી.

ચણોઠી રાતી, કાળી, ધોળી થાય છે, એ ઝેરી છે.

ઘ. વાઘ મરે—મારેલા જાનવરના માંઉસ ઉપર ચણોઠીનો ભુકો નાંખે, વાઘ તે માઉસ ખાય તો છેરી છેરીને મરે. એ ભુકો આંતરડાં ઉપર સોજો લાવે છે.

ચ. કામો-તેજન—ચનોટીનો પાક કામો-તેજન છે. એને ખાવામાં લી એ છે, એરંડીની પેઠે ચણોઠાને ધીમા તલટા તથા ઈંગાર ઉપર સેકાતાં તેનું ઝેર મરી જાય છે ઝેરી ગુણ નીકળી જાય. છે.

ચનોટીના પાન અને મુળ. જેઠીમધ જેવા સ્વાદમા છે. અને ગુણમા બી તેવાં છે.

છ. આધાસીસી—ચનોટીના મુળને પાણીમા ઘસીને જે બાજુ માથું દુખે તે બાજુના નસકોરામાં સુઘવાથી ત્રણ દીવસમા દુખ દફે થાયે

જ. નાકમા છોડ બંધાય. પીદસ નાખનો સ્વાસો સ્વાસ બંધ હોય—એ માટે ચનોટીના મુળીઆને પાણીમા ઘસીને સુઘે છે.

ઝ. દમ, ઉધરસ, કફ, મોઢાના ચાંદા—જેઠી મધની માફક ચનોટીનાં પાનરાં મોઢામાં રાખી ચુસવાથી ફાયદો થાય છે.

ટ. પુરૂષત્વ, ધાતુ વધારે—બેઆની ભાર ચનોટીના પાતરાંના ઉકાળા ને

દુધ સાથ મેળવી સવાર સાંજ એક અઠવાડીયું પીવું.

ક. પરમો, મુત્ર દાહ—ચનોટીના પાંતરાનો રસ પીવાથી પરમો નરમ પડે છે.

ખ. આંખ આવેલી, આંખમા ખીલ માટે—ચનોટીના પાનનો રસ આંખમાં આંજવો.

ગ. બાલ પાછા આવે, સફેદ કોહોડ મટે—ચનોઠીનો લેપ કરી મુકવો.

ઘ. આંખમાં ચણોટીના પાતરાં આંજવાથી રતાસ વધે તો આમળીનો માવો પાણીમાં કાહાડી આંખે આંજવો

ચ. વીન્છુનો દંખ ઉતરે—ઉજળી ચણોટીનું મુળ રવીવારે લાવે, દરદી પાસે એસી તેની ઉજણી દે તો ઝેર ઉતરે.

છ. પુરૂષાતન વધે—ચણોટીનું મુળ ૦। તોલો દુધ સાથ ૭ દીવસ પીએ તો બહુ શકતી વધે

જ. કંઠ ખુલે—ચણોટીના પાતરા મોઢામાં રાખીને રસ ગળવાથી કંઠ ખુલે.

ઝ. વાળ ખરતા અટકે, વાળ ટાળકપર ઉગે—ગુંજાદી તેલ લગાડવાથી ખરતા બાલ અટકે તથા ટાળક પર બાલ ઉગે તે તેલ નીચે મુજબ છે—

ભાંગરાનો રસ ૧ શેર, લાલ ચણોટીનો ભુકો ૨॥ તોલો, તેલ ૧૦ તોલા પાણી બળે ત્યા સુધી ઊકાળવુ અને બાલને ચોપડવું

ટ પુષ્ટીકારક—સફેદ ચણોઠી ખાવામા પુષ્ટીકારક છે.

ઠ. બાલ પાછા આવે—ચણોઠીના મુળ અને ફુલ વાટી લેપ કરવો. તાળકપર મુકવાથી બાલ પાછા ઉગે છે.

ડ. ખીલ માટે—ચણોટી, સચળ ખાર સાથ વાટી લેપ કરવો.

ઢ. કોઢ માટે—ચણોટી, ભીલામુ, વચણાક, લીઓડીની મીંજે સરખે ભાગે લઇ છાસમા વાટીને લેપ કરવો.

ણ. આંજની (આંખ ની) માટે—ઉજળી ચણોટીનું મુળ માતાના દુધમાં ઘસીને આંજે.

ત. લકવો—સુનબહેરી—ચણોટી એક ભાગ, તેલ બે ભાગ પાણી અથવા દુધ ૪ ભાગ ઉકાળીને તેલ બનાવી મસલવામાં લેવું.



## ચણોઠી—દેવડાંગરીના ફળ.

ક. ધોળી નસ મજબુત થાય—લાલ, તથા સફેદ ચણોઠીનું મુળીઉ પાણીમાં ઘસીને ચામડી પર દીન ૧૪ લગાડે તો મજબુતાઈ આવે.

ખ. કમળા માટે—ચનોટીના પાતરાનો રસ નાકે મુકે તો પીળો મવાદ નીકળી સારૂ થાય



## ચણોઠી.

ગ. માથાના ટાલક પર બાલ આવે—ચણોઠી, રસવંતી, હાથી દાંતની રાખ પાણી સાથ મેળવી માથે લગાડે તો ઘણો ફાયદો થાય.



## ચીમડ.

ઘ. આંખો આવે--આંખો લાલ થાય—ત્યારે આખનુ ભરણુ નીચે મુજબ બનાવી રાતરે સુતી વેળા આંખમાં ભરવું

ચીમડના પીળાં બી (બીજ) કાઢીને દેવતા ઉપર સેકી બારીક કરવા તેમાં જરા વડાગરા મીઠાંની કટકી અને છાંસના ટીપાં નાંખી બહુ વાટીને ભુકો લુગડામાંથી ચાળી લેવો.



## ચંપો સફેદ (નાગ ચંપો) ખુરચંપો

ચ. કુતરાનું ઝેહેર ઉતરે—સફેદ ચપાના મુળની જડને પાણીમાં ઘસીને દંખ ઉપર લગાડે અને પીવામાં બી આપે.

. સાપનું ઝેહેર ઉતરે—સફેદ ચપાની સીંગને દુધનો બાફ આપી રહેવા દેવી. જયારે સાપ કરડે ત્યારે તેને પાણીમાં ઘસી ડંખ પર લગાડે અને ૪ વાલ ઘસીને પીવાડે અથવા લીલી છાલનો રસ ૨॥ તોલા હરદીને પાવો ઉલટી થશે ને ઝેહેર ઉતરશે

નાગચંપાની સીંગ કવચીતજ મળે છે એને નાગ રાતરે ખાઇ જાય છે. માટે નાની સીગ ફુટી કે તેને ગુણપાટની કોથળીમાં અથવા

બીજી રીતે ઢાકીને મોટી થવા દેવી. સાપના કબજામાં જવા દેવી નહી તે સીંગને દુધનો બાફ ૨) કલાક આપવો. દુધ ઉકાળવું તે ઉપર ચારણી મુકી તેમાં સીગ ૨) મુકવી અને કલાક ઢાંકી રાખવું પછી વાપરવામાં લેવું.



## છાસ.

ક. સંગ્રહણીના દરદીને છાસ, દહી વધારે ગુણ કરે છે. કારણ કે તેમાં લેકટીક આસીદ છે. સડેલો ખોરાક ખાવાથી આંતરડામા જીવ જંતુ થાય છે. તેનો લેકટીક એસીડ નાશ કરે છે.

ખ. સંગ્રહણી, અસાધ્ય હોય તેને સાધ્ય બનાવે. દરદીને ફકત છાસ આપવી. બીજું કાંઇ ખાવાનું નહી આપવામાં આવેતો સંગ્રહણીને ફાયદો થાય સંગ્રહની ઘણી મજબુત હોય તો ઉપલો ઉપાય ઘણો સારો છે.

ગ. પીસાબ છોડવે—છાસમાં જવખાર નાખી પીએ તો પીસાબ છુટે.

ઘ. હરસ માટે—છાસનું સેવન કરવું ઘણું સારૂં છે.

ચ. ગમગીની તથા ઉદાસી મટે—ગમગીની, ઉદાસી ઉત્પન્ન કરનારા જીવ જંતુઓ આંતરડામાં થાય છે, તે છાસથી નીકળી જાય છે અને ઉદાસી દુર થાય છે. માટે છાસ પીવામાં બહુ લેવી.

છ. પીતના ચાંઠાં ઉપર છાસ પીવી બહુ સારી છે. પણ આગલા વખતમાં જેને છાસ કહેતા હતા તેવી છાસ આજે મુશ્કેલીથી મળે છે. છાસ ના ગુણો ઘણા છે, જે ગરીબ વર્ગમાં જાણીતા છે.



## છીકણી.

જ. તપકીર—નવસાગર, સફેદ મરી, કડવી તુરઇ (તુરીઉં), કળી ચુનો એની સરખે ભાગે બનેલી તપકીર બહુ છીક લાવે છે.

એસીડ સેલીસીક, અરીઠાની છાલનો ભુકો, અરક મુળ, મરી, સ્વેત કરણપત્ર, આ દરેક ચીજનો ભુકો કરી સુંઘવાથી છીંક ઘણી થાય છે.



## જવખાર.

. ખાંસી માટે—જવખારની ગોળ સાથ ગોળી બનાવી મોહમાં રાખવા
મ. ગોળીમાં પાણી હોય ત્યારે ગોળી ચકચકે, દાબો તો ઉપર ચઢે નહી ત્યારે નીચે મુજબ લેપ ચોપડયા કરવો.—જવનો આટો, મોઠ અને ગાયનુ છાણુ ગોળી ઉપર ચોપડવું.
. પીસાબ છોડાવવા માટે—જવનું પાણી બે વાલ સુરાખાર સાથ પીવું અથવા જવનું એકલું પાણી પુષ્કળ પેટ ભરીને પીવુ.
. પથરીનો રોગ દુર થાય—૩ વાલ જવખાર, સાકેર, ગાયની છાસમા પીવું.
ય. બરોળ માટે—જવખાર, સાજીખાર, સંચળ સંભાગે મેળવી ૦। થી ०॥ તોલો ખાવામાં લેવું



## જમાલગોટો.

૭. જુલાબનુ તેલ-જમાલગોટો, (સોધેલો) અમલસારો ગંધક. ટનકણખાર, સુંઠ, ०॥ તોલો દરેક એ સરવેને ખડીને નાળીએરમાં ભરો તેનું મોહ બંધ કરવું. એક ગજ પહોળો અને એક ગજ ઉંડો ખાડો જમીનમા ખોદીને તે નાળીએર ૩૦ દીવસ રહેવા દેવુ તેમાંથી તેલ નીકળે તે નખે (વીસે) અથવા દુટીએ લગાડે તો જુલાબ આવે. જુલાબ બંધ ન થાય તો મરી ૦। તોલો ઘી ૧ તોલો ખાવું અને પછી દહી સાથે ચાવલ ખાય તો પેટ બંધ થાય
જ. વાળા માટે—જમાલગોટો વાટીને લેપ કરવો.
જા. સાપનુ ઝેર ઊતરે—જમાલગોટાના બીજને વાટી તેને લીંબુ રસનો પત ૨૧ વાર આપે પછી તેની ગોળી બનાવી રાખે તે ગોળી પાણીમા ઘસીને દરદીને આંખે અંજન કરે.



## જાઇ.

અ. ટાળકમા વાળ ઊગે, કરંજાદી તેલ—જાઇના પાતરાં, કરંજની છાલ, ચીત્રકના મુળ કનેરના મુળ, ખુંદી પાણી નાંખી કલપ (લોંદો) કરવો, ચારગણું તેલ લેવું. પાણી બાળી તેલ ટાળક પર લગાડે તો વાળ પાછા ઊગે.

ક. આગરૂ જાય—જાઈના પાતરા ઊકાળીને પીવાં.

ખ. સાંપનું ઝેર ઉતરે—કાળી મટોડી દરદીને ખવાડે. જો ખાટું લાગે તો કાળા સાંપનો ડંખ જાણુવો. તીખુ લાગે તો બીજા સાંપનો ડંખ જાણુવો. મટોડી મીઠી લાગે તો ઉદરનો ડંખ જાણુવો. એને માટે ઉતાર એ છે જે, જાઇના પાતરાં, નાઈના પાતરાં, કડવા દોધીનું મુળ, સનચળ એ સઘળું થંડા પાણીમાં વાટી પીવું



## જાયફળ.

અ. બંધેજની ગોળી—જાયફળ ૧ (પોણો તોલાથી ઓછું નહી હોવું જોઇએ) તેમાં વાલ ૮ અફીન ભરે, ગાબડુ બંધ કરી ઘઉના આટાનો ગલેફ કરે. ભાતના છાળાના એક ઢગલામાં જાયફળ વચમાં મુકે તે ઉપર ૪ સુતરના દોરા મુકી તેના આઠ છેડા સળગાવી છાળાં થંડા પડે ને જાયફળ વાટીને ૪ ભાગ કરે. ૧ ભાગ પાકા પાનમા મુકી ચાવી ખાય, ઉપરથી ૧ શેર દુધ પીવે.

બ. લકવો દફે થાય—જો લકવાની અસર જણાય અથવા થવાની નીશાની દેખાય તો તે દરદીએ જાયફળ હમેશા મોઢાંમા રાખી ચુસવું.

ક. પુરૂષાતન માટે—જાયફળ, લવંગ, કેસર, અફીણુ, સુંઠ સંભાગે લઇ પાન ના રસમાં ૧ વાલની ગોળી બનાવી એકેક ગોળી ૧૪ દીન ખાવી.

ડ ગાઠ પ્લેગની પાકવવી—જાયફળ, એળીયો, જાવત્રી મેળવીને પાણી સાથ ગરમ કરીને ગાંઠ ઉપર મુકી રૂ ડાબી તે ઉપર કાળા પથરનો અથવા કાંદાનો સેક કરવો.

જ. જાયફળમાં ઉંઘ લાવવાનો ગુણુ છે. ગુલાબજળમાં ઘસી બચ્ચાંને કપાળે લગાડો તો બચ્ચું ઉંઘાઇ જાય છે. જાયફળ ઘણું ખાવાથી ઝેર ચઢે છે.

ઝ. બાળ કાળા થાય—જાયફળના તેલમાં બાળ કાળા કરવાનો ગુણુ છે. જો ભુરા કરવા હોય તો અરધુ તેલ અને અરધું પાણી મેલવવું, અને બાલમાં મસલવું.

અ માથાના બાલ તેના વખત આગળ સફેદ થાએ તો અટકાવવા માટે જાયફળનુ તેલ પાણી સાથ મેળવીને અથવા નરૂં તેલ બાલને લગાડવું

આ. મરડો અતીસાર—જાયફળ, અફીણ, ખારેક સંભાગે લઇ પાનના રસમા ઘુટી ચણા જેટલી ગોળી બનાવી તેમાંની ૧ ગોળી દીનમાં ૩ વાર છાસ સાથે ૭ દીન ખાવી.

ઈ. વીર્ય વધે—૧ જાયફળને કોતરી તેમા ધોળા કરણના મુળનું દુધ ભરે. જાયફળ કોતરવાથી જે ભુકો નીકળેલો હોય તે વતી પાછુ કાણુ પુરી જાયફળ ઉપર ધઉના આટાનુ પડ ચઢાવી, ઘીની બત્તી ઉપર તેને લાલચોળ કરે. આટો લાલચોળ થયા પછી તે જાયફળની મધ સાથ મરી જેવી ગોળા બનાવવી. મધ સાથ ૧ ગોળી રોજ ખાવી ખોરાકમા ઘી, ઘઉં, ચોખા, દુધ, સાકેર ખાવી



## જીનજોતા.

ક કસતાતી બાઇ છોકરૂ જણે—જીનજોતા તથા માહદળનુ મુળ પાણીમા ઘસીને ઓરતની જાત ઉપર ચોપડે તો છોકરૂ બહાર નીકળે ઇલાજ સારો છે.

ખ. કુતરાનુ ઝેર ઉતરે—જીંજોટાના પાતરાં, કડવી તુમડીનો ગર એની ગોળી ચીની બોર જેવી કરી ગોળમાં ૩ દીવસ ખવાડવી

ગ. ૩૬૦ રોગ તળે—જીનજોટાની છાળ, નગોડના મુળની છાળ, કુસર ની દાંડી, પીપળીમુળની છાલ, છાયામાં સુકવી તેની ભુકી ફાંગ હથેલી ભરી ફાકી મારવી

ઘ. રતવા માટે--જીનજોટાના પાતરાંનો રસ ચાઠા ઉપર ચોપડે તો તરત ફાયદો કરે.

ચ. તરીઆ તાવ જાય—જીનજોટાના ઝાડ આગળ સનીવારે સાંજે જઇ કહેવું જે ( ) નામના દરદી માટે તરીઆ તાવના ઉપાય માટે તને લેવા આતવારે આવવાનો છું. આતવારે સહવારે જીનજોટાનુ મુળીયું લાવે. કુમારી છોકરી પાસે વણાવેલો ૭ તારનો દોરો લઇ ને મુળીઉં બાંધી, તેને ધુંપે અને ડાબેહાથે બાંધે તો

તરીકે તાવ જાય.

ક. ચોથીઆ તાવ માટે કાટા રીંગણીનુ ઝાડ છે (તે ઝાડ ભોંય રીંગણી જેવું છે પણ ઉભુ રહે છે) તેને ઉપર મુજબ વાપરે

ખ. રોજીઆ તાવ માટે—કાસકીનું મુળીયુ છે. ઉપર લખવા મજબ નોતરૂ દેઇને પછી મુળીયા લાવવાં અને વાપરવા.

૧. નાસુર માટે—જીનજોટાનો રસ નાસુરમાં રેડવો અથવા રસની બતી કરી અંદર મુકવી.

૫ હાફ્ણ માટે—જીનજોટાના છોડને છુંદીને, પાણીમા હલાવીને તેનો સત્વ કહાડે છે. તે હાફ્ણ માટે વપરાય છે

ખહી—હાફ્ણ માટે—જીનજોટાના બીની રાખ ૨ વાલ જેટલી પાનમા ૧૪ દીન ખાવે તો ભાત ભાતના કફ દફે થાએ

જીનજોટાના બીની રાખ ૧ ભાગ સાબરસીગાની રાખ ૦॥ ભાગ ખેરસાળ ૧, ભાગ પાનના રસમાં વટાણા જેવી ગોળી બનાવી મોંઢામાં રાખવી. હાફ્ન ખહી માટે બહુ સારી છે ઘણી ભલામણ થઈ છે



## જીરૂ સફેદ.

.. શરીરની અંદરનો તાવ નીકળે—જીરાની ભુકી ૧ પયસાભાર, ગોળ અથવા સાકર સાથ પરોઢીએ ખાવી. ઉપાય સારો છે. તાવની ગરમી નીકળી જાય છે.

૭. ધર્ભના દોસને મટાડે પ્રદર (ધુપણીજ) નો રોગ મટે, લાલ પાણી નીકળે તે મટે—જીરૂં, સાકર. સંભાગે મેળવી તેમાંથી ૦॥ અથવા ૧ તોલો ચોખાના ધુણમાં પીવાથી ઉપલા દરદો મટે છે.

-. અંતરગળ મટે—જીરાંના પાંતરા, કાંકસીના પાતરા, ૩ વાલ અફીન મેળવીને લગાડે અથવા જીરાં પાક જાહુક ખાવામાં લેવે. પાક બનાવવાની રીત—૫ તોલા સફેદ જીરૂં સેરડીના સરકામાં ૨૪ કલાક ખરમોટી રાખવું. છાયામાં સુકવવું, પછી ૨॥ તોલા સુઠ અને મધ સાથ મેળવી પાક બનાવવો ॥ તોલો પાક દર વેળા ખાવો.

ક. ગોળીમા હવા હોય, ગોળીમા મવાડ હોય—માટે જીરા પાક ચાલુ ખાવામા લેવો.

ખ. ફુળુ આખનુ નરમ અને કાચું હોથ તો જીરાના પાણીના બબ્બે ટીપા આંખમા મુકવા



## જીરૂં (વઘારનું સફેદ)

ગ ખીલ માટે—જીરાને પાણી સાથ ખુબ વાટીને ખીલ ઉપર લેપ કરવો.



## જીરૂં (ઉતમી.)

ઘ અજીરણ માટે—જીરૂ ૫-વાલ વાટીને પાણી સાથ ફાકી મારવી,

ચ વીંચ્છુના દુખ માટે--જીરૂ, મીઠુ અને ઘી મેળવીને દંખ ઉપર મેલે

છ ગર્ભવાળા સ્ત્રીને ઓકારી માટે જીરૂ અને લીબુનો રસ મેળવી ખવાડવું.

જ સ્ત્રીના થાનમા દુધ વધે--જીરૂ સેકીને ભુકો કરી તેની ફાકી મારવી.



## જેઠીમધ

ઝ લોહી શરીરના કાઇ પણ ભાગમાથી નીકળતું હોય તો જેઠીમધ ૧ તોલો, દુધ ૮ તોલા, પાણી ૩૨ તોલા ઉકાળી દશ તાલા રાખવું અને એક વખતમાં પીવુ.

ટ. શરીરમાંથી લોહી નીકળે તો દરાખ ૧ તોલો, દુધ ૪ તોલા, પાણી ૩૨ તોલા ઉપર મુજબ ઉકાળી ૧૦ તોલા રાખી બે વાર પીવુ

ઠ ગળું બેઠેલું, ગળાનો દુખાવો, ઉધરસ માટે—જેઠીમધનો શીરો, આંમળા, વરીઆળી, નીલી આવળ, તજ, સાકેર સરખે ભાગે લઇ, દુધમાં મેળવી ૧ વાલની ગોળીઓ બનાવી મોંહમાં રાખી ચુંસવી.

ડ. જીવન્ય એટલે જીવણુ વધારનારનો ગુણ જેઠીમધમા છે. મધ, સાકેર અથવા દુધ સાથ ખવાય છે

કલ્ક (ચટણી) જેઠીમધની—પાણી સાથ જેઠીમધને વાટવી

સાધાન્ય એટલે સાંધો મેળવનાર જેઠીમધ છે.

ક. હાડકું ભાંગેલુ—ભાગેલા હાડકાંને બરાબર બેસાડીને જેઠીમધની ચટણી ગરમ તેલમાં મેળવી તે ઉપર પાટો બાંધવો, અને દરદીને જેઠીમધ ખાવામાં બી આપવી. સાંધો જલદી મળી જશે.

ખ. ચામડીનો સોજો—કોઇ જખમથી ચામડી ઉપર સોજો આવે તો જેઠીમધના ઊકાળાનું સેવન કરવુ અને વ્રન ઉપર જેઠીમધનું ઘી મસળવું, જો જખમ જુનો હોય તો લોહી, પરૂ, સાફ કરી પછી ઘી જેઠીમધનું મુકવુ

ગ. આલકોહોલ ઉત્પન્ન કરેછે, ખમીર ઉત્પન્ન કરેછે—જેઠીમધમાં એ ગુણ હોવાથી દરેક આસવ બનાવતાં જેઠીમધના મુળીઆં તેમા દાખલ કરે છે.

ઘ. કનક તેલ—ચામડીના રોગો માટે આ તેલ પુંજવા લાયક છે. જેઠીમધ, [illegible]લા, મજીઠ, ચંદન, પોપના, નાગ કેસર દરેક ૧ તોલો, એને ૨ શેર પાણીમાં ઉકાળવું અને ૦॥ શેર તેલ નાખી પાણી બાળવુ

ચ રતવા, વીસ્ફુટક, સીતળા માટે—શરીરની અંદર તેમજ બહાર ઘણો દાહ બળે તે વેળા જેઠીમધનો ઊકાળો ચોપડવો અને પીવો

છ. લોહી બંધ કરે—[illegible]નું લોહી, ઝાહાડા ઊલટીમા લોહી અથવા કોઈબી જગાએથી અને કોઈબી કારણે લોહી નીકળે તે જેઠીમધ બંધ કરવાની શકતી ધરાવે છે.

જ. વાળના વધારા—જેઠીમધનું તેલ વાપરવાથી વાળ વધે

ઝ. શકતી વધે—જેઠીમધનુ ચુરણ ઘી અને મધ, સાથે ચાટી ઊપરથી સાકેરવાળું દુધ પીવુ.

ટ. વીશ્વજવર—અનમીત તાવ માટે જેઠીમધ, પટોળ (કુડવાં પરબળના પાન)કડુ સંભાગે ચુરણ કરી દીનમાં ૧ વાર ખાવુ.

ઠ રતાંધળો સારો થાય, ઝાખ આંખની મટે—જેઠીમધના મુળીયાં બકરાંના મુતરમા ઘસીને આંજવા.

ડ. ગર્ભપાત થયા કરે તો જેઠીમધ, ગર્ભપાળ રસ, વસંતમાલી એકેક તોલો મેળવીને ૯૦ પડીકાં કરી રોજનાં બે ખાવાં એવી રીતે ૪૦

દીવસ સામટા ખાવો. ગરમ ખોરાક ખાવો નહી. પેટમા ગરમીને લીધે ગર્ભપાટ થાય છે.

ક. ઠંડા ઓસડો જેવાં કે ડાએફોરેટીક દવાઓ અને એન્ટીફેબ્રાન આપ્યા કરવાથી દરદી શરીરે નરમ પડી જાય છે અને થડો પડે છે, જેઠીમધ આપવાથી ગરમી આવીને દરદી હુશીઆર થાય છે

ખ. ખાંસી માટે—સંભાગે જેઠીમધ, મરી, સાકરની ગોળી ૧ વાલની બનાવી આપવી.

ગ હેડકી (અડગરી) માટે--જેઠીમધ અને મધ આપવુ.

ઘ. અતર વેહેદ—(મરદ અને ઓરતને લોહી જવુ) જેઠીમધ અને સખ ગેટીના દુધમાં ઘસીને પીવુ

ચ મસો આખ ઊપર થયો હોય તો—જેઠીમધ પાણીમા ઘસીને લગાડે

છ ચાદીવાળા દરદીને માટે, ગરમીવાળા દરદી માટે, જતને નાશ કરે, યાદદાસ વધે, શરીરનું ઝેહેર કાહાડે, ક્ષય માટે, મરદને કમતાકાત માં ગરમીના જુના આજાર માટે નીચે મુજબ ઉપાય ચાલુ રાખવો

જેઠીમધ તથા વાવડીગના બીજ (વિંગ તન્દુલેને) ભરડી ઉપના છોળતા કાહાડી અદરના બીનો ભુકો સભાગે લઇ તેની ફાકી ૦ાા તોલો ૧ માસ સુધી ખાવી. (અથવા તેની ચાહ બનાવીને પીવા) ખોરાકમા ભાત, ઘી અને મગનુ ઓસામણ લેવુ.

મગનુ ઓસામણ—મગ અને આમળા સુકાને પાણીમા બાફી તેના આસામણને ઘી તથા જીરાથી વધાર કરીને ખાવુ ઉપલી ફાકી ૦ા તોલાથી શરૂ કરી તે દર અઠવાડીએ ૦ા તોલો વધારી ૧ તોલા સુધી વધવુ. ફાકી અથવા ચાહના આકારમા લેવું.

જ જેઠીમધ દેશી વઇદામાં બહુ ઉપયોગી ગણેલું છે. જીવણ વધારનાર છે—જેઠીમધને દુધ, ઘી, મધ સાકર સાથ ખાવામા લીએ છે.

ઝ. સાધો મેળવનાર છે—શરીરનું હાડકુ ભાગીઉ હોય તે વેળા જેઠીમધના ઉકાળાનુ સેવન ઘણો વખત કરવું

ટ. જખમ માટે—જખમ ઉપર જેઠીમધનુ ઘી મુકવું. વાહાડકાપ કીધા પછી ચામડીને રૂઝ લાવવા માટે જેઠીમધનું ઘી લગાડવુ.

ઠ. ભાંગેલાં હાડકાંવાળી જગા ઉપર જેઠીમધને પાણીમાં વાટી તેની ચટણી

બનાવી તે ચટણીને તેલ સાથ મેળવી. ભાગેલા હાડકાં ઉપર મુકી પાટો બાધવો અને જેઠીમધનો કાહવો પાયા કરવો.

ક. ખમીર ઉત્પન કરે છે—દરેક અસ્વમાં જેઠીમધ આવે છે. તે ખમીર ઉત્પન કરે છે.

ખ. મોંઢાનું તેજ વધે - જેઠીમધના ભુકાને ગરમ પાણી સાથ મેળવીને મોંઢા ઉપર લગાડે તો ચામડી સુંવાળી થાય અને તેજ વધે જેઠીમધ ખાવામા બી લીએ.

જેઠીમધનુ તેલ—૧ શેર જેઠીમધના ઉકાળામા ધાવડી ફુલા, મજીઠ, ચદન, નાગકેસરનો કલ્ક (ચટણી) દરેક ૧ તોલો નાખી તેમા ।। શેર તેલ મુકી ઉકાળવુ તેને કનક તેલ કહે છે કનક તેલ ને જેઠીમધની બનાવટનુ તેલ છે. ચામડીના રોગો માટે જેઠીમધનુ તેલ પુજવા લાયક છે.

ગ. સસણી -બચ્ચાઓને દુધ અને ઘી માફક આવે નહી અને સસણી ઉત્પન થાએ તો જેઠીમધ ઘસીને પાવુ ઉલટી થાય તે ફાયદા કારક છે.

ઘ રૂઅલણી માટે જેઠીમધની પીચકારી સફગામા મારવી ફાયદા કારક છે

ચ ફરે ર દાહ (અગની) માટે જેઠીમધનુ પાણી ચોળવામા તેમજ પીવામા લેવુ.

છ. લોહીનુ નીકળવુ – શરીરના કોઇબી ભાગમાથી લોહી, નીકળે ત્યારે જેઠીમધ ખાવામા લેવી

જ. વાળ [illegible] - જેઠીમધનુ તેલ વાપરવાથી બાલ વધે અને કાળા થાય જેઠીમધના ઉકાળાથી [illegible] ધુવે તો વાલને ફાયદો થાય

ઝ. શરીરે ગરમી લાવે—તાવમા પરસેવો લાવનારી દવાથી શરીર થડુ થાએ નબળાઈ જણાય અને હ્રદય નબળુ પડે ત્યાં જેઠીમધ ખવાડવી. તેથી ગરમી અને શકતી આવે

૮ વીર્ય વધે--જેઠીમધનું ચુરણ અરધો તોલો, મધ ।. તોલો ઘી ।। તોલો રોજ સહવારે સેવન કરવુ બહુ ફાયદો થાય છે. દુધ ગાયનુ ઉપરથી પીવુ



## જેલપ (ગુલબાસની જડની ભુકી.)

ક હીદુસ્તાનીના કરતાં વેલાતી જેલપમાં જોર વધુ છે. જુલાબના કામમાં આવે છે. માત્રા એ માસા છે બળગમ કાપે છે.

ખ. જેલપને બદલે નીસોતર (નીસ્વત) વાપરો તો ચાલેછે, બધેના ગુણ સરખા છે નીસોતર વધુ ગરમ છે.



## જવાસો.

ગ શરીર જાડુ થાએ—જવાસો દુધ સાથ રોજ લેવાથી શરીર જાડુ થાએ



## જાંબુ.

ઘ. ઝાડા, સગ્રણી માટે—જાબુના પાતરાનો રસ પીવાથી ફાયદો છે.

ચ. વીચ્છુના દખ—જાબુના પાતરાની પોટીસ મુક.

છ. પથરી માટે જાબુ ખાવાથી ફાયદો થાએ છે.



## જુવાર.

જ સંનપાટ તથા શરીરે જરડી થાએ તેના—ઇલાજ ૩ શેર જુવારના આટાની રોટલી ૧ સહવારના પહોરમા કરે તે રોટી કોરા માટીના વાસણમા મુકે, ઉપર ૩૦ શેર (૦।।। મણ) પાણી નાખે, પછી તેનુ મોહ બધ કરી તડકામા ૭ દીવસ મુકે, પછી ગોળ શેર ત્રણ તે માટલામા નાખે અને ૭ દીન ફરીથી તડકે રહેવા દીએ. મોહ બંધ રાખે ૨૧મા દીવસ (આદીતવારે) ૧૦ શેર લોહડુ લાલ ગરમ કરી તે માટલામા મુકી દેવુ. તેને ૭ દીન તડકે રાખે, પછી ગારીને બાટલીઓ ભરી તેમાનુ પાણી ૩થી ૫ તોલા દર વેળા પીવામા લેવુ.



## ઝેહેર

ક. વચનાગનુ ઝેહેર ઉતરે—૦। તોલો ટંકણ ખાર ઘી સાથ ખાવો.

ખ. પારાના ઝેહેર માટે—કારેલીની જડ પાણીમા ઘસી પીવે.

ગ. ઉદરનું ઝેહેર ઉતરે—સાપની કાચરીનો ધુમાડો ૩ દીન આપવો

ઘ. કુતરાનુ ઝેહેર ઉતરે—તલ, ગોળ, તલનુ તેલ, આકરાનુ દુધ સભાગે મેળવી ૦।। થા ૧ તોલો ખાવુ. હડકવા ઉતપન કરનારા કીડા ઝાડા વાટે બહાર નીકળી પડ છે

ચ. સાપનું ઝેહેર ઉતરે—નીપાલાના બીજમાથી અદરની જીભ કાઢી નાખે બીજને લીબુના રસમા ૨૧ પત દેઈ તેની ગોળી કરી નાખે તેને માણસના મુત્ર સાથ ઘસી અજન કરે તો મુયલા દરદી જીવે.

છ. વીચ્છુનુ ઝેહેર ઉતરે—આતવારે કપાસનુ મુળીઉ લાવી વીચ્છીના દખ ઉપર ફેરવવુ દંખ ચઢેલા ભાગ આગળથી દંખ આગળ ઘસવ શરીરને મુળીઉ લગાડવુ નહી



## ઝેહેર કાચલા.

જ. હાથ પગના ધ્રુજારા માટે—ઝેહેર કાચલાને પાણીમા ઉકાળી, ઉપરની છાલ કાઢી નાખવી. આ રાક કરેલા કાચલા અફીણ મરી સભાગે લઇ તેમાંથી ૧ રતીભાર દરરોજ સહવારે ખાવુ.



શ્રી ૧૦

# છાલો પાલો મરી મસાલો

ભાગ ૨જો

## ટનકનખાર.

ક. હુપીંગકફ-બચ્ચાંઓને ઉડતી ગુચની ખાંસી—આ ખાંસી ઘણે ભાગે અવધે જાય છે સાથે રમતા બીજા બચ્ચાંઓને આ ખાંસી ઉડે છે. આ ખાંસીથી એવી ગુંચ આવે છે કે ખાધેલું ઓકી કહાડે છે. એનો ઉપાય નીચે મુજબ છે—૧ તોલો ટનકનખારને છાણુમાં અથવા [illegible] આગના ગોળામાં રાખી, તેની આસપાસ છાણા મુકી સળગાવી દેવો. આખરે એક તોલાનું વજન ઘટી ૦। તોલો થઇ જાય છે. આ ખાર એક વાલ લઇ મધ સાથે મેળવી, પાછલી રાત્રે બચ્ચાંને ખવાડવો. આ મુજબ ચાર દીવસ ખવવાથી ગુચની ખાંસી મટે છે.

ખ. પાકેલુ મ્હો સારૂ થાય—ટંકનખાર ૧ ભાગ, મધ ૪ ભાગ મેળવીને મોઢામાં લગાડ્યું હોય તો પાકેલા મ્હોંઢામા સારૂ થાય છે.

ગ. હાંફણુ મટે—ફુલવેલો ટંકનખાર ૨ ભાગ. મરી ૧ ભાગ મેળવી તેમાંથી ૦। તોલો મધમાં સહવાર સાંજ ખાવું.

ઘ. હાંફણુ માટે, ટંકણુવગેરહ—ફટકડી ફુલવેલી ૧ ભાગ ટંકનખાર ફુલવેલો ૨ ભાગ, મરી ૩ ભાગ આ ત્રણ ચીજોને મધમાં મેળવી ૦। તોલો સવાર સાંજ ખાય તો હાંફણુ મટે છે.

ચ. ટાઢીઆ તાવ માટે—ટંકણુવગેરહ ઉપર મુજબ ૦। તોલો ખાવામાં લેવું.

ક. દુધ બગડે નહીં, ખાટુ થાય નહીં—૧ શેર દુધમા બે ત્રણ ઘઉં ભાર ટંકનખાર નાખવાથી દુધ જલદી બગડતું નથી.

કા. રેતી પીસાબે હોય તેને પીગળાવે છે, સોડા ફાસફરસ, એમોનીયા બેનઝોએટ, અને પાષણભેગની માફક ટંકનખાર ખાવામાં આપે છે

ખ. ખાંસીની ગોળી, તીપુરભેરવી ગુટીકા--ટંકનખાર, સુંઠ, મરી, પીપર સભાગે મેળવી નાગરવેલના પાનમાં ગોળી કરી ખાવી અથવા મધ સાથે ચાટવુ.

ગ. પથરી પીગળે–ટંકનખાર પાણી સાથ ઘસીને પીએ તો પથરી પીગળે.

ઘ. ખહી માટે–ફુલવેલો ટંકનખાર ૨ વાલ મધ સાથે ખાવો.

ઘા. વાળ કરચળીવાળા કરવા માટે ટંકનખાર તો. ૦।, બાવળનો ગુંદર તો. ૦।, પાણી તો. ૫ મેળવી વાલને લગાડવુ. જેવી કરચલી કરવી હોય તેવી થાય છે.

ચ. પેટનો ગોળો, પેટની ગાંઠ, ગુલમ વા મટે--ટંકનખાર અને જવ ખારનું ગોળ સાથ સેવન કરે તો જરૂર ફાયદો થાય.

છ. પીસાબે રેતી માટે, દસ્તાન છોડાવવા માટે, કસતાની બાયડી માટે તથા બધરાંનાં ખાસ દરદો માટે ટંકનખાર ખાવામાં અપાય છે.

છા. ખાંસી તથા હાંફણ--ટંકનખાર ખાવાના પાન સાથે ખાવામાં આપે છે.

ટ. દરાજ તથા ખરસવા માટે-- ટંકનખાર ભાગ ૫, ઈસેસ ૪, ગુંગળ ૩, કપુર ૨, કાઠો ૩, ગંધક ૫, સાકર ૩ કુવાડીઆના બી ૪ મોરથુથુ ૨, લીંબુનો રસ ૫ ભાગ, એની ગોટી બનાવી સુકવવી, તે પાણીમા ઘસી દરાજ, તથા ખરસવા ઉપર લગાડવી.

ઠ. ફીડ સારી થાય--ટંકનખાર, પાણીમાં મેળવી લગાડે તો ફીડ સારી થાય.

ડ. ખરસવા માટે—ટંકનખાર, પાપડખાર, ગાયના મુતર સાથે મેળવી લગાડે છે.

ઢ. પથરી પીસાબે હોય તે માટે—૨ થી ૪ વાલ ટંકનખાર પાણીમાં ઘસી પાંચ દીવસ પીવો. અંગ્રેજીમાં બોરોસાઈટ્રેટ ઓફ મેગનીસીઆ અપાય છે.

ક. ફેફર—જ્યારે બ્રોમાઈડ નહી કામ કરે ત્યારે, ૧૫ ગ્રેઈન ટંકનખાર દીવસમાં ત્રણવાર ખવાડવું

ખ હડકી. ખાંસી, બચ્ચાંને માટે—૮ કનખાર ફુલવેલો ૧ વાલ મધ સાથે રાત્રે સુતી વખતે આપવો.

ગ. સોના, રૂપા અને કોરીના વાસણોને ચળકાટ આપવા માટે તનકન ખાર વપરાય છે.

ઘ. ઓનું કસ્ટાવુ—૫) વાલ તનકનખાર અને ૨) વાલ તજ ચોખાની કાંજી સાથે આપે તો ફાયદો થાય, એકેક કલાકે ૩ વાર આપે

ચ દસતાન બરાબર નહીં નીકળે તો ૨) વાલ તનકનખાર અને બે વાલ તજ મેળવી દર ૩) કલાકે આપે.

છ. શરીરનો કોહોવાટ રૂઝાએ નહીતો તનકનખાર, કાઠો, ગંધક દરેક ૦। તોલો ૨॥ તોલા ઘી સાથ મેળવીને લગાડે

જ. હરસના મસા બહુ અકરસાટ કરે તો ઉપલો મલમ લગાડે.

ઝ. દરાજ, ખરપસા માટે ટનકનખાર સરકામાં મેળવી લગાડે, અથવા લુગડું બોળીને તે ઉપર મુકે.



## ટરપેનટાઈન.

ટ. નસનો તથા સાંધાનો દુખાવો મટે—ટરપેનટાઇનમાં ભેળસેળ બહુ થાય છે, ચોખ્ખું ટરપેનટાઇન તે સ્પીરીટ ટરપેનટાઇન છે. તે દવાના કામમાં, ચોળવામાં, શરીરે ગરમી લાવવામાં અને નસોનો તથા સાંધાનો દુખાવો દુર કરવા સારૂ મસળવામાં આવે છે. એ તેલ લોહીને ફરતું કરે છે; અને ચામડી તે તેલ ઘસવા પછી લાલ થાય છે.

ઠ. બચ્ચાંના કરમ માટે સહેલો ઉપાય—૧ તોલો દીવેલ અને ૩ ટીપાં ટરપેનટાઇનના નાખી બચ્ચાંને આપે તો કરમ પડે. દીવેલ વેલાતી લેવાની ખાસ જરૂર નથી. ગામઠી દીવેલ જરા ગરમ કરીને લેવું. ઘરગથુ આ ઉપાય સહેલો છે.

ક. બાલ વધે, બાલ આવે—બાલ ઉપર ટરપેનટાઇન મસળો. અને ટાળક ઉપર ઘસડે તો લોહીનું ફરવું થાય. અને બાલની વૃદ્ધિ થાય.



## ટામોટાં.

ખ. કાલી સાહીના દાઘ લુગડાં તેમજ ચામડી ઉપર હોય તો ટામોટાનો રસ કાહાડી નાંખે છે.

ગ આંતરડાનો કોહવાટ સમરે, લોહી સાફ કરે, હેજરી સાફ કરે--ટામોટા કાચા ખાવામા ગુણ વધારે છે એનો મ વો અને રસ દરદીને સેહેલથી પચે છે. ટમોટા,કાંદા, મીઠું અને લીંબુની કચુબર બનાવી ખોરાક સાથ ખવામા ફાયદો છે.

ઘ. ટમોટા પાકાને સેરડીના સરકામાં ઉકાળી તેનો રસ બાટલીમાં ભરી રાખી ખોરાક સાથ ખાવામા લઈએ તો ખાનુ હજમ થાય. ટામોટા ના બી અને છાલ કોઠો કબજ કરે છે.



## ડોળકી કડવી—કડવા ગળાદા.

ચ. કમળો--સુના મળાનો ગર ૦ાા રૂ૦ા બુડતા પાણીમા ૦ા કલાક ભોગા રાખવો. ઉતાવળ હેય તો પાણીસા પાચ ગીર્ન ટ ચોળવું. તે પાણીના ત્રણ ચાર ટીપાં નાકના બંને નસકોરામા નાખવાં. અરધા કલાક પછી નાકમાથી પીળુ પાણી ઝરશે. તે નીકળવા દેવું. એ રાજના ત્રણ ચાર દીવસ નાખવું. ટીપા નખવાથી ખમી શકાય તેટલી અગન બળશે ત્રણ ચાર દીવસમા ફેર જણાશે. પછી દવા વધારે મુકવાની જરૂર નથી ધારે ધરે પીળાશ બધો આપો આપ નીકળી જશે. પીસાબનો રંગ એકજ દીવસમા બદલાશે. નાકમાથી કોઇવાર લોહી પડે છે તેના ચિંતા નહીં. તે વખતે કાળી મટાડી ભીંજવી માથા ઉપર મુકવી અથવા જુના છો (બાંધકામ તુગી પડેલું હોય તેનું ભાઠું) ભુકા કરી પાણી સાથે મેલવી માથા ઉપર મુકવું, તે ઠંડક આપશે અને નીકળતું લોહી બંધ પડશે.

છ. ગળામાં અગન તથા તરસ---આ ઇલાજથી કેટલાને ગળામાં અગન

બળે અને તરસ લાગે ત્યારે સુનામખીની ચાહ ૦।શેર ગરમ પાણીમાં બનાવવી, ગાળીને તે પાણીમાં ૧ તોલો કાળી દરાખ ઠળીયા કાઢેલી ભીંજવવી તેને ચોળી રસ કહાડવો તેમાં સાકેર પીગળાવવી, તે ઠંડુ પાડી ૦॥ શેર પીવું. આ મુજબ દીનમાં ત્રણ ચાર વાર પીવું. પેટ ઘણા નહીં આવે તો રોજ પાયા કરવામાં નુકસાન નથી. જો ઝાડા ઘણા આવે તો સુનામખી વગરનુ સાદા પાણીમાં બનાવી પીઆ કરવું કમળાનો થોડો રહેલો પીળાસ એ કહાડે છે. ખોરાકમાં હલથ અને ચીકાસ ખાવાં નહી. દુધને રોટલો ખાવો સારો છે. કોઈ અનુભવી ખીચડી અને ઘી ખાવાની રજા આપે છે.



## તજ.

ક નમોને શકતી આવે—તજ તથા ચીનીકબાલા સંભાગે લઈ મધમાં બોર જેવી ગોળી બનાવવી. સાંજે ખાધા પછી તે ગોળી મોમાં મુકી ચાવે, તેનો મગજ કહાડે, તે ચીક ચામડીને લગાડી એક પહોર સુધી રાખે, તેથી ચામડીની નસ ફુલે છે અને શકતી આવે છે.

ખ. ખહી—ખહી માટે તજ ૦। તોલો, સાકર ૧ તોલો પાણીમાં ઉકાળો કરી દિનમાં ૩ વાર પીવું.

ગ. મરડો–લોહી, પરૂવાળો ઝાહાડો—કરનલ આર રોબર્ટસન કહે છે જે તજનો ભુકો બે આની ભાર (૩૦ ગ્રેન) આપવાથી બહુજ ફાયદો થાય છે. જો સાથે ૫) ગ્રેન સેલોલ આપ્યુ હોય તો બહુ જલદી ફાયદો કરે.

ઘ. નસ ફુલે અને છુટે—તજ અને ચીનીકબાલા સંભાગે લઇ મધ સાથે તેની ગોળીઓ ૦। તોલાની બનાવે તે ગોળી ૧) મોઢામાં ચાવીને તે છુંછો ઢીલી થયલી અને અડી ગયલી નમો પર લગાડે અને ૩) કલાક રાખે તો ફાયદો થાય



## તનદીરી.

ક. પીનદસ માટે—તનદીરીના પાતરાંનો રસ ૧ તોલો તથા કપુર ટાંક ોા મેળવીને નાકમાં ટીપા નાખવાં.



## તપકીર. (ઈનદીઅન આગારૂટ.)

ખ. તપકીરનો કન જમીનમાં પાકે છે તેને ધોઈ છુંદી પાણી સાથ મેળવી ઝીણાં કપડાંમાથી ગાળે છે. આ મુજબ જેટલું છુંદાય એટલું છુંદી પાણી સાથે મેળવીને ગાળવું નીચે થરો બેસે છે. ઉપરથી નીતરૂં પાણી કહાડી નાખી થરો રહે તેને સુકવી ભુકો કરવો તેને તપકીર કહે છે.

ગ આ તપકીરની પાણી સાથે બહુ પાતળી લાઈ બનાવી હલકા દુધ સાથ ભેળે છે, અને દુધને જાડું કરે છે આંગળી બોલીને દુધ તપાસનારા છેતરાય છે અને દુધ ઘાટું સારૂં છે એમ માની લે છે.



## તમાકુ.

ચ. ઉધરસ, કફ, દમ—એને માટે તમાકુના ડાખળાની રાખ વાલ ૨ મધ સાથે ખવાડે છે તેથી આ વ્યાધી દુર થાય છે. તમાકુમા જવખાર રહે છે, અને તમાકુની ડાખળીઓ બાળવાથી, કેરી વસ્તુ ઉડી જાય છે અને જવખાર રહે છે, એ જવખાર ગુણકારી છે. વિલાયતી પોટાસ કારબોનસ જો આ મુજબ લેવામાં આવે તો તેથી ફાયદો કરે છે.

ચ. અંતરગળ—તમાકુ અને મેળારસ ગોળી ઉપર બાધવું.

છ. હરસ—હરસ ઉપર તમાકુની લેપડી મુકવી.

જ કોહોડ—સફેદ કોહોડ ઉપર તમાકુના બીનું પીલેલું તેલ ચોપડવું.

ઝ. સોજો—ખાવાનો તમાકુ પાણીમા ગરમ કરીને લગાડવાથી સોજો પાકી પરૂ થઈ નીકળી જાય છે.

ક. વીચ્છુનો ડંખ ઉતરે—તંબાકુ ના પૈસાભાર લઇ તેમાં તેટલું પાણી નાખવું તેમાંથી બે ટીપાં દરદીની આંખમાં મુકવાં.



## તરબુજ.

ખ પરમો જાય—તરબુજની ગાબડી કાઢી અંદર ના શેર સાકર, ના શેર કાળી દરાખ ઠરીઆ વગરની, ૧ જાયફળની ભુકા મુકીને તરબુજની ગાબડી પાછી બીડવી તેને ૩ દીવસ ઠારમાં રાખો તેનો રસ કહાડી બાટલીમાં ભરી રાખવો તેમાંથી ૧ ગલાસ સદ્‌વાર સાંજ પાવો.



## તલ.

ગ. મીઠા પીસાબવાલા દરદી માટે—તલને ઘાણીમા પીળી થોડુ તેલ કહાડી લેવુ, થોડું તેલ તલમા રહેવા દેવુ. આ તલના ખોળાને ગોળ સાથ મેળવી લાડુ બનાવવા અને રોજ ખાવા. તલના લાડુ ચોકસ ઠંડી મોસમમા ખાવાનો રીવાજ બહુ લાંબા વખતનો છે અને તે ઠંડી દુર કરવા અને શરીરે ગરમી લાવવાનો વઇદક હેતુ હોવો જોઇએ. મીઠી પીસાબવાળા દરદી માટે આ ઇલાજ સસ્તો, સેહેલો, અને સ્વાદિષ્ટ છે.

ઘ. તલનું તેલ—આ તેલને દેશી વઇદું ઘણુ હીણે છે. કોઇબી દરદી આવે કે તેને તેલ ખાવા ના પાડે છે, ગરમીના દરદો માટે તે વાધા ભરેલું હોય પણ બધા દરદ માટે તેનો શા માટે અટકાવ થાય છે તેનું ચોકસ કારણ નથી. તલના તેલને કેટલાક લોક ખાના મા પસંદ કરતા નથી કારણ કે તે માખણ, ઘી અને બીજા ખાના ના તેલ કરતાં સસ્તુ છે. ગરીબ લોકો ખાય, ને પઇસાવાળા ખાય તો હલકું દેખાય, પણ જે કામ તેલ કરે છે તે કામ ઘી કરતુ નથી, ભજીયાં, કઠોળ, વાયડી તરકારી પકાવવામાં તેલ જે સ્વાદ બતાવે છે. અને જે વઇદક કામ કરે છે, તે ઘી તથા માખણથી બનતું નથી.

તલનું તેલ, જે આટલું બધું હલકું અને ખાવામાં નબળું સમજવામા વામા આવે છે તેનું કારણ જાતે પોતે તેલ નથી, પણ તે તેલની ખામી ભરેલી બનાવટ છે.

તલના તેલમાં હમેશાં થોડા પ્રમાણમાં પાણી રહે છે અને તે પાણી થી તેલ જલદી ખોરૂં થઇ જાય છે વઇદક શાસ્ત્રના કાયદા મુજબ સરવ ખોરી થયલી ચીજ શરીરને નુકસાન કરે. છે. તલના તેલનો ખોરાટ નહી થવા દેવા માટે તેને સુરજના તાપમા મુકવાથી અથવા ઠંડા ઇંગાર ઉપર જરા મુકવાથી પાણીનો ભાગ ગરમીથી ઉડી જાય છે.

તલનું તેલ લાંબો વખત સુધી ખોરૂં ન થાય માટે તે તેલમા પાચ ટકા જેટલો સોદાબાઇકારબન નાખવો

તેલને ખોરાટમાંથી બચાવવા માટે અસલ રીવાજ એવો છે કે કાંદાના માથાને તલ સાથ ગરમ કરવુ. વઇદું એવું બતાવે છે કે કાંદાના માથામાં એમોનીઆનો ભાગ છે, તે અલકેલાઇ છે; તેથી સોડાની માફક કામ કરે છે.

ક. વાલ નરમ અને મોટા થાય—નાહતી વેળા કાળા તલના પાનરાં માથે ચોળવાં

કા. પીસાબ ઘણી વાર થતી હોય, મીઠી પીસાબ હોય—તો ૮ પાઈ ભાર કાળા તલ સહવારે નળને કોઠે ખાવા.

ખ. નાસુર માટે—કાલા તલ વાટીને લેપડી મુકવી.

સફેદ તલ ખાવામાં સારા છે. કાલા તલ દવામાં સારા છે

ગ. હરસ—હરસ માટે તેલ, નાગકેસર સાથે સંભાગે ખાવાથી હરસને ફાયદો છે. માખન સાથ નાગકેસર ખાવાથી લોહી બંધ કરે છે.

ઘ. ચાંદાં વાસ મારતાં, ધારાં વાસ મારતાં—ચાંદા ઉપર તલની લેપડી બાંધવાથી રૂઝ આવે છે, અને ખરાબ વાસ દુર થાય છે.

ચ. સ્ત્રીઓને દસ્તાન આવે— ૧ તોલો ખાંડેલા કાળા તલ ૨૦ તોલા પાણીમાં ઉકાળીને ૫) તોલા રહે તે ગાળી અંદર ગોળ નાખીને પીવું. દસ્તાન દેખાયા પછી ૪ દીવસ રોજ તાજુ પીવું અને તલનો ખોળ પાણીમાં ભીંજવી પીંડ ઉપર મુકવો.

ક ખીલ—મોઢાના ખીલ માટે તલના જુના ખોળને ગામુત્ર સાથ મેળવી લગાડવુ.

ખ. આધાસીસી—આધાસીસી માટે તલનો ખોળ, વાવડીંગ. પાણી સાથે લેપ કરી માથે લગાડવુ.

ગ હરસના મસા—હરસના મસા માટે કાળા તલ, ગાયનુ માખણુ, સાકેર એકેક પઇસા ભાર રાજ ખાવું.

ઘ. હરસ—હરસ માટે કાળા તલનો તલ્ક ૬ માસા એટલે આઠ આની ભાર માખણુ સાથે ખાવો.

ચ. ધાત વધે—ધાત વધારવા માટે તલ, મોચરસ, ભા કોળું સરખે ભાગે મેળવી ૧ તોલો સહવાર સાજ ખાવું.

છ. પીસાબ છુટે, પીસાબનો હરએક આજાર જાય—કાળા તગ, ઘઉં, કેસુરીનાં મુળની બીચ. એલચી દરેક ૧ શેર લઈ દરેક વસાનુ આતસ પર સેકીને ભુકો કરવો તેમાં ૦ાા શેર સુંઠ ભેળવી પછી ખાડ શેર એકનો શીરો કરી ભેળેલું વસાણું તેમાં નાખી એકરસ કરી તેમાંથી ૨) તોલા સહવારે ને ૨) તોલા સાંજે ખાવું.

જ. ક્ષાર મુત્રળ, પીસાબે કાંકરી પથરી—તલના તલસરાં એટલે સુકી સાંઠીને બાળી ખાર કાઢે છે તે ખાર બે વાલ ખાવામાં આપે છે.

ઝ. પીસાબ છુટે—તલના છોડની સાઠીની રાખ મધ સાથ અથવા દુધ સાથ પીવી.

ટ. દાંત મજબુત થાય-દાંતનું દરદ મટે—તલના તેલમાં સીંધાલુણ મેળવી કોગળા કરવા.

ઠ. આધાસીસી મટે—તલ અને દુધ વાટી લેપડી કરી માથે મુકવી.

ડ. કુતરાનું ઝેર ઉતરે—તલનો ખોળ, તેલ, આંકડાનું દુધ અથવા મુળ, ગોળ સાથ ખાવામાં લેવું.

ઢ. ધતુરાનું ઝેર ઉતરે—તલનું તેલ ગરમ પાણી સાથ પીવું.

ણ. હરસનું લોહી અટકે—તલને વાટી માખણુ સાથે ખાવું.

ત. ગરભણી તથા સુવાવડીને લોહી પડે તો તલ, જવ, સાકેરનું સંભાગે ચુરણુ કરી મધમાં ખવાડવું.

ક. પથરી—વીરયને અટકાવવાથી પથરી બધાય છે તે માટે તલસરાની રાખ મધમાં આપવી

ખ વાળા—વાળા ઉપર તલનો ખોળ છાસમાં વાટી બાંધવો.

ગ. રકતાતીસાર, ઝાહડામાં લોહી પડે તે—કાળા તલ ૧ ભાગ, સાકેર ૨ ભાગ અને બકરીનું દુધ ૪ ભાગ મેળવી પાવુ.

ઘ. વાગેલુ, દભરાયલું લોહી બાઝેલુ—કાળા તલ, એરંડીયાની બીજ જુદા વાટી તેલ સાથે લેપ કરી મારવો. અથવા તલના ખોળને ગરમ પાણીમા મુકવો. નરમ પડે ને લેપ બાધવો.

ચ. સ્ત્રીના પેટમા છોડ હોય તે પડે—એકેક તોલો કાળા તલ, સફેદ તલ પાણીમાં ઉકાળીને ૭ દીવસ પીવુ

છ. પીસાબ વારમવાર થતી બંધ થાય—તલ ૨ ભાગ, અજમો ૧ ભાગ મેળવી ફાકી દીવસમા ૩ વાર મારવી.

જ અર્સ, હરસ માટે—૦॥ તોલો તલ વાટીને માખણ સાથ રોજ ખાવા નાગ કેસરનુ ૦। તોલો ચુરણ માખણ સાથ ખાવું.

ઝ. ગર્ભધારણ કરે—કાલા તલ ટાંક ૯। અજમો ટાંક ૬) આ બધેને તેલમા તળી તેમાથી ૨) ટાક દરરોજ પ્રભાતે ખવાડવુ તે પુરૂ થાએ ને પછી વરધારો ટાંક ૧૪। નાગકેસર ટાક ૬) એની મેળવણી કરી ૭) દીન ખાવું. આ ભુકો ૭। દીનમા પુરો કરવો દસતાનના ચોથે દીનથી શરૂ કરવુ.

ટ. કોઠો કબજ, હરસનું લોહી—એ માટે તલ ખાવામા લીએ છે, એનો ઉકાળો કરી પીવે અથવા લાડુ બનાવી ખાવે ગર્ભવતી સ્ત્રીએ ઘણા જથ્થામાં લેવાથી અડચણ થાએ છે.

ઠા. દસતાનમા દુખારો હોય તો તલનો ભુકો વાલ ૨) દર ૩) કલાકે લેવો.

ઠ. બાલને પુષ્ટી આપે--તલના પાતરાંનો ઉકાળો બાલને ચોપડે તો બાળ વધે અને કાળા થાએ

ડ. વીર્ય વધે--તલને વાટી પાણીમાં કાંજી કરી, ગરમ ગરમ પીવે.

ઢ. દાંત હાલે—જો નાની ઉંમરમાં દાંત હાલતા હોએ તો તલનું તેલ અને સીંધાલુણ મેળવીને દાંતને લગાડે.

## તવર—અવર .

ક. આંતરડુ ગોળીમાં ઉતરેલું પાછું ચડે, સારંગ ગાંઠ સારો થાય—આવરના પાતરાંને છુંદીને ગરમ પોટીસ કરીને ગોળી ઉપર મુકે તો આંતરડું પાછું ઠેકાણે જાય.



## તળવણી .

ખ એકાતરીઓ, તરીઓ, ચોથીઓ તાવ--આ માટે તલવણીના પાતરાના રસનાં ટીપા આંખમાં નાખવા

ગ કમળો—કમલા માટે તલવનીનુ મુળ આતવારે સવારના સુરજ ઉગતા પહેલા લાવી, પાણીમાં ઘસી આંખે આજે તો કમળો જાય.



## તાડી .

પીસાબ છાસ જેવો જાય ત્યારે દરદીએ બપોરે તાડી ૧॥ શેર પીવી

ચ દીવાનાપણુ મટે--તાડની ડાળીઓનો રસ બે તોલા એકલો અથવા જુના ઘી સાથ ખાવાથી ફાયદો છે

છ મુત્ર કચ્છ માટે--તાડનુ મુળીઉ ચોખાના ધોવણમાં ઘસી પીવું.

જ બરોળ માટે—તાડના ઝાડની રાખમાથી ખાર બનાવી તે રો વાળ ખાવામાં આપે

ઝ સમા હરસ મટે--તાડની સીગનો ધુમાડો આપવો

ટ ભુખ લગાડે—ખજુરાની ચોખી તાડી ભુખ લગાડે અને ખાધેલુ પાચન કરે. માઉસના ભારી અને સંગીન ખોરાકને જલદી જરપત કરે છે. અનુભવથી સીધ્ધ થયલુ છે જે તાડી પીવા પછી અંગ બળનું કામ સારૂ અને વધારે થાય છે, ચાલવાની શકતી બહુ વધે છે, હાલમાં તાડી બહુજ મોંઘી થવાથી ભેળભેળ બહુ થાય છે. સમજુ માણસો તે પીવાનું છોડી બેઠા છે. ગરીબ લોકોથી તે છોડી શકાતું નથી. તાડી મોઘી અને ભેળસેળવાળી પીવાથી ગરીબ રૈયતનાં શરીર બગડે છે, અને પોચાં પડે છે સોજી તાડીથી

ચાલવાનું જોર વધે છે ત્યારે ભેળસેળવાળી તાડીથી જોર ઘટે છે. ગરીબ પ્રજા પોચી પડતી જાય છે, એમાં સેકરાઇન નામની અંગ્રેજી દવા ભેળવામાં આવે છે જે શરીરનો બાંધો વખત જતે ધીળો કરે છે બચ્ચાં વાળી સ્ત્રીનું ધાવણુ આવી તાડીથી કમી થઇ જાય છે. ગરીબ વર્ગની સ્ત્રીઓની છાતીમાંથી દુધ ઉભરાઇ જતુ તે વર્ગની હાલની સ્ત્રીઓની છાતીમાં દુધ કમી થયલું છે જેની માઠી અસર આખા દેશ ઉપર છે દુધમાં ચોખ્ખુ પાણી ભેળાય છે. જે શરીરના બંધારણને નુકશાન કરતા નથી છતાં આ દુધની ભેળસેળ માટે પકરા પકરી ચાલે છે પણ ખરાબ ભેળસેળવાળી તાડી છચોક વેચાય છે, ગરીબોના શરીર નો નાશ થાય છે તે જોવામા આવતુ નથી.



## તાંદલીઆ—તાંદરજાની ભાજી—ચોલાઈની ભાજી.

ક. રગતપીટ—રગતપીટ માટે તાદરજાની ભાજીનો રસ અને ઘી સંભાગે ઉકાળી પાણી બળી જાય ને ઘી રહે તે ચાઠા પર લગાડે.

ખ. પરમો થયો હોય ને લોહી જાય તેનો ઇલાજ—તાંદરજાની ભાજીના મુળનો રસ ખાંડ સાથે ખાવો. અથવા ઉતરાણનું મુળીયું ચોખાના ધુણ સાથે મેળવીને પીવું.

ગ. કોઇપણ જાતનું ઝેર ઉતરે—તાંદરજાની ભાજીનો રસ પીવામાં લેવા થી કોઇપણ જાતનું ઝેર ઉતરે છે.

ઘ. પરમો લોહી સાથનો—તાંદલીઆની ભાજી તેના મુળ સાથ છુંદીને રસ કાહાડે તે ૦। સેર રસમાં ખાણુ નાંખી ૭) દીન પીવે તો ફાયદો થાએ અથવા ઉતરાણનું મુળીઉ ૦। તોલો ચોખાના ધુણ સાથ ઘસીને પીએ.

ચ. ચંડી વાગી આવતા તાવનો ઇલાજ—તાંદલીઆની ભાજીના મુળીઆ બહુ બારીક પીસી માથે મુકે.

છ. મુત્ર કચ્છ માટે—તાંદલીઆની ભાજીના મુળનો રસ તોલા એમાં મધ તો ૦। મેળવી પીવાથી મુત્રના રોગ જાએ.

## ત્રીકટુ.

ક બેસુધી માટે—મરી, સુંઠ, પીપળ સરખે ભાગે મેળવી, એનો બારીક ભુકો, કાગળની નળીમાં ભરી નાકમા ફુંકવાથી બેસુધ માણસ હોશીયાર થાય છે.



## ત્રીફળ.

અ ટાઢીયા તાવ માટે ખરી દવા—ત્રીફળ તોલો ૧, પાણી તોલા ૨૦ માં ઉકાળો કરી તેમાંથી તોલા રાા તાવ આવવા પહેલાં દરદીને પાઇ દેવુ.

અ. કમળા માટે-૪ તોલા ત્રીફળને અશેર પાણીમાં ઉકાળી. પાણી ૧/૮ શેર રાખી તમાંથી રાા તોલા દીવસમાં ત્રણ વાર પીવાથી કમળો સારો થાય છે

અ. શરીર નારોગી રાખવા માટે નીચલા ઉપાયો કરવા --

હરડેબેરા અને આમળાનો સભાગે ભુકો કરી ૦ાા તોલા ખાવાથી એક વરસ સુધી ચતુર ખાવાથી શરીરે રોગ થતા નથી

ત્રીફળ અને જેઠીમધ સંભાગે અકેક તોલો મેળવી તેનાં પડીકાં આઠ કરવા અને તેમાનુ ૧ ભુખે પેટે દુધ, ઘી, અથવા મધ સાથે લેવુ એક વરસ સેવન કરવું.

ત્રીફળ તોલા ૦ા ઘી તોલો ૦ા સવારે રોજ ખાવુ.

ત્રીફળ અને પીપળ સંભાગે મેળવી ૦ા તોલો ઘી સાથે લેવું.

અ. શરીરે રોગ ન થાય એ—ત્રીફળાનું સંભાગે ચુર્ણ બનાવે ને (   ) વરસ સુધી ખાવાથી લીબ ના શરીરે રોગ થએ નહી.

ત્રીફળ અને જેઠીમધ સંભાગે મેળવી તેમાંથી ૦ા તોલો ગરમ દુધ, મધ. અથવા ઘી સાથ ભુખે પેટે લેવું

ત્રીફળ એને પીપળ સભાગે મેળવી ૦ા તોલો ઘી સાથ લેવું

આ. કમળો માટે--ત્રીફળ ૦ા ૨ અને પાણી એક સેર ઉકાળી ૦ાશેર રાખવુ તને ગાળી અંદર ૧ા તોલો મધ નાખી તેના ત્રણ ભાગ કરી દીનમાં ૩) વાર પીવું.

## તુંમડી.

ક. તુંમડી—તુંમડી પાતળ, સુચડી, બચડી, .વાંદરાની ટોપી, કુગ, કનજી-ગુડુંબી-નાગડુબી-આ ચીજ વેરાવળ તાબે પાટણમા ઘણી મળે છે.

ખ. ઝેર—દરેક જાતના ઝેર માટે આ બચડી પાણી સાથ પીવામા ઘણો ફાયદો છે

ધાતુપુષ્ટ શકતી લાવનાર, ઝાડો લાવનાર. સરદીને દુર કરનાર, બકવા

ગ. સનેપાટને દુર કરનાર—આ બધાં દરદો માટે તુમડી પાણી સાથ લેવાથી ઘણો ફાયદો થાય છે.

ઘ પથરી પીસાબની પીડાએ—તુમડીના બીજનું ચુરણ ૦॥ તોલો ૧૦) તોલા ગેટીના દુધમાં ઉકાળી દીવસમાં ૨) વાર પીવું



## તુરીઉં કડવું.

ચ કમળો તથા બસોર મટે—તુરીઉ કડવું-કડવી ગીસોડી-એના બી દુધીના જેવાં થાય છે. એના સુકા ગરને પાણીમાં ભીજવી તેના ટીપાં ચારપાચ નાકમાં મુકે છે તો કમળો તથા બસોર મટી જાય છે. એનાં સુકાં બી વામીટ અને ઝાહડો લાવે છે. એ ઘણા આકળાં છે.

છ. માથું દુખતું નરમ પડે—કાચા તુરીઆનો રસ ગરમ કરી માથે લગાડે તો માથું દુખતું નરમ પડે છે.

સુકું, કડવું તુરીઉ, ઝેરી છે. ૦॥ ઈંચ જેટલા પાણીમાં ભીજવી, એક રાત રાખી, સહવારે પીવાથી ઝાહડો ઉલટી થાય છે. ચીકાસ મીઠું, હલદર ખાવાં નહીં. દુધને રોટલો ખાવો.

જ. કમળો નરમ પડે—કડવાં તુરીઆંનો ગર, પાણીમાં ભીંજવી તેના ચાર ટીપાં નાકમાં નાખવાથી નાક વાટે પીળું પાણી ગળીને, કમળો નરમ પડે છે. જરૂર હોય તો ત્રણ દીવસ ટીપાં નાંખવા. ટીપાં નાખ્યા પછી એક કલાક, ખીચડીને ઘી ખાવું.

ક. કડવું તુરીઉં-કરૂસીરવળ—પીટફળ એકજ છે. ડોડકી—ડોળકી. બીસોડી ગળકા કડવા, દુધી, તુમડી કડવી. આ દરેક ચીજ કડવી હોય ત્યારે તેનો ગુણ એક સરખો છે. આ ચીજોનો લીલો રસ અથવા સુકા ગરને પાણીમાં પળાલી કાઢેલા રસના દસ દસ ટીપાં નાકમાં મુકવાં અથવા ચટાડવાં અથવા આ ફળોનું બારીક ચુરણ રતી એક સુઘાડવું. તેથી પીટ, ઝરે છે. આ નાસીકા રેચ બંધ કરવો હોય તો ઘી સુંઘવું. નાકમાં ટીપાં મુકવા પહેલાં ઘી ચાટવું જેથી ગળામાં ચણચણાટ લાગે નહી

કા હમેલવાળી સ્ત્રીને પેટમાં દુખાવો થાય તો તુરીઆનું ફુલ ૧ પાણી સાથે વાટીને ખવાડે. ફુલ ન મળે તો મુળીયું ઘસીને પીવાડે

ખ. ચાદી, બદ, પીષફુટક ભગનદર—માટે કડવા તુરીઆના બીનુ મગજ અને સુંઠ એકેક તોલો, પાણી ૧૬) તોલા તલનું તેલ ૪) તોલા એ સઘળાંને ઊકાળવું અને પાણી બળી જાએ ને તેલ દરદ પર લગાડવું



## તુવરની દાળ.

ગ ઉંદરી માથા ઉપરની મટે—તુવરની દાળનો કોયલો તથા ગળી સંભાગે લેવી તેને કોપરેલ સાથ મેળવી કાંસાની થાળીમાં મુકીને કાંસાના વાટકાથી બહુ મસળવુ અને પછી માથે લગાડવુ.

ઘ કુતરાનુ ઝેહેર—તુવરની દાળને આંકડાના દુધમાં ૭) પટ આપવા તેની ચણા જેટલી ગોળી બનાવી રોજ સહવારે આપવી. જુલાબ થઈ ઝેહેર ઉતરશે.



## તુળસી.

ચ. અધાસીસી માટે તુળસીના પાતરાંનો રસ ટીપાં ૩ નાકમાં મેલવાં

છ. ધાત જતી બંધ પડે, તુળસીનાં બી ૧ પઈસાભાર ખાવાં. ખાટુ ખોરૂં ખાવું નહીં.

ક ટાઢીયા તાવો અટકે—તાવ આવવા પહેલાં તુલસીનાં પાતરાંનો રસ ૨ તોલા પીવો, સાથે મરી તોલો ૦। લેવો

ખ કાળો કોઢ--તુળસીના પાતરાં સુકા વાટીને ચોપડવા.

ગ બદ, કાખબલાઇ—તુળસીના પાતરાં, દીવેલાની કુપળમાં વાટીને ઉની પોટીસ મુકે તો બદ તથા કાખબલાઈ પીગળી જાય.

ઘ. હરસના દરદ માટે જંગલી તુળસીના પાતરા દહીં સાથે ૭ દીવસ ખાવામાં લેછે.

ચ. કરોળીઓ—તુળસીના છોડને વળગેલી મટોડી પાણી સાથ મેળવીને લગાડે તો શરીર ઉપ નો કરોળીઓ સારો થાય.

છ. માથાનો દુખાવો નરમ પડે—તુળસીના પાતરની લેપડી કરી માથે મુકે, તે સુકાય ત્યારે દુખતુ માથું નરમ પડે. આ ઉપાય ઘણો જાણીતો છે.

જ. ઉલટી અથવા ઓકારી—તુળસીનો રસ ૦। તોલો ગોપીચંદન બેઆની ભાર મેળવી પાવાથી ઉલટી મટશે.

ઝ. તાવ (નેનચ્છમીટંટ) માટે ૦॥ તોલો મરી તુળસીના રસ સાથે આપે છે.

ઞ, આધાશીશી માટે--તુળસીના પાતરા ૩, મરીના દાણા ૩ એ બંનેને છુંદી ઝીના કપડામાં મુકી પોટલી કરવી. તે પોટલી પાણીમાં બોળીને સુંઘવી.

ટ. દાંત કળે- તુળસીના પાતરાંને છુંદીને કુળીંજન અને લવંગ સાથે મેળવીને દાંત પર મુકવું.

ઠ. તાવ ઉતારવા માટે તુળસીના પાનના રસમાં ૨) વાલ મરી મેળવી ખાવાં

ડ. પુષ્ટી અને નબળાઇ માટે—કાળી તુળસીના બી ૦॥ શેર, ગોળ ૦॥ શેર મેળવી રાખે. તેમાંથી ૧ તોલો રોજ સવારે ખાઈ દુધ પીવું.

ઢ. આધાશીસી માટે—તુળસી અને ધતુરાના પાતરાંનો રસ સંભાગે મેળવીને સુંઘે તો તત્કાળ માથું ઉતરે છે.

ત. ધ્રુજરી માટે--તુળસીના પાતરંના રસમાં પીપર ઘસીને પાવે તો

ધુજરી તળે

ક આધાસીસી માટે--તુળસીના પાતરાં ૩) મરીના દાણા ૩) એ બધેને છુંદી કપડામાં મુકી પોતલી કરવી તે પોતલી પાણીમાં બોળીને સુધવી

ખ પુરૂષાટન વધે—તુળસીના બી અને ગોળ સંભાગે મેળવી તેમાંથી ૧) તોલો રોજ સહવારે ખાઈ ઉપરથી દુધ પીવુ

ગ કાનનો દુખાવો મટે--તુળસીના પાતરાંને ખાતા લીબુના રસમા વાટી તેના ૪) ટીપાં કાનમાં નાખવા, દીવસમાં ૩) વાર



## ત્રેગેકંઠ—કતીરા—કદઈઓ ગુંદર.

ઘ છાતીનો અને ગળાનો ચીકણો બલગમ કાઢે છે. ફેફસાનાં અને પુકાના જખમને ફાયદો આપે છે.



## થુવર કંટારીઓ

ચ. થુવરની જાતો—દાંડળીઓ (ખરસાણીઓ) ભુગળીઓ, હાથલો, ત્રીધારો અને ચોધારો એટલી જાતના થુવરો છે.

છ. કંટારીઓ થુવર પાંચ ખાંચાવાળો છે અને તેના પાતરાં માણુસની જીભના આકારના છે, એનુ દુધ ઘણું ગરમ અને ચીકાસવાળું છે. ગુંદર તરીકે કાગળ વળગાડવામા ચાલે છે એનું દુધ સુકાઇને કટકા બને છે, તે જુલાબ માટે ખાવામા અપાય છે, શરીરે ચોપડવાથી ચામડી લાલ થાય છે.

જ. આફ્રો—ઘણું ખાધાથી આફ્રો થાય ત્યારે થુવરનું દુધ પાપડ ઉપર ચોપડી, તે ભુંજીને દરદીને ખવાડે તો ઝાહડો પુષ્કળ આવે અને આરામ થાય.

ઝ. ટાંકીવાળા દરદી જેને ટાંકી પુટી નીકળી હોય તેને આ દુધ મધ સાથે મેળવી ખવાડે છે.

ટ. સાંધા અડી ગયા હોય તો થુવરનું દુધ અને લીમડાનું તેલ મેળવીને લગાડે છે.

ક. સાંપનું ઝેર—આ થુવરને મનસાસજી એટલે સાંપનો ખુદા કરીને કહે છે, કેટલાક લોકો સાપ ન કરડે માટે થુવરની માનતા લે છે અટલે આ ઝાડ આગળ જઈ બોલે છે જે "મને સાપના ડંખથી બચાવો" આ અસલ રીવાજને ટેકો મળે છે. કારણ કે દેશી વઈદુ આ થુવરના મુળને સાપના ઝેરના ઉપાય તરીકે ઓળખાવે છે. એનુ મુળ પાણીમાં ઘસી દરદીને પીવાડે.

ખ. થુવરના ઝીણા કાંટા શરીરે લાગે ત્યારે કીડ ઘણી થાય છે ત્યારે તે જગાએ છાણ ચોપડવામાં આવે છે. અથવા અઘેડાના પાન ચાવવાથી તે કાંટા ખરી પડે છે.

ગ. દાંતના દુખાવા માટે—આ થુવરના સુકાં દુધને પોટલીમાં બાંધી પાણીમા બોળી તે પોટલી દાંત ઉપર મુકે છે.

ઘ. વીંછીના ડંખ માટે—અફીણ અને હળદરને થુવરના દુધમાં ગોળી બનાવી તે ગોળી ડંખ ઉપર મુકવી.

ચ દમ, ક્ષય, હાર્ટ ડીઝીઝ માટે--થુવરનું દુધ વાલ ૨) ગોળ સાથે ખાવું.

છ. નસોની નબળાઈ માટે—કંટાળા થુવરના દુધમાં કપડું ૭ વાર ભીંજવવું, એવા સાત પત દેવા. લોઢાની કડછીમાં ઘી ગરમ કરી લુગડું તેમાં બોળી તેની પટી ૨૧ દીવસ સુધી નસપર બાંધવી, જગા લાલ થવાનો સંભવ છે, બ્લીસતર ઉઠે એટલીવાર રાખવું નહી. જો બલીસ્તર ઉઠે તો ગાયના ઘીમાં હીરાદખન અને સફેતો મેળવી મલમ કરી લગાડવો.

જ. નારગોર માટે—કંટારા થુવરના દુધમાં બાજરીના આટાની ગોળી વાળીને આપે તો પેટ આવે. (ગમ સ્કેમોનાછનુ કામ એ કરે છે.)

ઝ. હાંફણુ જાય--૦। શેર મરીને થુવર ખરસાણીના દુધમાં દુબતાં રાખી કાદવની કુલ્લીમાં મુકી તેને કપડછંડ કરી ચુલાની નીચે ૭ દીન મુકવું તેમાંથી ૧ મરી પેહેલે દીવસે લેવું, પછી એકેક મરી ચઢતું રોજ વધારયા જવું.

ટ. થુવર દાંડળીઓ દવામાં વપરાય છે.

ક પૈચો પડી બહાર નીકળે—દાંડળીઆ થુવરની રાખ ૧ વાલ અદુસાના પાનના રસમાં દીવસમાં ત્રણવાર આપવી.

ક. સંધીવાયુ, ગરમીના દરદ પછી હાડકાં દુખે તેનો ઈલાજ—થુવરનું દુધ ૩ દીવસને આંતરે ૪ વાર મારવું તેથી બલીસતર ઉઠે અને પછી સારૂં થાય એકબેવાર દુધ મારવાથી ગુણ થતો નથી

ખ. ખરજવું—થુવરનુ દુધ ખરજવાંને લગાડે તો તે પાકે અને પછી સારૂ થાય, દુખ સખત પડે, અકળામણ થાય દુખાવો સખ્ત લાગે તો ઘી ચોપડવું દુધને સુકવી, ગુંદરના આકારમાં રાખી વાપરી શકાય છે

ગ. દરાજ, ખુજળી મટે—દાંડીયા થુવરની સુકી દાળી, આંકડાના પાતરા, પોસડોડો, સંભાગે બાળી, રાખ કરીને દીવેલમાં મેળવી ચોપડવુ. તડકે બેસવું અને ગરમ પાણીએ નાહવું.

ઘ. હરસ મુળમાંથી ખરી પડે—થુવરનું દૃધ મસા ઉપર લગાડવાથી હરસ નીકળી પડે.

ચ ખરફસું—દાંડીઆ થુવરની રાખ પાણી સાથે લગાડવી.

છ. થુવરના ઝાડને સંસ્કૃતમા સીહુન્ડ અથવા સેહુન્ડ કહે છે થુવરનુ દુધ આંખમા જાય તો આંખ દીન ૩ રતાસવાળો રહે પણ આંખમાં ઘી આંજે તો રતાસ મટે છે. એવું સમજાવવામા આવે છે કે સીહન પ્રાણીનું દુધ આંખમા આંજે તો ફુલુ કાપે. પણ તે દુધ સીહન પ્રાણીનું નહીં પણ સીહુન્ડ એટલે દાંડીઆ થુવરનુ દુધ હશે.

જ. થુવર પાક—થુવર હાથલા—પંજાવાલો તેના લાલ પાકટ દીડવાના રસને સાકર સાથે સીરો બનાવી ચણાના લોટને ઘીમાં તળીને તેમા મેળવવો કેસર, એલચી, બદામ ફાવે તો નાંખવુ.

ઝ. વીરયનો બંધેજ કરે, ખાંસી હાફણુ મટાડે, શરીરમા ગરમી લાવે—થુવરના લાલ દીડવાનું સરબત ઉપલો ગુણ ધરાવે છે.

થુવર ખરસાંની—(દાદળીઓ=નેતરીઓ=રાણુશીર) આ જાતનો થુવર દવાના કામમાં વધુ વપરાય છે.

ટ. કંટરીઆ થુવરના દુધની માફકજ આ થુવરનું દુધ મેળવીને ભગંદરમાં મુકે તો રૂઝ આવે અંદર નહીં જઈ શકે તો પાણી સાથે મેળવીને પાતળું કરીને જખમમાં મુકે.

થુવર (ફાફરીઓ, પજાવાળો=કાંટાવાળો=નીવદુંગ.)

ક ખાંસી માટે—ઉપર બતાવેલા થુવરનો ૧ કટકો ભેભટમાં ભુંજી તેનો રસ કાઢી અઢી તોલા રોજ સવારે પીવો.

ખ. ખાંસી, હાંફણુ—આ થુવરના લાલ દીંડવા બે ભેભટમાં ભુંજી ખાય તો ખાંસી નરમ પડે.

ગ. આ થુવરના ઝીણા બેમાલમ કાંટા શરીરને વળગે તો કવચની માફક કરડી ખાય છે, તે માટે છાણ કીડવાળી જગાએ ચોપડવું અથવા અંઘેડાના ૨ પાન ચાવવાથી ખરી પડે છે.

ઘ. નાસુર—નાસુરવાળા દરદીને થુવર કનટાસરાનો સુકો ગર હુકામા રોજ સવારમાં પીવાડવો.

ચ. ગુલમ વાયુ—ગોળો પેટમાં દોડતો ફરે તે માટે થુવર કટારીઆના સુકાં પાતરાં શેર ૧, હળદર શેર ०।, રાઈ દરેલી શેર ०।, સીંધવ શેર ०। એના અચાર બનાંવી ખાવામાં લે છે.

છ. જળંદર—જળંદરના દરદમાં રેચ લાવવા માટે થુવર કટાળો જાડી દાંડીવાળાનું દુધ ૩ વાલ ખવાડે છે.

જ. સાંપનો દંખ—સાપના દંખ માટે થુઅરના મુળ અને મરી સંભાગે ખવાડે છે.

ઝ. વીંચ્છુનાં દંખ માટે—થુઅર હાથલાને છુંદી દંખ પર લેપડી મુકવી.

ટ. અતિસાર નાશ પામે—થોરનું મુળ લાવી લાલ દોરા સાથ વીટાળી કમરે બાંધે તો અતિસારને ફાયદો કરે

ઠ. અંતરગળ માટે—ત્રણ ધારવાળો કટારીઓ થુવર તેના પાદડાં સેર ૧૦) લઈ તેને મીઠામાં આઠવા; ત્રણ દીવસ પછી કાહદી તડકે સુકવવાં. તે પાતરાને નીચેની વસ્તુઓ સાથ મેળવી અચાર બનાવવા. પાતરાં આઠેલાં તેનું નીકળેલુ પાણી જેટલું ખપે એટલું લેવુ. સાજીખાર, સીંધવ દરેક નવટાક, આંબાહળદ, રાઇ દરેક ० ા સેર સરકા સાથ મેળવવું, ૧) ગત રાખી રાઇને ચઢાવવી તેની ઝેહેણ નીકળે ને પેલા પાતરાં તેની સાથે મેળવવાં. કોઈ ગ્રહસ્થો સરકાને બદલે સરસીઉં તેલ લીએ છે. તેલવાળું અચાર જલદી બગડતું નથી; પણ તેલ જડપત થતાં અડચણ પડે છે. આ અચાર અંતરગળવાળાં દરદીએ રોજ ખાવું.

ક. જળંધર—જાતો જળધર પીળાવાળો જળધર અથવા ગાંઠવાળો જળંધર હોય એ માટે ખરસાણીના થુઅરને ઘઉંના મેદામા મેળવીને ખમીર બનાવવુ તેમાથી ૨) માસા લઇ તેના રોટી જેવા ટીકરી કરી અંગાર ઉપર સેકીને ખવાડવી અથવા પાપડ ઉપર ખરસાણીનુ દુધ ૧) માસા જેટલું લગાડી પાપડ ભુજી ખાવામા લેવો, ઝાડા વાટે બધુ નીકળી પડશે તબીએત તપાસીને દુધ વધુ ઓછુ આપવુ

ખ. હરસના મસા (કફના) મટે—હળદના ગાંઠીઆને થુઅરના દુધમા સાત ભાવના દઇને (સાત પત આપીને) તેને પાણીમા ઘસી મસા ઉપર લેપ કરે



## દરાખ.

ગ ખીલ મટે—ખીલ માટે દરાખના ઝાડને બાળી રાખ સરકા સાથે મેળવી ચોપડવી.

ઘ. તરસ મટાડે છે, મોંઢાને કડવાસ કાપે છે ઝાડો લાવે છે—કાળી દરાખ ખાવાથી તથા તેનુ સરબત પીવાથી ઊપલી અસર થાય છે. દરાખ વાપડતાં તેના ઠરીઆ હમેશાં કાહડી નાખવા જોઇએ.

ચ. હરસનુ લોહી—લોહી હરસનું નીકળે અથવા બીજી જગાઓથી નીકળે તો કાળી દરાખ તો૦ ૨॥, દુધ તોલા ૨૦, પાણી તોલા ૨૦ ઉકાળી દીવસમાં બેવાર પીવુ.

છ. રકતપીત (નાકમાંથી લોહીનુ નીકળવુ)—લીલી દરાખના ટીપા ૧૨ નાકમાં નાખવાં. તથા સુકી દરાખ પાંણી સાથે મેળવી ૧૨ ટીપા નાખવાં.

જ. દરાખનો આસ્વ બનાવવાની રીત—કાળી દરાખ શેર ૫ લેવી, પાણી શેર પચાસ લેવું તેને મેળવી ઉકાળી બાળીને શેર પચીસ પાણી રાખવુ. તેમાં ગોળ શેર વીસ નાખી મેળવવું તેમાં નીચે મુજબ મસાળો છુંદીને નાંખવો.

તજ, તમાલપત્ર, એલચી, નાગ કેસર, પીપર મરી દરેક ૪ તોલા, ધાવડીના ફુલ ૫૦. ૧ બાટલીમાં ભરી તટકે ૧ માસ સુધી મુકવુ.

પછી બાટલીઓ ભરવી. મંદ અગ્ની, પેટનો વાયુ, ચુંક, ઝાડાનો કબજો એટલાં દરદ માંહે એ અસ્વ ઉપયોગી છે.

અસ્વ કોઇબી વસાણાનો બનાવવો હોય તે નીચે મુજબ છે—

તે વસાણાનો ઉકાળો શેર ૫, મધ શેર ૬ા, ગોળ શેર ૧૨ાા, પાણી શેર ૩૨. એને મેળવી બરણીમાં પેક કરી તડકે અને હારમાં ૧ માસ રાખી પછી બાટલીઓ ભરવી.



## દરાખ લીલી.

ક. લોહી વધારવા માટે, પાચન શકતી માટે, લીલી દરાખનો રસ અતી ઘણો ઉપયોગી છે એ ખોરાક તરીકે કમ લાગે છે. એના ગુણો ઘણાજ છે.

ખ. દરાખ અરીષ્ટ—(અસવ) કાલી દરાખ, ૬ા શેર, પાણી ૧૨૮ શેર, ૩૨ શેર પાણી રહે ત્યાં સુધી બંનેને ઉકાળી ગાળી લેવું, તેમાં ૧૫ શેર ગોળ નાંખવો, અને ૮ તોલા દરેક નીચે મુજબ મેળવવું તજ, એલચી, તજપતર, નાગ કેસર, મરી, પીપર, વાયવરંગ, આ બધું મેળવીને ખમીર ચઢવા દેવુ

ગ. આસવ, શકતી, ખાંસી, અને ખહીને, ઉપ્યોગી છે.



## દરાખ કાળી.

ઘ માથાના દુખાવા માટે—નવટાક કાળી દરાખ ૦ા શેર પાણીમા ૧ રાત ભીજવી તેનો રસ કાહાડી રોજ સહવારે ૫ દીવસ સુધી પીવું.

ચ. આધાસીસી માટે—આકરાનું કુમળું પાતરૂ લઇ તે ઉપર ગાયનું ઘી ચોપડવું. ઇંગાર ઉપર જરા ગરમ કરી મસળવું. અને લુગડામાં તે ચટણી મુકીને તેના ૪ ટીપા નાંખમાં નાંખવા, નાંખમાં જરા અગન બળે, અને નાંખમાંથી કફ પડે.

છ. ગરમીથી માથાનો દુખાવો, તેનો નવાબી ઇલાજ—સહવારના પોહોરમાં ગરમ ગરમ જલેબી ખાવી. કોઇવાર બરફી, પેંડા ખાવાથી માથુ

નરમ પડે છે.

ક. ખીલ મોંઢાના-કાળી દરાખ વાટીને લગાડવાથી ખીલ મટે છે.

રકતપિત્ત-Bleeding દરાખ કાલી ૧ તોલો, દુધ ૦। શેર, પાણી પોણો શેરને મેળવી ઉકાળવુ, ०।।। શેર પાણી બળી જાએ ત્યારે ગાળીને પીવુ, કોઇબી જગાથી નીકલતું લોહી બંધ થાય છે.

ખ. કુતરાના ઝેહેર માટે—દંખ ધોઇને તે ઉપર દરાખના વેલાના લાકડાંની ખાખ સરકા સાથ મેળવી લગાડવી



## દાડમ.

ગ. આંખની ગરમી કપાય—દાડમના દાણાનો રસ આંખમા મુકવાથી ગરમી કપાય છે.

ઘ. ખાંસી, મરડો--ખાંસી તથા મરડા માટે દાડમની છાળ ખાવામાં પાય છે



## દાડમડીનું ઝાડ.

ચ કરમ--બચ્ચાંને કરમ થયા હોય તો દાડમડીના ફુલને પાણીમા વાટી પાવામાં આવે છે.

છ દાંત દુખે તે માટે-દાડમના પાતરાં ०। તોલો ચાવવા; મોંઢામા તેનો રસ એકઠો થાય તે થુકી નાખવો. રસ ગળી જવો નહી.

જ. બચ્ચું બીહે, અથવા બચ્ચાં જીવે નહી તેનો ઈલાજ રવીવારે બરી ફજરમાં દાડમરીનુ મુળીઉ ઉંગમની દસા તરફનું લાવે તે મુલીયાને સુતરથી બાંધી બચ્ચાંને ગળે ઓરવી રાખે.

ઝ કાનમાંથી રસી નીકળતી બંધ થાએ—બચ્ચાના મુતરમાં દાદમની છાલ ઘસી કાનમાં ટીપાં નાંખવા.



## દામર. પાતળો (તાર)

ટ. ખરફસુ—ફુકડીના અથવા મોરથુથુના પાણીથી જગા બે ત્રણ વાર ધોવી, તે જગા સુકાયને ઉપર દામર ચોપડવો અને તે ઉપર બડા યાની રાખ ચોપડવી. પોપરો લઇનેજ ઉઠે છે. ઘણો અજમાવેલો છે.

## દારૂ.

ક. પીધેલા દારૂનો વાસ મોમાંથી નીકળતો બંધ થાય—ઉપલેટ, એલચી, ધોળો વાળો, જેઠીમધ, સરખે ભાગે પાનના રસમાં ગોળી કરી તે ગોળી મોઢામાં રાખવી એથી દારૂનો વાસ મોઢાંમાંથી બહાર આવે નહીં

ખ દારૂનો મસાલો—દારૂ મણ ૧, તજ તોલા ૬, ગુલાબના ફુલ શેર ૦।, ફુદનો શેર ૦।, પાનની જડ તોલા ૬, ખસખસ તોલા ૪, બકરાની મુડી આખી કાચી ૧, આ સઘળાને ભઠીમા પેક કરી આખી રાત રાખી સહવારે ભઠી સળગાવી દારૂ કાઢવો

ગ. દારૂ મસાલેદાર, મહુડાનો વાસ નીકળી જાય અને દારૂ સુધરે—આદા આન, એલચી, ધાણા દરેક તોલો ૧. કેસર તોલો ૦।, કસ્તુરી ૧ વાલ, જેઠીમધ ૨ તોલા, શાકેર શેર ૦।।, દારૂ એક ગ્યાલન સાત દીવસ, ભીજવી રાખવુ. અને દરરોજ હલાવવુ.

ઘ. દેશી દરૂનો મસાલો—કેરવે ( કેરવાસી બીસકીટમાં નાખે છે તે) તોલો ૧।, એલચી તોલા બે, ફીરમજ સારી જાતની તોલો ૦।।, જેઠીમધ નું મુળીયુ તોલો ૧, ગોળ શેર ૦।।, દારૂ ૧ ગેલન.

કેરવાસી ગરમ કરવી, એલચી ગરમ કરી છોળતા કાઢી નાખવાં. દરેક વસાણુ ખોખરૂ કરી, ગોળ સાથ મેળવી મલમલના લુગડામાં પોટલી બનાવી તે પોટલી દારૂમાં તરતી રાખવી. પાંચ દીવસ પછી પોટલી કહાડી લેવી. વધુ વખત રહે તો અડચણ નથી. દારૂમાંથી મહુવડાનો ખરાબ વાસ તથા પાણી પાવાનો અવગુણ નીકળી જશે. દારૂ જેમ જુનો થશે તેમ સ્વાદમાં વધશે.



## દારૂડીઓ—દારૂડી—સત્યાનાસી

ચ. આંખનું અજન—દારૂડીના છોડનો રસ ૧ તોલો, સુરમો કાળો તોલા ૦।, કાળાં મરી ૧૧ દાણાં, ૩ કલાક ખરળ કરી સીસીમાં ભરવું.

છ. આંખનું અજન—દારૂડીનો રસ, એટલુંજ ઘી, કલાક ૬ ઘુંટવું અને અંજન તરીકે વાપરવું.

ક. લોહી વીકાર, તથા ગરમી માટે દારૂડીનો રસ, સરપખાનો રસ, મધ દરેક બે તોલા ૨૧ દીવસ પીએ તો લોહી વીકાર અને ગરમી મટી જાય

ખ. વીરયનો વધ રો, શરીરમાં કઉતી--દારૂડીની છાલનો રસ તોલા ૪૦ શાકેર તોલા ૨૦, કેસર માસા ૪, જાયફળ તોલો ૦ાા, કેવડાનુ પાણી તોલા ૨૦, એનુ સરબત કરી ૧ તોલો સર ાત ને દુધ ૦ાા ..ર સાથે પીવુ.

વીચ્છુનો દખ તરત ઉતરે--મુળીયુ હાથમાં પકડવું.

## દારૂડીઓ—નાગધતુરો

દારૂડી-નાગ ધતુરાનો છોડ ચોમાસામાં થાય છે. ફુળ પીળા છે ડોડવા એરનદીના જેવા છે, પાન મુળાના જેવાં છે, બી અદૂકના દારૂ જેવાં છે, આખે છોડે કાંટા હોય છે.

ગ. ચાંદા—એના રસથી ન રૂઝાતાં ચાંદા જલદી સાફ થાય છે.

ઘ. આયોદોફારમ—એના રસને સુકવી ભુકો કરવાથી અગ્રેજી આયોદોફાર મના જેવો રગ, વાસ અને ગુણ થાય છે.

ચ સફેદ ચાઠાં—સફેદ કોહોડ સીવાય શરીરના બીજાં સફેદ ચાઠા ઉપર આ છોડનો રસ ચોપડવાથી ચામડીનો અસલ રગ આવે છે.

## દારૂરીઓ—એંખરો=સત્યાનાસી=હેમક્ષીરી=ચોળપિશોળા.

છ આંખનું દુખવુ મટે-સત્યાનાસીનો રસ આંખમાં આજે.

## દીકામાલી.

જ. જીવડાં નીકળે—કોહવાટવાળાં ગુમડાં ઉપર દીકામાલીની રાખ મુકે તો અંદરના જીવડાં નીકળી પડે.

ઝ. માંખી, જીવજતું—કોહેલા શરીરના ભાગ આગળ દીકામાલી પાણી માં ઘસી લગાડે અથવા એનો ઉકાલો કરી તે દરવાળા ભાગ ને ધુવે તો માંખી તે દરદ ઉપર બેસે નહી અને તે કોહવાટવાળા ભાગ ઉપર જીવજંતુ પાકે નહી

ક. ચોમાસાની રૂતુમાં માખીનો ઉપદ્રવ બહુ થાય છે તે વેળા દીકામા લીનો ઉકાલો છાટવાથી માંખીનું જોર નરમ પડે છે.



## દીનદોરી.

ખ કમળા માટે—દીનદોરીના પાતરાનો રસ ૯ ટાંક, દહી શેર ૦ાા સાથે દીન ૩ ખાવો.



## દીવેલ.

ગ. ગમગીની દુર થાય—કોઇ માણુશ કોઇ ચોકસ બાબત અથવા આફત ઉપર વીચાર કર્યા કરે અને દીલમાંથી દીલગીરી કાઢે નહી તેવા

માણુસને નીચલી દવા પાવી.



જુનું વાસ મારતું દીવેલ ૦ાા તોલો, જુલાબનું મીઠું ૦ાા તોલો, પાણી ૨ તોલા, આ ત્રણ ચીજો મેળવીને પાવી. એના ઓટકાર માં એવો વાસ નીકળયા કરશે જે તે વાસજ તેને યાદ આવશે અને આખો વખત મન ઉપર અસર કરશે તેથી પેલી અસલ આફત તદન ભુલી જવાશે. કારણ કે નાહના પ્રકારનાં દુખો મોટાં દુખો આવવાથી ભુલી જયાય છે.

સંધીવાથી ખાટલે પડેલો અને ચાલી ન શકાય એવો એક દરદી ઘરમાં લાગેલી આગથી બળી જતાં બચવા માટે ખાટલા ઉપરથી ઉઠી ચાલીને નાસી ગયલો એવો દાખલો બનેલો છે.

ઘ. જુલાબ બચ્ચાંનો— દીવેલ અને મધ મેળવી ચટાડવુ.

ચ. કાનમાંથી પરૂં નીકળે (બચ્ચાંને) તો દીવેલ અને મધ દર ત્રીજે દીવસે આપવુ. બે જુલાબ થાય એટલુજ દીવેલ આપવું

છ. કાનમાં જનાવર તથા મચ્છર ભરાયું હોય તો દીવેલ અથવા તેલ જરા ગરમ કરીને ફુકુ કાનમાં નાંખવુ તેથી ગુંગળાઇને જાનવર

જ. મરી જશે અને મેલ સાથે બહાર નીકળશે.

ઉંદરના ડંખ ઉપર દીવેલ લગાડવું.

ક. ઉંદરના ઝેર ઉપર દીવેલ લગાડવું

ખ. બચ્ચું બેશુધ થાય છે (ઝાડો બંધ હોવાને લીધે)—ત્યારે કપડાંથી ગાળેલી કાંજીની દીવેલની સાથે પીચકારી મારવી.

ગ. જળદર માટે દીવેલ તોલા ૩ બકરીના દુધ સાથે ચાર માસ સુધી પીવું.

ઘ. મરડો—મરડા ઉપર અકસીર ઇલાજ દીવેલ છે. આંતરડાનો કચરો કાઢી નાખી સાફ કરે છે. દીવેલનો જુલાબ બચ્ચાંને નીરભય પણે અપાય છે. સાથે આદુનો રસ નાખે તો ઠંડો પડે નહી.

ચ. પથારીમાં પડી રહેવાથી પડેલા ધારાં—ધારાં ઉપર દીવેલના પોતાં મુકવાથી રૂઝ આવે છે.

છ. દરાઝ તથા ખુજલી માટે તેલ—દીવેલ શેર૦। ઉકાળવુ તેમા આંકડાનું એક પાતરૂં નાખવુ તે તળાઇ રહેને બીજું નાખવું. એ મુજબ ૨૧ પાતરાં નાખવાં જયારે પાતરાં બળી જાય ત્યારે તેલ નીચે ઉતારી અંદર ૦॥ તોલો મનસાલ મેળવીને ચોપડવુ. દરાઝ અને ખુજળી બે દીવસમાં સારી થાય છે.

જ આખની ગરમી કાપે—માથું બોરાવ્યા પછી દીવેલાના પાતરા ૨, માથે બાંધવા. દરરોજ બાંધે તો ગરમી ચુસી લે છે. માથાના બાળ મોટા હોય તો ગુણ લાગે નહી.

ઝ. અતીસાર, મરડો, આફરો—આ માટે દીવેલ ઘણું અકસીર છે. બચ્ચાંઓને તે ઘણુ ફાયદાકારક છે.

ઝાહાડાના ઉપાય—કોઇ દરદીને ઝાહાડા રોજ થતા હોય તેને માટે નીચલો સહેલો ઉપાય છે—

ટ. દીવેલ જુલાબનું ૦॥ તોલો, નારગીનો રસ ૧૦ તોલા આ બનેને મેળવવું તેમાંથી એક ચમચી પાણી વગર પીવુ. દીવસમાં ૪ વાર પીવું. જરૂર જણાય તો એકેક કલાકે પીવુ



## દુધ

દુધ સ્ત્રીનું બચ્ચાંઓ માટે ઘણું ઉત્તમ છે. કારણ તે પાતળુ ઓછા ચીકાસવાળું. અને જલદી જરપત થઇ શકે તેવું છે.

દુધ ગાયનુ—બીજાં જાનવરોના દુધ કરતા ગાયનુ દુધ બચ્ચા માટે પાતળું, હલકુ અને ઓછા ચોકાસવાળુ છે તેથી તે જલદી પચી શકે છે. મરદની ધાત વધારવાનો ગુણ એમાં છે.

દુધ ભેસનું—ભારે છે બચ્ચાને જરપત થઈ શકતુ નથી

ક. ઉંઘ—રાતરે સુતી વેળા ભેસનું દુધ ગરમ કરી તેમા જાયફળના ભુકા નાખી પીએ તો ઉંઘ શાતીથી આવે છે.

ખ. પુરૂષાતન—દુધ બકરીનુ શકતી આપનારૂં, વીર્ય વધારનારૂ અને ભુખ લગાડનારૂં છે જો સુનામખીની ફાકી સાથ આ દુધ રોજ પીવામાં આવે તો પુરૂષાતન ઘણુ વધે છે.

દુધ થાનમાથી પીવાય તે ગુણુ વધુ કરે છે. સ્ત્રીનુ દુધ બહાર કાઢી બચ્ચાંને પીવાડે તો ગુણ ઘણો ઓછો આપે

ચીના ડાકટરો બહુ ખવાયલા અને નબળા દરદીઓને સ્ત્રીઓને ધાવ વાની ભલામણુ કરે છે. આ અખતરો વીલાયતના ડાકટરોએ અજમાવેલો તેમા ઘણો ફાયદો જણાય છે

ગ ખહી—ખહીવાળો એક દરદી સ્ત્રીને ધાવવાથી સારો થયલો એવો દાખલો બહાર પડયો છે.

દુધ થાનમા બધાય અને ગાંઠ બંધાય ત્યારે છાતી સેકીને અદરનુ દુધ પાતળું કરી તે વીલાયતી સાચા (બ્રેસ્ટ ડ્રાએર) થી દુધ ખેચે છે.

ઘ. અસલ દેશી ઇલાજ સસ્તો અને સેહેલો થાનને ગરમ કરી અંદરનુ દુધ પાતળુ કરવું પછી ૧ બાટલીની અદર ગરમ પાણી નાખીને બાટલી તરત ખાલી કરવી, તે બાટલીના મોંઢામા સ્ત્રીની છાતીની બોટરી દાબી રાખવી બાટલીમાં વેકયુમ થવાથી દુધ ખેંચાઇ આવે છે.

ચ બચ્ચાંને દુધ જરપત થતું ન હોય તો દુધમાં ત્રીજે ભાગે પાણી નાખીને ગરમ કરવું. અંદર સુવાનું પાણી તથા ચુનાનું પાણી નાખવું. સુવાનું પાણી અને ચુનાનું પાણી ઘરમાં તાજું બનાવી ને આપવામાં ઘણો ફાયદો થાય છે.

૭. દુધને ખાટું થતું અટકાવવા માટે નીચે મુજબ છે:—એક શેર દુધ માં ૦ા તોલો સોદાબાઇ કારબન નાખવો, એક શેર દુધમાં સોદા

બેનઝોએટ ૨, વાલ નાખવો, એક શેર દુધમાં ૨, વાલ ટંકનખાર નાખવો. આ ઇલાજથી દુધ ઘણો વખત પીવા લાયક રહી શકે.

ક દુધ બચ્ચાં માટે—બચ્ચાંઓ માટે દુધ ગરમ કરવાની રીત હાલમા નીચે મુજબ ચાલે છે—સોજુ પાણી વગરનુ દુધ પસંદ કરી તેને સારી પેઠે ઉકાલ્યા પછી બચ્ચાંને પીવાડવામાં આવે છે.

દુધ ઉકાળવામા પાણી દુધમાંથી ઓછું થાય છે અને તે ઉકાળેલુ દુધ જાડુ થાય છે એટલે તેમાં ચીકાસનુ પ્રમાણ વધે છે. આવી રીતે ઉકાળેલું દુધ નબળાં બચ્ચાંને જરપત થઈ શકે નહી અને ભારે પડે છે. માટે દેશી વઇદું ભલામણ કરે છે કે બચ્ચા મા. દુધ ગરમ કરો તેમા વધુ પાણી નાંખીને પાતલુ કરો. અને ગરમ એટલુજ કરવુ કે દુધની અંદર ઉત્પન થયલા જીવડા મરણ પામે. દેશી વઈદાંને આધારે જો બચ્ચાંઓને દુધ પાવામા આવે તો મેલીન્સફુડ અને દુધના દબાની જરૂર પડે નહી.

ખ. દુધ સ્ત્રીના થાનમા વધે—સતોવરીને દુધમાં વાટીને પીવી. સુવા તથા કોપરૂ ઘીનો પટ દેઇને ગરમ કરી રોજ ખાવાથી સ્ત્રીના થાન મા દુધ વધે છે દુધની સાથ ૪ લીમડી પીપળ મેળવી પીવુ

ગ. ચરબી વધે—શરીરમા ચરબીનો વધારો કરવા માટે જાનવરની ચરબી ૦। તોલો અથવા ૦ાા તોલો દુધ શેર ૧માં ઉકાળવી અને સારી પેઠે હલાવીને દુધ સાથે મેળવીને તે દુધ રોજ પીવુ.

ઘ. માખણ દુધમાંથી બને છે ગાયનુ માખણ અને ઘી દવામા ઘણુ વપરાય છે. તે ખાત્રીપુરવક ઘરમા બનાવવાની રીત—૧ બાટલી દોઢ શેરીઆમા ૧ શેર દુધ નાખી ૦। કલાક હલાવવાથી માખણ ઉપર તરી આવે છે અને તેને ગરમ કરે તો ઘી થાય છે. આ ઘી નાકમાં મુકવાથી માથું દુખતુ નરમ પડે છે.

ચ. લુણો દીવાલે લાગ્યો હોય તો તે ભાગ ઓખવી નાખી નીચે મુજબ લગાડવું:—પાણી જેમાં ૧ ટકો એસીદ મ્યુરેટીક મેળવેલું હોય તે પાણીથી દીવાલને બહુ પચાવવી. ૪–૫ વાર તે પાણી પચાવવુ પછી નીચે મુજબ પાતલું લગાડવુ—ચુનાની ફાક તાજી બનાવેલી શેર ૧, સીમીટ શેર ૧, દુધ શેર ૧, પાણી જેટલું ખપે એટલુ

આ લગાડવાથી લુણો બંધ પડે.

દુધ ચોખું શેર ૧માંથી નવટાંક માંખણ નીકળે છે.

ક. ઉંઘ આવે—જે તંદુરસ્ત માણસને રાત્રે ઉંઘ ન આવે તેણે રાતરે સુતી વેળા ભેંસનું દુધ ગરમ પીવું, અંદર જાયફળ નાખવું.

ખ આધાસીસી મટે—દુધ સાકેરને બદામની ખીર ખાવી.

ગ. મુત્ર કૃચ્છ માટે—દુધમા ગોળ મેળવીને પીવું.

ઘ હાડકુ ભાંગે—હાડકુ ભાંગે ત્યારે ગરમ દુધ, સાકર, ઘી લાખનો ભુકો મેળલીને પીવો, આથી હાડકું જલદી સંધાય.

ચ. સળેખમ—સળેખમ માટે દુધ, સાકર, મરી ગરમ કરી પીવુ.

છ વીરયની વૃદ્ધી—ગરમ દુધ, સાકર સાથ ઘી મેળવી પીવું એના જેવો ધાતુપુષ્ટી માટે ઉપાય બીજો કોઈ સારો નથી.

જ. પીસાબ છુટે—દુધ, પાણી સંભાગે મેળવી પીવું.

ઝ. દુધ બચ્ચાંને ટકે નહી તો લાઈમ વાટર, ચુનાનું નીતરૂ પાણી મેળવીને પાવું, ફાયદો ન જણાય તો લાઇમવાટર પ્રમાણમાં વધારે લેવું. અને એ ઉપાયને વળગીને રહેવુ. બચ્ચાં માટે તાજા દુધના જેવો બીજો સારો ખોરાક કોઇ નથી

ટ. દુધના દુશ્મન—મીઠું, ગોળ, મગ, મુળા, માછલાં દુધના ખોરાક સાથે ખવાય નહી. ખાય તો ચામડીના દરદો અને કોહડ થાય દુધ સાથે તાડી દારૂ ન પીવાય કારણ કે અજીરણ થાય.

ઠ. દુધ સ્ત્રીને આવે—થાનમાં દુધ વધે—સાહતીના ચોખા પાણી સાથે વાટીને ૭ દીન પીવું.

ડ. દુધ શેર ०।।માં પોપર. પીપરીમુળ, સુંઠ, મોથ, વાળો, ધાણા, મજીઠ દરેક બે આની ભાર મેળવીને પીએ તો થાનમાં દુધ વધે.

ઢ. પીપર સુંઠ, હરડે એ. ભાગે મેળવી રોજ પાણી સાથે તોલો ०। થી ०।। ખાય તો દુધ સ્ત્રીને વધે

ણ. ખસખસ અને બદામ ખોરાક સાથે ખવાડયાથી સ્ત્રીને વધે છે.

ત. ઘઉંનો નીસાસતો પકાવીને ખવાડવાથી દુધ સ્ત્રીને વધે છે.

થ. પાળકની ભાજી ખવાડવાથી સ્ત્રીના થાનમાં દુધ વધે છે.

ક, સફેદ તલ શેર ા છુંદીને વાઈનની એક બાટલીમા નાખી એક રાત પળાળી રાખવા પછી ગાળીને તેમાંથી દીવસમાં ત્રણવાર બબ્બે તોલા અરક પીવો અને તેનો છુંછો છાટીએ બાધવાથી દુધ સ્ત્રીને થાને વધે છે.

ખ. બી ગાજરનાં, કાંદાના, મુળાનાં, સળગમનાં, સુવા, વરીઆળી સરખે વજને લેવાં. એ આખા વજન જેટલા ભુંજેલા ચણા મેલવવા તેમાંથી દર શહવારે તોલો ૧ા ખવારવુ. ઉપરથી દુધ શેર ા આપ્યાથી થાનમાં દુધ વધે છે

ગ ગાયના દુધમાં ચોખા વાટીને ખાવાથી થાનમાં દુધ વધે છે.

ઘ. ૩ ભાગ સુવા, ૧ ભાગ કોપરૂ લઇ તેને ઘીનો પટ આપી સેકવું રોજ બે વાર ખાવું. વજનમાં ૧થી ૨ તોલા અથવા વધુ આપ્યાથી થાને દુધ વધે છે.

ચ. ગાયનુ દુધ શેર ા તેમાં સફેદ ચણા તોલો ૧ આખી રાત ભીજવી તે નીચવી, ગાળીને સાકેર સાથ પીવાથી દુધ વધે છે.

છ. જંગલી તુળસી તોલા ૩ના રસમાં કડવા વાલનો આટો તોલા ૪ મેળવીને સ્ત્રીના થાન પર લગાડયાથી દુધ વધે છે

જ. દાઝેલું શરીર—દાઝેલાં શરીર ઉપર તરત દુધ ચોપડવું. છાસ તથા દહી પણ ચોપડાય છે.

ઝ. દુધ ઉકાળવાની રીત—૧ શેર દુધમા ૦ા શેર પાણી નાખી ધીમા આંચે ઉકાળી પાણી બાળવું. વાસણ ખુલ્લું રાખવું વાસણ ચુલા ઉપરથી ઊતારયા પછી થોડોવાર હલાવવું.

ટ. રકતપીતના ઝાડા માટે—દુધ શેર ાની અંદર પાણી શેર ા નાખી અંદર કાળી દરાખ તોલો ા નાગી ગરમ કરી દીવસ માં બેવાર પીવું.

ઠ. નાકમાંથી લોહી નીકળે ત્યારે દુધના ૧૨ ટીપાં નાકમાં મુકવાં.

ડ. કોઢનાં ચાઠાં જાય—ગાય ઘણા દીવસની વીઆએલી હોય તેનું દુધ શેર ૧ને ખુબ જોશ લાવી અંદર સરકો તોલો ૧ નાખી કપડાએ ગાળીને ત્રણ દીવસ પીવું

ઢ. બચ્ચાંને કાનનું દુખવું મટે—જયારે બચ્ચાંને કાનમાં દુખે ત્યારે

માનાના દુધમા મીઠું મેળવી તેના કાનમા ટીપા મુકવાં.

.ક પથરીના દુખાવામાં પીસાબ છોડાવવા માટે ગરમ દુધમાં જુનો ગોળ નાખી પીવે .

ખ. પીસાબ છુટે—દુધ અને પાણી સભાગે પેટ ભરીને પીવું

ગ. છોકરૂ અવતરે—કસનાતી ઓરતને દુટી આગળથી નીચે સુધી બકરીનુ દુધ ચોળવુ.

જો સ્ત્રી લોહીયાર હોય તો તે સ્ત્રીના થાનમા દુધ વધારે આવે છે

ઘ સ્ત્રીના થાનમા દુધ ઉભાઇ જાય—તેને કમી કરવાનો ઇલાજ નીચે મુજબ—ફુસ મુકાવવી અથવા લાખ, મોડાસીગ વાટીને થાનપર લેપ કરવાથી દુધ કમી થશે

ચ સફેદ જીરૂ ખાવામા ઘણુ આપવુ અને સરકામાં મેળવીને તેને થાન પર લેપ કરવાથી દુધ કમી થશે.

છ, સસુરની દાળ પાણી સાથ પકાવી તેમાં સરકો નાખી સ્ત્રીને ખાવા ડવું અને તેજ દાળ થાને ચોપડવાથી દુધ કમી થશે

જ. ઇસબગુલનો માવો થાન ઉપર મુકવાથી દુધ કમી થાય છે
સદાબના પાતરાં ખોરાકમા નાખી ખવાડવાં, તે પાતરાં છાતીએ બાંધવાથી દુધની આવક ઓછી થાય છે

ઝ દુધના ગાંઠ ઓરતના થાનમાં બધાય તો ઉપર સેક કરી દુધ પાતળુ કરવું અથવા ગરમ પાણી અને સરકો રબરની કોથળીમાં અથવા પુકામાં ભરી છાતી ઉપર રાખવું, અથવા વાલની દાળના આટા માં જરા ઘી નાખી સરકા સાથે લેપડી કરી ગરમ ગરમ છાતી પર મુકવી. શરીર સરદીવાલું હોય તો અજમો પાણી સાથે મેળવી પોતીસ કરી છાતી ઉપર મુકવી.

ટ. દુધ પાતલું થાય ત્યારે દુધ ખેચવાની શીશીથી દુધ ખેંચવું અથવા એક બાટલીમાં ગરમ પાણી નાખી તે પાણી બહાર કાઢી નાંખવું. પછી થાનની ઓતરી બાટલીના મોઢામાં દાબવી, તેથી દુધ બાટલીમાં નીકળી આવશે.

ઠ દુધ બચ્ચાને ભારે પડે તો પેટમાં ગાંઠ બંધાય, ઝાડો આવે, જર પત ન થાય તો દુધ અને પાણી સંભાગે ઉકાળીને પાવું. તેથી

ભારે પડે તો એલચી, જાયફળ, દુધમાં અંદાજાથી નાખવુ. તેવી ભારે પડે તો તેપીઓકાની અથવા આરારૂટની કાંજી પાણી જેવી પાતળી કરી લુગડાંએ ગાળીને પાવી.

ક. આંખમાં કચરો જાય ત્યારે ઓરતનું દુધ આંખે આંજવુ.

ખ માતાના દુધ જેવું બનાવટી દુધ—જ્યારે ગાય ભેસનુ દુધ બચ્ચાંને જરપત ન થાય તો દુધ શેર ૦ા, પાણી શેર ૦I, સુગર ઓફ મીલ્ક ૦ા તોલો મેળવી ગરમ કરી ગાળીને પાવુ

ગ પલાસમેન પાઉડર—મલાઇ કાઢી લીધેલાં દુધને ઉકાળી જરા ધાડુ થાય એટલે ગરમ રેતીના ઉપર મુકીને બાળી ને ભુકો કરે તે.

ઘ આંકરાં શરીરે આવે તો બકરીનું દુધ, માખણ અથવા ઘી ખુબ ઘશવાથી આંકરા બંધ પડશે વધુ વખત આ ઇલાજ ચાલુ રાખવાથી ફરીથી આંકરા આવશે નહી

ચ. વાસી દુધ અથવા સવારનું દુધ બપોરે ગરમ કરવાથી કોઇવાર ફાટી જાય છે. તેનુ કારણ એ છે જે દુધમાં પેદા થયલો ખટાસ થોડી ગરમી મલે છે તો તે ખટાસ પાણી અને દુધ છુટાં પાડે છે. જો ગરમી શરૂઆતથી વધુ હોય તો દુધનું પાણી જલદી બળી જાય; દુધ ધાહડું થાય તો તે ખટાસની અસર દુધ ઉપર થઇ શકતી નથી. માટે વાસી દુધ ગરમ કરતાં બળતું ચુલામાં મોટું કરવું; અને ખાલી કઢાઈ પહેલાં ખુબ તપાવીને પછી દુધ અંદર નાખવું. વાસી દુધને તેની અંદરના પાણીથી છુટા પાડવાને ચોકસ વખત જોઇએ છે. પણ તે વખત પુરો થાય તે આગળ ઘણી ગરમીથી પાણી બળી જાય છે. અને દુધ ધાડું થઈ જાય છે; એટલે ખટાસ કાંઈ કામ કરી શકતી નથી.

છ. કાનના દરદ નરમ પડે—ઉકાળેલાં દુધના ૧૦ ટીંપા કાનમાં નાખવા.

જ. બનાવતી દુધ—બદામ શેર ૦ા લેવી. તેને ગરમ અથવા ઠંડા પાણીમાં ભીજવી રાખીને છોળતાં કહાડવા, તે બદામને છુંડવી અને પાણી નાખતા જવું અને લુગડાં વતી ગાળતા જવુ. આ મુજબ બદામનું દુધ શેર ચાર થાય ત્યા સુધી છુંડીને રસ કહાડવો. જેમ વધારે છુંડાય તેમ દુધ ધાહડું થાય આ દુધ ચાર કલાક પછી ખટાસ મારે. કડવી બદામ ન જોઇએ.

આ દુધમા ખટાસ નાખે તા દહી બધાય.

આ દુધમાંથી મલાઇ પણ નીકળે છે.

આ દુધ ચાહ કાફીમા નાખે તા બરાબર કામ થઇ શકે.

આ દુધમાં સાકેર નાખીને બચ્ચાઓને આપે તા પુષ્ટીકારક છે

આ દુધ બનાવતાં પાણી ઘણું લીધુ હોય અને દુધ પાતલુ થાય તા દુધની અંદર થોડુ સુગર ઓફ મીલ્ક નાખવું.

આ દુધ એકલુ પીવાથી જરા બદામની ખુશબો લાગે છે. પણ ચાહ કાફીમાં તે સ્વાદ બીલકુલ લાગતુ નથી, એની મલાઇનો રંગ ઘણોજ સફેદ રહે છે. જરા ઘેહેરો રંગ કરવો હોય તો બદામનો ચોથો ભાગ છોળતાં સાથ છુદવો. એટલે ૬ આઉંસ બદામ ના છોળતા કાહાડવી અને ૨ આઉંસ બદામ છોળતાં સાથ છુંદવી બદામ કડવી દુધ બનાવવામાં ન લેવી. ૦॥ શેર બદામમાથી ૪ શેર દુધ નીકળે છે.

ક. પનીર ચુસતા વગર બને—૧ શેર દુધને ઉકાળી તેમાં ૧ ચમચી સરકો અને ૧ ચમચી મીઠું નાંખી પાંચ મીનીટ ધીમી આચ રાખવી. દુધ ફાટી જશે, પાણી છુટુ પડશે. કપડામાંથી અથવા ટોપલીમાંથી પાણી છુટું પાડવું અને પનીર બંધાએ ને વાપરવ.

ખ. છાસ—દુધની છાસ બને છે. જેનો ઉપયોગ દેશી વઇદુ બહુ વખાણે છે, હવે અંગ્રેજી વઇદું તેને વખાણવા લાગ્યુ છે. છાસ પીવી એ ઘણી ઉમદા અને તનદુરસ્તીને કાયદો આપનારી છે. ખોરાક પાચન કરે છે, ભુખ લગાડે છે અને શરીરમાં ચરબી વધારે છે એ પુસ્ટીકારક ખોરાક છે

ગ. દુધનું દહી થાય છે—દહી બનતા તેમાં લેકટીક એસીડ પેદા કરે એવા જંતુઓ પેદા થાય છે અને તે જંતુઓ આંતરડાના બીજા જંતુઓ જે ખોરાકને કોહવડાવે છે અને પેટમાં બગાડ કરે છે તે જંતુઓનો નાશ કરે છે. અને આ ક્રીઆથી દહી પાચન શકતી વધારે છે અને શરીરે ફાયદો થાય છે.

દહી બનાવતા દુધને ઉકાળવું જોઇએ તે દુધમાં જરા દહી નાંખવાથી તાજા દુધનું દહી બને છે. તાજું અને મોળું દહી વધારે ગુણ

આપે છે કારણ કે લેકટીક એસીદ પેદા કરનારા જંતુઓ તે વખતે દહીમાં ઘણા હોય છે પણ જેમ દહી જુનું અને ખાટું થાય તેમ તેનો ગુણ ઓછો થાય છે કારણ કે લેકટીક એસીદ પેદા કરનારા જંતુઓ ખટાસથી ઓછા થઈ જાય છે

આ મુજબ તાજા જ દહીની બનાવેલી ચોખી છાસ ઘણી ઉપયોગી છે સાધારણ વેચાતી છાસ દરદીને નુકશાન કરે, આ વાત ધ્યાન પર જરૂર રાખવી

ક લેકટીક એસીડ દવા તરીકે એકલી લેવાથી છાસના જેટલો ગુણ જણાતો નથી કારણ કે લેકટીક એસીદ આંતરડામાં જાય તે અગાઉ તો શરીરમાં પચી જાય છે અને નાશકારક જંતુઓ જે આંતરડામાં છે તેને મારવા માટે તે જગાએ પોહોંચી શકતી નથી. દહીમાં અને છાસમાં એવુ છે જે તે પેટમાં જવા પછી આતરડામા લેકટીક એસીડ બનાવે છે અને તે એસીડ ત્યાંના ખરાબ જંતુઓનો નાશ કરે છે જયારે છાસ દવા તરીકે શરીરના સુધારા માટે લેવી પડે તે વખતે ગોસ અને ચરબીનો ખોરાક ન લેવો. પણ થોડા દીવસ હલકો ખોરાક લેવો કેટલાક દરદીને છાસ પીવાથી ઝાહડાનો કબજો થાય છે કારણ કે છાસમા કેળસી અમ ફોસફેટ આવે છે.

ખ. કાનના દરદ નરમ પડે—ઉકાળેલા દુધના ૧૦ ટીપા કાનમાં નાખવાં

ગ મરડો—દુધ ગરમ કરી તેમાં લીબુનો રસ નીચવવાથી પાણી છુટું પડે છે તે પાણીમા શાકેર નાખી પીવાથી મરડો સારો થાય છે.

ઘ. કમળા માટે ઉપલું પાણી શાકર વગર પીવાથી ફાયદો છે,

ચ. બચ્ચાંને દુધ જરપત ન થાએ તો દુધ ઉકાળતી વખતે જાયફળનુ અરધુ ફાડચું સાથે ઉકાળવામા લેવુ. તે ફાડચુ પાણીથી ધોઇ સાફ કરી મુકવું. દર વેળા દુધ ઉકાળતી વેળા તે ફાડચું વાપરવુ ભેજાને સાંટી આપવાનો તેમજ ઉંઘ લાવવાનો ગુણ જાયફળમાં છે.



## દુધી.

ક નાકમાથી લોહી પડ્ પડે—હરસના આજારવાળા દરદીને નાખમાથી લોહી પડે તો લોહી બંધ ન થવું જોઇએ લોહી બંધ કરવાની જરૂર પડે તો દુધીનો ગર, ચોલાઇની ભાજી અથવા ધાણાની ભાજી છુંદીને બોચી ઉપર બાંધવી અથવા સુખડ ગુલાબમાં ઘસી બોચીએ લગાડવું



## દુધેલી.

ખ. ધાત જતી બધ થાય—દુધેલીનો છોડ આખા મુળ સાથ લાવી તેનો ભુકો ०। તોલો ०।। શેર દુધમાં પકાવી ખાવો.

ગ. પરમા માટે—દુધેલીનો ભુકો તા૦ સુંઠ સભાગે મેળવીને ૧ વખતમા ०।। તોલો લઇ ખાંડ સાથ ખાય તો ૧૮ જાતના પરમા સારા થાય છે.



## દુધેલી (નાગલી)

ઘ. આંતરીઓ, ચોથીઓ તાવ જાએ—નાગલી દુધેલીના પાતરાંનો રસ ૪ તોલા તથા ०। તોલો મરી મેળવીને સવારમાં ૩) દીવસ પીવું ઘણા દરદીઓ એકજવાર દવા પીવાથી સારા થયા છે.

ચ. હરસનું લોહી બધ પડે—નાગલી દુધેલીના પાન ૪ તોલા ઘીમા તળી ખાય તો લોહી તત્કાળ બંધ થાએ.

છ. છાલાપાલાનો ભુકો બનાવવાની રીત—જે છાલાપાલા ચોમાસામાજ મળે છે તેને સુકવી રાખવા કરતાં તેની ચટણી બનાવીને નીકળે એટલો રસ કાહાડી તડકે સુકવી ભુકો કરી રાખવો અને પ્રમાણુ માં તેનો ફાવે ત્યારે ઉપયોગ કરવો.



## દુધીઓવજ.

જ. ઉલટી કરવા સાટે—એખાની ભાર દુધીઆ વજનો ભુકો પાણી સાથ ખાવો.

## દેહેજ.

ક ભુખ બંધ પડે—દેહેજ ઝાડના બી અથવા પાંતરાં હુકામાં ભરી પીયે તો કેફ ચહડે, કેફની ટેવ હોય તે ભાગે ને ભુખ ભાગે

એ ઝાડના ફુલ મમરા જેવાં થાય છે તેના દાણા ખસખસ જેવા થાય છે તેને ગોરખરા ગાંજો, તથા ભરેમંદી સુરતી લોક કહે છે,



## દેવદાર ઝાડ.

ખ. કમલો—દેવદારના મુળની ભુકીની પોટલી સુંઘીઆ કરે તો ફાયદો થાય

ગ. હાફણ સાથ અડગરી હોય તે મટે—દેવદાર ૧ તોલો, પાણી ૧૬ાા તોલા ઉકાળી, કાહવો બનાવી તેમાંથી ૩ તોલા પીવું.

ધ. કરોળીઓ શરીરે થાય તો તેલીઆ દેવદારને લીંબુના રસમા ધસી લગાડવુ



## ધાણા.

ચ. ખોરો અથવા માથાના ફુલ્લા—ધાણાને સરકામાં વાટી માથે લેપ કરવો

છ. તલ તથા મસા જતા રહે—ધાણા વાટીને લેપડી કરી મુકવી

જ. સોજો—ધાણા માણસના મુત્રમા વાટી સોજા ઉપર મુકે તો શોજો ઉતરે

ઝ. હરસ જાય—ાા તોલો ધાણા છુંડી તેના પાણીમાં બતાસા (પતાસા) પી જવું.

ટ. ગોળી ઉપર સોજો મટે—લીલા ધાણાના રસમાં ગુલેઅરમાની, રતા જરી મેળવી લગાડવું અથવા કપાસના તથા દીવેલના મીચને કોથ મીરના રસમાં લગાડવું.

ઠ. હરસ માટે—ધાણા તથા બનફસા દરેક ૧ તોલો છુંદી પાણી સાથ પીવુ. તલ તથા શરીરના જીણા મસા ઉપર ધાણા વાટીને લેપડી મુકે તો તે નીકળી જાય.

ડ. અજીરણ બચ્ચનિ—ધાણા ૬ તોલા, એલચી ૧ તોલો, આ બધે ખોખરાં કરી ૨૦ તોલા પાણીમાં ઉકાળીને ૧૦ તોલા રાખી તે

પાણી બચ્ચાને ાા તોલો દીવસમાં ૩ વાર પાવું મોટા માણુ સને ૫ તોલા સુધી આપવું.

ક. કમળો દુધીની અને ધાનાની જડ વાટીને ફાકી મારી ઉપરથી ઠંડુ પાણી પીવું

ખ. ગરભવંતીની ઉલટી મટે—ાા તોલો ધાણા અને ાા તોલો સાકે રને ચોખાના ધુણુમા વાટી પીવુ.

ગ. મોંઢાનો ખરાબ વાસ દુર થાએ—ધાના ચાવવાથી ખરાબ વાસ દુર થાએ છે.

ઘ. દારૂની નીસા ઊતરે—ધાના ખાવાથી દારૂની કેફ ઊતરે છે

ચ. અજીરણુ માટે—ધાના ભુંજીને ચાવી ખાવા.

છ. સધીવા માટે—ધાના, સુંઠ, દીવેળાનું મુળ સભાગે લઈ તે ચુરણુના ૧) તોલાનો ઉકાળો બનાવી પીવો એ મુજબ દીવશમાં ૩) વાર પીવો.

જ. પીસાબ ઉંધમાં થઇ જાય તો ધાના તથા ખાંડ સાથે મેળવીને રોજ ફાકવી



## ધાવડી.

ક. અમાણુ બેસે—ધાવડીના મુળનો ભુકો અમાણુ ઉપર દબાવે તો અમાણુ બેસે.

ટ. ગળાનો કાકડો વધે, પડજીભી વધે—ધાવડીના મુળ તથા બોદાસીંગ સંભાગે લેવી ગોળ સાથે ગોળી ૨ વાલની બનાવી રાત દીન મોઢામા રાખે તો એ દરદો નરમ પડે

ઠ પીસાબ વારંવાર થતો અટકે—ધાવડીના ફુલ ાા તોલો રોજ ખાવો.



## ધોરમુરો.

ડ. પીનદસ—એ નાકનું દરદ છે. નાકના ઉપરના ભાગમાં જખમ રહે છે તેમાંથી વાસ ખરાબ નીકળે છે. પછી પરૂ જેવી રસી નીકળે છે. પછી ચીપડા અને લોહી નીકળે છે. પછી નાક બેસી જાય

છે. રૂઝ લાવનારી દવા, ડાકટરો વાપરે છે પણ દરદ પાછું થાય છે એનો દેશી સ્હેલો ઉપાય અકસીર નીચે મુજબ છે.
ઘોરમુરાના લીલા પાદડાં છુંદીને તેને ગાયના ઘીમા ધીમાં આંચે કકડાવવાં, પાંદડાં કકડા થાય ને ઘી ગાળી લેવુ. તે લીલા રંગનું થાય છે સુકા પાદડાને પાણીના ભીના લુગડામા બાંધી રાખવા તે પાદડાં નરમ થાય ત્યારે છુંદીને ઘી સાથે ઉકાળવાં. આ ઘી નાકમા ૩ વાર સારી પેઠે મુકવું. ગળામા જાય તેની અડચણ નથી ઉપાય સહેલો છે અને ચોકકસ છે એના પાંદડાની બીડી બનાવી તેના ધુમાડો નાક વાટે બહાર કાઢવો. જો દરદ વધી ગયલુ હોય તો બને ઉપાય ચાલુ કરવા. ઇલાજ બહુ સારો ને સસ્તો ખાત્રી પુરવક છે. (પાલનજી બાબજી)
ક મગજ ગળે—તો આ ઘોરમુળાનુ ઘી નાકે મુકવું.



## ધંતુરો.

ખ. લકવાનુ તેલ—બેહેર ચામડી-સુન બેહેરી—બેહેર ચામડી માટે તેલ ધતુરાના પાન, ખરસાની થુઅરની ડાડળી. એરડાના પાન, નગોરના પાન અને સુંઠ સરખે ભાગે છુંદીને તેના વજન કરતા બમણું તેલ, અને ચારગણુ દુધ લઈ ઉકાળવુ. માવો બધાઇ તેલ છુટું પડે તે ગાલી લઇને મસલવામાં લેવુ. કોઇ દુધને બદલે, પાણી વાપરે છે.

ગ. માથાના ટાળક ઉપર બાળ વધારવા માટે ધંતુરાના પાદડાંનો રસ વેસે લાઇન સાથે મેળવી ખુબ મસળવુ.
ધંતુરાની બે જાત છે સફેદ હાંડીનો અને બીજો કાળી હાંડીનો. કાળામાં દવાનો ગુણ વધારે છે.
આખા છોડમાં ઊંઘ લાવવાનો તેમજ કેફ લાવવાનો ગુણ છે.

ઘ. કાળા ધંતુરાના પાંદડાંનો રસ ૧૦ ટીપાં દહીમાં ખાવાથી કોલેરાના જંતુ નાબુદ થાય છે.

ચ. હાથપગ, અથવા શરીરે સોજો—ધંતુરાના પાદડાંનો લેપ લગાડવો. એનો ગુણ નીજી ચીજો સામેલ કરવાથી વધે છે.

નીરગુંડી, એરંડી, સાટોડીના પાદડા

ધતુરાના બી ઘણો જોર રાખે છે મગજને ફેરવી નાંખે છે. ખાવા થી માણસ ઘેલુ બને છે

ક આ છોડને દવા તરીકે રોજ ચાલુ આપવુ અથવા મોટા પ્રમાણમાં આપે તો આખની કીકી મોટી થાય છે, ગમગીની પેદા થાય છે અને ઘેલાપણ આવે છે

ખ. હાંફણ, હડકીની ખાસી, પીસાબનુ બંધ થવુ એના ઉપર આ છોડના પાતરા વપરાય છે

ગ દાતના દુખાવા ઉપર ધતુરાના બી છુંદીને મુકે છે તે અંદરના જીવડાને મારી નાંખે છે.

ઘ ચામડીના દરદો જંતુવાળા હોય તે ઉપર પાતરાનો લેપ લગાડવાથી જીવડા મરી જાય છે.

ચ. ધતુરાના બીનો ધુમાડો તાડીના વાસણમા આપી પછી અંદર તાડી ભરે તો તે તાડીમા બનાવટી કેફ ઘણી વધે છે.

છ. હાંફણ ઉપર ધતુરાના પાતરાની બીડી કરી પીવાય છે.

જ. ખાસી હાંફણ માટે ધતુરાના બી અને મરી સંભાગે લેવા અને આદુના રસમાં તુવર જેવી ગોળી બનાવી દીવસમાં બે ખાવી.

ઝ. દાંતનો દુખાવો નરમ પડે—ધતુરાના બીનો ધુમાડો દુખતા દાત ઉપર લેવો

ટ. સફેદ કોહોડ માટે—ધંતુરાના બી ૦॥ તોલો, કલોજી નવટાક,બ ાવચી ૧ તોલો આકડાના પાંતરા નંગ ૮ લઇ લેપ કરવો

ઠ. સોજો—ધંતુરાના પાંતરાં ગરમ કરી સોજા ઉપર બાંધવા.

ડ. લકવા માટે—ધતુરાનું તેલ અથવા અખરોટનું તેલ મસળવું.

ઢ. સાપનુ ઝેર—ધંતુરાનું ડીડવું ગાયના મુતરમાં ઘસી ડંખને લગાડવું.

ણ. ઓછા (બચ્ચાંને એક જાતના ચાઠા આખે દીલે) થાય તે ઉપર ધંતુરાના તથા આકરાના પાંનરાંની રાખ, ૦। તોલો સીંદુર ૦। તોલો ૦। શેર તેલમાં ઉકાળીને તેલ શરીરે ચોપડવું.

ત, ગોળી મોટી થાય યા સોજો આવે ત્યારે પાંદડાં છુંડીને તેની લેપડી બાંધવામાં આવે છે.

ખાવામાં પાદડાંનો ભુકો ૨ ગ્રેઇન અપાય છે.

ક. જુ માટે ધતુરાનુ તેલ વપરાય છે

ખ. ઘરભુલો—ધતુરાની એક જાત એવી છે જે તે ખાનાર માણસ પોતાનુ ઘર ભુલી જાય છે. પોતાનું ઘર ઓલખી શકતો નથી

ગ. કુતરાનુ ઝેર—ધંતુરાના બે પાતરાનો રસ કહાડી પાવો તેથી દરદી વધારે ઘેલો જણાય તો ફીકર નહી પણ ઝેર નરમ પડશે

ઘ અડી ગયલા સાંધા, અડી ગયલુ શરીર--કાળા ધંતુરાનું આખુ ઝાડ ફુળ, ફળ, પાન, મુળ સાથનાને તેલમા ઉકાળીને તે તેલ મસળવુ.

ચ. હાફ્ણુ માટે ઇલાજ--કાળા ધંતુરાના બીને ગઉમુત્રમા સુદ્ધ કરીને તેની ભસ્મ કરવી, તેમાથી રતી એક પાન સાથે ખવાડવુ

છ. રનેપાટનો ઈલાજ--કાળા ધતુરાના પાતરાં એક તોલો લેવા. તેની બને બાજુએ ચુનો લગાડી એક કાદવના વાસણમા બંધ કરી સળગાવી તેની રાખ કરવી અને તે રાખમા પીપલાનુ મુળ ૩ તોલા બારીક કરી નાંખવું અને તેમાનુ ચુરણ બે વાલ રોજ ખાવુ,

ઉપાય બીજો—ધતુરાના રસને ગાયના માખણ સાથે મેગાવીને દરદીને શરીરે મસળવું.

જ. માકડી--સફેદ ફુલવાળા ધતુરાનો રસ લગાડે અથવા પાતરાં છુ ડીને બાધે તો માંકડીની ફુલી સારી થાય.

ઝ. કુતરાના ઝેરનો ઈલાજ-ધંતુરાના દીડવા અને બીજોરાં લીબુના પાતરાં છુ ડી તેનો રસ જખમ ઉપર રેડવો ને તે લેપડી જખમ ઉપર બાંધવી, દીવસમાં ૩ વાર નવુ બાંધવુ. એવી રીતે ૪ દીવસ કરયા કરવુ

ટ ચોહીઆ તાવ માટે ધતુરાના પાતરા ૩ જુના ગોળ સાથે મેળવી ૧ વાલની ગોળી કરીને એકેક ગોળી ૩ દીવસ સુધી દીવસમાં ૩ વાર ખાવી.

ઠ ધંતુરાની બે જાત છે; સફેદ દાંડીવાળો અને કાળી દાંડીવાળો એમાં કેફ - ..છે. તાડી, ગાંજો, ભાંગ અને માંજુ બનાવવામાં ધંતુરાના બી મેળવે છે તેથી કેફ વધું ચહડે છે. પણ પીનારની આંખના ડોળાની કીકી મોટી થાય છે.

ડ. હાંફણ માટે—ધંતુરાના પાતરાં ૨૦થી ૩૦ ગ્રેઇન સુધી લેઇ તેની બીડી બનાવી પીવામાં લે છે; જો પાંતરાં ગુણ ન આપે તો બી વાપરવામાં આવે છે. હાંફણનો હુમલો થાય કે તરત પીવી જોઇએ. દરદીને હાંફણનું જોર નહીં હોય છતાં સુની વેળા ૧ બીડી

પીવાની ટેવ રાખવી. બીડી પીધાથી કોઇ દરદીને અણુગમો થાય સુસ્તી દેખાય તેવા દરદીને એ ઉપાય ચાલુ ન રાખવો.

ક. ખાંસી-કોઈ દરદીને ખાસી ઘણી જોરથી આવે, ખાસી સુકી હોય ગળ્ભા પડે નહી તેવા દરદીને ધતુરાની બીડી બહુ માફક છે.

ખ. સંધીવા, ગટકા મારતી ગાઠે—સંધીવાવાળા દરદીના સાધા આગળ સોજો હોય તો એ ધંતુરાન પાતરાની પોટીસ કરી મુકે છે

ગ. પોટીસ પાતરાં છુદીને તેને પાણી તથા સરખે વજને ચોખાનો આટો મેળવી પેતીસ બનાવે છે

ઘ. વાળો–વાળાવાળી જગા ઉપર ધંતુરાના પાતરાંની પોર્ત સ મુકવાથી અગન નરમ પડે છે અને વાળો બાહર આવે છે

ચ. શરીરની ઘીલી નસો માટે-ધતુરાનું ઘી બનાવીને દીવસમાં બે વાર ધીલી થયલી નસો ઉપર મસળવુ અને વટાણા જેટલું ખાવામાં દીવસમાં એક વાર લેવું. આ મોગલાઇ ઇલાજ છે.

છ દાંતનો દુખાવો—ધંતુરાના બીને છુદી તેની પોટલી કરી દુખતા દાંત ઉપર મુકવ માં આવે છે.

જ. કુતરાનું ઝેર—ઝેરી કુતરૂં માણુસને કરડવા પછી ૪૦ દીવસે ઝેર ચ ઢે છે. ઝેર ચઢે તેની આગળ અથવા કુતરૂ કરડયા પછી ૧૫થી ૨૫ દીવસમાં તે દરદીને નીચે મુજબ ખવાડવુ:—

સહવારે ાા તોલો લાકડાના કોલસાનો ભુકો ખવાડવો, અરધા કલાક પછી કાળા ધંતુરાના પાતરાનો રસ બે તોલા પીવાડવો વામીટ ન થાય માટે ગોળ ખવાડવો અથવા બીજો ઉપાય લેવો. હવે તે તોફાન કરશે માટે તે દરદીને બાંધી ૪ કલાક બાર વાગા સુધી તડકે રાખવો. જો દરદી ઘેલાપણુ બતાવે તો જાણવું જે એ ને ઝેરી કુતરાંએ કરડેલો છે બપોર પછી દરદી ઉપર ઘણા ઘડા પાણી નાંખવું તેથી તે બુમો પાડશે. પછી તેને સાદો ખોરાક આપવો પછી દરદીને કાંઇ થાય નહીં દરદીને જો હરખું આણુ પડયું ન હોય તો તેના કપાળમાંથી લોહી કાઢવું અને ત્યાં ધતુરાના પાતરાંની પોટીસ દાબવી અને ૨ તોલા રસ ધંતુરાના પાંદરાનો પાવો.

ક. કુતરાનું ઝેહેર ધંતુરો કાળા ધતુરાના પાતરાં એ દરદી ચાવીને ખાઇ જાએ. જો ચાવીને ન ખાવે તો તેનો રસ કાહાડીને પાવો. આથી દરદી દીવાના જેવો થશે તેની અડચણ કરવી નહી—૩ દીવસ પછી તે સારો થઈ જશે.

ખ ધતુરાના ડીડવા, લીબુના પાતરાં બીજોરાના પાતરાં, છુંદીને દખ ઉપર લેપડી મુકવી

ગ. કુતરૂ હડખયલું કરડે ત્યારે કપડુ પેહેરેલું હોય તો ઝેહેર લાગતું નથી, ચામડામાં દાતનો દંખ પડે પણ ઝેહેર લુગડામાં અટકી રેહે છે.

ઘ કુતરાનું ઝેર લાગે તે માટે ધતુરાનો કાહવો પાવામાં આવે છે, જો ધતુરાનુ ઝેહેર ચઢે તેના ઉતાર તરીકે જેઠીમધ ચાહ પીવાડવામાં આવે છે

ચ. બીજો ઇલાજ—ધતુરાના દીડવાં, લીબુના પાન, બીજોરાંના પાનની લેપડી દખ ઉપર મુકવી

છ સ્વાસ—દમ માટે ધતુરો ઘણા ઉપયોગી છે ઘણી સારી અસર કરે છે દમવાળા દરદીને ધતુરાનું બી અકેક રોજ ૧ અથવાડીયુ ખવાડવુ. બીજું આખું અઠવાડીયું બબે ખવાડવા. ત્રીજે અઠવાડીયે ત્રણ ત્રણ રોજ ખવાડવુ. ચોઠે અઠવાડીએ ચાર ચાર અને પાચમે અથવાડીએ પાંચ પાચ ખવાડે તો એ રોગ મટે.

જ. દીવાનાપણુ—ધંતુરાનુ બી ૧ અને પીપળ નંગ ૨૧ મેળવી તે ચુરણ ચાર તોલા જુના ઘી સાથ ખાવુ. દર અઠવાડીએ ધતુરાનું બી અકેક વધારતા જવુ. પાંચ બી ખાવામાં આવે ત્યાં સુધી વધ્રવુ પછી દર અઠવાડીએ અકેક લેવુ.



## ધમાસો.

દીવાના માણુસોને તથા ચીત ભ્રમને ફાયદો કરે—ધમાસાના ઉકાળામાં ઘી નાખીને રોજ પીવુ.



## નગોડ–નાગોડ.

ક સોજો હાથ પગ ઉપર આવે તે. નાગોડના પાતરા, હળદર, નીમક એ સઘળું વાટીને લેપ કરી ૩ દીવસ સુધી મુકવું

ખ ગોળી—નગોડનું વરાળીઉં ગુજેલી ગોળી ઉપર બાંધે છે. એ પાતરાને પાણીમા ઉકાળી તે પાણીથી સંધીવાવાળા ભાગને સેકે છે.

ગ. હરસ માટે—નાગોડના પાતરા વાટી ગોળ સાથે ગોળી કરી સકરામાં ૭ યા ૧૪ દીવસ મુકવુ.

ઘ. તાવ માટે ઇલાજ—નગોડના ઝાડનુ મુળીઉ આતવારે સહવારે લાવી, તેને રીતસર કાટેલા નવા સુતરથી બાંધી કમરે બાંધે તો તાવ જાએ

ચ. હર્ષ માટે ધુપ—નગોડ, આસધ ભોયરીગણી, લીડી પીપરનુ ચુરણ કરી ધુણી દેવાથી અંદરના હર્ષ બહાર નીકળી આવે છે પછી તેની ઉપર સરગવાના મુળના રસમા સોમળ ઘસી ૧૪ વાર લગાડે તો તત્કાળ ખરી પડે. બહુ સંભાળથી લગાડવુ કારણ તે બહુ ઝેહરી છે



## નરસેવતી. (સેવટીને ફુલ ન આવે તે.)

છ. કરમ પડે—કરમ માટે નરસેવટીના પાતરાં તેને અજબુજ કહે છે ગાજરનાં જેવા પાતરાં થાય છે તે પાનરાનો રસ તોલો ૧ લઇ ૩ દીવસ પીવુ તેથી ગુચના ગુચ કરમ પડે છે.



## નરમાના.

જ. પથરી માટે—નરમાનાના પાતરાંનો રસ તોલા ૫) તથા જીરૂં ०। તોલો મેળવીને ૭ દીવસ પીવું.



## નવસાર.

ઝ. લીવર, (યકૃત) માટે—મુળાનાં પાતરાંનો રસ તોલા ૨ા તથા નવસાર

વાલ એ મેળવી પીવુ.

ક. લોહીનો સોજો હોય તે માટે—નવસારના પાણીના પેતાં મુકવાથી લોહી વેરાઇ જાય છે

ખ સ્તનમાં (થાનમાં)દુધ બધાય તો નવસારના પાણીનાં પોતાં મુકવાથી ગાંઠો છુટી પડે છે.

ગ. આંતરડુ ઉતરે, ગોળી મોટી થાય—તે માટે નવસારનાં પોતા મુકે ગોળી સકોચાય અને આંતરડું ચઢે ઉલટી વગેરે બીજાં ચીન્હો નરમ પડે.



## નવસાગર—નવસાર—નાઇટર

ઘ. વાળો—પગે વાળો થાય છે તે જગા ઉપર નવસાર દાબવાથી વાળો મરી જશે.

ચ કલેજાના દરદ માટે—વઇદો નવસાગર વાપરે છે.

છ. સળેખમ માટે—નાકે સુંગવાથી સળેખમ નરમ પડે છે

જ સાપનું ઝેહેર—નવસાગરનું પાણી બનાવવૂ જે બાજુએ દખ હોએ તેની સામી બાજુના કાનમાં આ પાણી નાખવુ



## નબુરી—નમુળી.

ક. પેટમાંની ચરબી તવાઈ જાય—નબુરી એ સેવ જેવી જડ, પક્ષીના માળા જેવી ગુંઠાએલા અને ઝાડ ઉપર થાય છે, તેની જડ જમીનમાં હોતી નથી તે નબુરીને છુડીને પેટ ઉપર બાંધે તો પેટમાંની ચરબી તવાઇ જાય છે.



## નાગ કાળો

૮. આંખનું તેજ વધે, આંધળો દેખે—કાળા નાગના પેટમાની ચરબી લોઢાના વાસણમાં તાવે. તેની કાજળ બહુ તપાસથી પાડે. માટી ના કોડીયાને સંઘેસરાનો રસ ચોપડી છાયામાં સુકાવે સાંપની

ચરબીનું તેલ લોખંડના પાસણુમાં મુકે. અંદર જોત મુકી તેની ઉપર એલચી વાલ ૨નો ભુકો ભભરાવે ને દીવેટના મોંઢાં આગળ મુકી પછી દીવો રોશન કરીને ઉપર પેલુ કોડીયુ ઢાંકવુ. અને કાજળ પાડવી. આ મેસ આંખમાં આંજે તો આંધળો પણ જોતો થાય.



## નાગ કેસર.

ક. હરસ માટે—નાગ કેસર અને સાકર સંભાગે મેળવી ાા તોલો સહવારે લેવું વાસી પાણીની સાથે ફાકે તો લોહી બન્ધ થાય.

ખ. હરસ માટે—નાગકેસરને સાકર સભાગે બે આનીથી પાવલી ભાર સુધી માંખણુમાં રોજ ખાવું

ગ. સ્ત્રીઓને પાણી જાય ત્યારે નાગ કેસર બે આની ભાર છાસ સાથે ખાવુ, છાસ અને ભાત જમવામાં લેવુ

ઘ હરસ માટે—નાગ કેસરના બીજ, અંદર જવ, રસમતી સભાગે ચુરણ કરી હથેલી ભરી ચોખાના ધુણુ સાથે ૭ દીવસ સુધી ખાવુ

ચ. હરસ માટે—નાગ કેસરના બી, અંદર વાણી, રસમતી સભાગે ચુરણ કરીને હાથેલી ભરીને ફાકી મારવી અને ઉપરથી ચોખાનું ધુણ પીવુ

છ. હરસ માટે—નાગ કેસર, સાકર સભાગે મેળવી ાા તોલો પાણી સાથે સહવાર સાંજ બે વાર ખાવુ.

જ. હરસ માટે નાગ કેસર માખણ અને મધ સાથે ચાટવુ.

ઝ શરીરે શકતી વધે—પીપર પીપળીમુળ, તજ, તમાલપત્ર, નાગ કેસર ચીનીકબાલા, લવંગ, અકળગરો સરખે ભાગે લઇ ચુરણ મધ સાથે ૭ દીવસ ખાવું આથી વીર્ય વધે છે.

ટ. ગર્ભસ્થાન સુધરે—નાગ કેસર, જીરૂ દરેક ૦। તોલો ગાયના ઘી સાથે ૭ દીવસ ખાવું.

ઠ. ગર્ભસ્થાન સુધરે—નાગ કેસરનું ૦। તોલો ચુરણ ઘી સાથે રજસ્વાળાના ચોથા દીવસથી દીન ૩ સુધી ખાવું ભોજન દુધ ભાતનું લેવું.

ડ. ગર્ભસ્થાન સુધરે—નાગ કેસર, બરાસ, મસતકી, સાકેર, શંભાગે લઇ તેનું ૦ાા તોલો ચુરણ રજસવાળાના ચોથા દીવસથી રોજ એક

ભાગ ખાવો ૩) દીવશ ખાવુ.

ક. ગર્ભસ્થાન સુધરે—ધાસીઓ પીટ પાપડો એ કામ માટે વાપરે છે

ખ હરસ માટે—માખણ ૨ તોલા, નાગ કેસર ०॥ તોલો, સાકર ૧ તોલો, ખાવામા રોજ લેવું તેથી લોહી બધ પડે છે

## નાગબળા—ધામણા.

ગ મગજે પુષ્ટી—ધામણાનુ ચુરણ સુઘવામાં આવે તો મગજને પુષ્ટી મળે છે

## નાસના.

ઘ. નાસુર માટે નાસનાના પાતરાં છાયામાં સુકાવી બાળીને રાખ કરી તે રાખ દાબવાથી નાસુર જાય અને જખમ રૂઝાય. આ ઇલાજ ઘણો સારો છે

## નાળીએર.

ચ. પડી ગયલા અને ટપકાયલા માણસનું બંધાયલુ લોહી છુટું કરવા લીલાં નાળીએરના તરોપાનું પાણી પીવાડે છે

છ. હેડકી માટે—સુકા કોપરાને પાણી સાથે ઘસી સાકર મેળવીને પાવ

જ. હરસ માટે—લીલુ કોપરૂ ને સાકર ચાવી ખાવું.

ઝ. લોહીનો વધારો, રકત વૃદ્ધી માટે—નાળીએરનો સરકો નીચે મુજબ બનાવી એક તોલો રોજ ખાવો

૫० નાળીએરના પાણીને ધીમી આંચે ઉકાળવું. રશઘાડો થાય ને કેસર તોલો ०॥, લવંગ તોલો ૧ નાખી પેક કરી રાખવું.

ટ. વાગેલુ. લોહી બાઝેલું, દબડાયલું—કોપરૂં વાટી તેમાં ૪ ઘણી હળદર મેળવી ગરમ બનાવી પોટલીથી સેક કરવો, ને પોટલી વાગેલા ઉપર બાંધી રાખવી.

ઠ. ખહી માટે—કોપરાનું તાજું તેલ ઘીને બદલે પચે તેટલુ ખાવુ. એમાં અજબ ગુણ છે.

ક. ખફી માટે—કોડલીવરની જગાએ તાજું કોપરેલ પીવુ એ ઉપાય સાથે બકરીના દુધનો માવો ચાલુ રાખવો. તેમજ જવખાર લેવો

ખ. પરમો જુનો હોય તે માટે નાળીએરના ત્રોફા (કાચા ડોડવા)નું પાણી પીવામાં આપે છે

ગ. નાળીએર છુંદી તેમાંથી રસ કહાડે છે તે દુધ જેવો છે તેને નાળીએરનું દૃધ કહે છે નાળીએરના દુધનું દહી બને છે

ઘ હાડકુ ભાગેલુ—ભાંગેલા હાડકાપર નાળીએર ખમનેલુ, તેલ, સુકી હળદર ગરમ કરી સેક કરવાથી ફાયદો થાય છે

ચ ખીલ—નાળીએરનું દુધ, કાળી જીરી સાથે મેળવી, ખીલ ઉપર લગાડે છે તે ચામડી સુવાળી કરે છે. મોંઢા ઉપરના ખીલ નરમ કરે, મોઢાં ઉપર કરચળી થતી અટકાવે છે. મીલ્ક ઓફ રોઝીસ જેવુ છે વેલાતી મીલ્ક ઓફ રોઝીસનુ કામ ઘણા ઓછા પઇસામાં થાય છે

છ તાવ—કેટલાક તાવના દરદીને નાળીએરનુ તેલ (કોપરેલ) મસલવાથી ફાયદો જણાય છે.

જ. કાદલીવર આઇલની માફકજ કોપરેલનું તેલ ગુણ ધરાવે છે પણ પીવામાં તે સહેલથી હજમ થતુ નથી

ઝ. ખાંસી જુની, ખફી વાલા—એ દરદીની છાતીએ કોપરેલ મસળે છે અને પીવામાં આપે છે.

ટ બાળ વધારવા તથા બાળ ખરતા અટકાવવા માટે—કોપરેલ તેલ ઘણું સારૂ છે પણ તે જલદી ખોરૂ થઇ જાય છે તેથી વાપરવાની સગવડ પડતી નથી આ કોપરેલમાં સુગંધી તેલ નાખી હેર ઓઇલ બનાવી વેચે છે, કેટલાકો તેના વખાણો ગાઇને પઇસા ઘણા છીનવી લે છે

ઠ ફીર માટે—કોપરેલ અને લીબુનો રસ મેળવી શરીરે લગાડવાથી ફાયદો થાય છે.

ડ. કરમ—બચ્ચાંને આ તેલ પાવાથી કરમ નીકળી પડે છે.

ઢ દરાજ—નાળીએરની કાચલીનું તેલ લગાડે છે. કાટલીને ચુલામા મુકી સળગાવી તે બળતી કાટલીને પીતળની થાળીમાં મુકવી અને તેના ઉપર બીજું વાસણ ઢાંકવું. આ રીતે તે તેલ નીકળે છે.

ક હરસનું પડતુ લોહી તરત નરમ પડે—નાળીએરની ઉપરની ચોટલી બાળી તેની રાખ કરી તે રાખ વાલ ૨ લઇ દહી યા મલાઇ સાથે ખાવી. ગુણ ન માલમ પડે તો રાખ ૪ વાલ લેવી

ખ. બાલમા ચોપડવાનુ કોપરેલ જલદી ખોરૂં થઇ જાય છે તેનો અટકાવ કરવા તેલ ગરમ કરી તેમા જરા કપુર મેળવવો આથી કોપરેલ બગડશે નહી

ગ નાળીએરનુ પણી—કપુરનો બારીક ભુકો કરતી વખતે નાળીએરનુ પાણી કપુરમાં નાખે તો કપુરનો બારીક ભુકો જલદી થાય છે

ઘ, કાનનું બહેરાપણુ—જો સરદી લાગવાથી કાન બહેરા થયા હોય તો સુઠ અથવા મરીને કોપરા સાથે ચાવી, તે છુછો જે કાન દુખતો હોય તે બાજુએ મોઢાંમા રાખી મુકવો સુંઠ અથવા મરી ગરમાવો આપે. અને કોપરૂં તે ગરમીથી મોઢામાં છાગરો પડવા દે નહી

ચ બળી જવુ, દાઝવુ—એના તરત ઉપાય તરીકે કોપરૂ (સુકું નાળીએર) પાણીમા ઘસી ચોપડવું અગન તરત બંધ થાય છે. છાગરો પડયો હોય તે નરમ કરે, માંસ બળ્યું હોય તેને રૂઝ લાવે. ઘણો સરસ તાત્કાલિક અને સસ્તો ઇલાજ એ છે

છ. ઓકારી માટે નાળીએરની ચોટલીની રાખ ૧ વાલ, મધ સાથ ચટાડવી.



## નાપાળો—જ્યપાલ

જ. સાપનું ઝેર—નીપાળાના બીજને લીબુના રસમાં અમુક ભાવનાઓ (પત) આપીને ખરલ કરે તેનું અજન દરદીની આંખે આંજે તો તરત ઝેર ઉતરે.

ઝ સફેદ કોઢોડ—સફેદ કોઢડ ઉપર નીપાળગોટાના બીને લીબુના રસમાં ઘસીને લગાડવો



## નીરમળી·

ટ. નીરમળીના બી. ઝેર કચુરાના જેવાં છે. ગંદુ પાણી હોય તેમાં નાંખવા

થી પાણી નીતરૂં નીરમળ બને છે. આંખની ઝાંખ તોડવા અને આંખને તેજી આપવા, નીરમળી, કપુર, મધ સાથે મેળવી આંખે લગાડવી



## નીસોટર.

ક. ઉદાસી (Melancolia), જળદર, સંધીવા એ સઘળાં દરદ માટે હરડેની સાથે અપાય છે. એમાં જુલાબ લાવવાનો ગુણ છે



## નેપાળો

ખ કુતરાંનું ઝેર—નેપાળો, નીસોટર, ટંકણખાર દરેક એકેક તોલા ૪।। કડવી તુંબડીનો ગરભ ૧।। તોલો, ગોળ ટાંક ૪।। એને વાટી ચણા જેટલી ગોળી કરી એકેક ગોળી ગરમ પાણી સાથ ખાવો.

ગ. જુલાબ ચમત્કારી—પાણીવાળું ૧ નાળીએર લઇને તેને વચ્ચે કાનું પાડવું. નેપાળાના છોલેલાં બીઆં અંદર જાય એટલા ઠીસીને ભરવા. નાળીએરનું પાણી બહાર નીકળવા દેવું નહીં. પછી પેલાં કાના માં લાકડાનો મજબુત બુચ મારવો. તેને કપડછંદ કરી ૧૫ દીવસ જમીનમાં દાટવું. પછી નાળીએર, પાણી અને નેપાળાના બીજને બારીક વાટીને શીશીમાં ભરી રાખવું આ ભુકાનો લેપ ફકત ડુંટી ઉપર થોડો વખત લગાડી રહેવા દે તો જુલાબ લાગે અને લેપ ધોઇ નાખે તો જુલાબ બંધ થાય.



## નોરવે—સાપસન.

**Aristolochia Indica.**

ક. સાંપનું ઝેર—સાંપના ડંખ ઉપર આ મુળીઉ ઘસીને લગાડે છે. નોળીઆ અને સાપની મારા મારીમાં સાંપનો ડંખ નોળીઆને લાગે છે તો તરત આ ઝાડના મુળ આગળ ઘસી જઇ મુળીયું ઘસી પછી પાછો સાંપ સાથે નોળીઓ લડે છે.

## પટોલ—સીવલીંગ

અ. ગુરડાની રેતી માટે—પટોળ, જેઠીમધ કડુ, સુઠ, લીમડાની અંતર છાળ, દેવદાર, મોઠ (નાગર) દરેક ૧ તોલો લઈ એના બે ભાગ કરી એક ભાગ પાણીમાં ઉકાળી દીવસમાં બે વાર પીવુ.



## પતંગનું લાકડું.

ઙ પતગનુ લાકડુ અગ્રેજી લોગ વુડના જેવું છે કપડાં કાળા રંગવાના કામમા આવે છે આ રંગ ફીકો પડ્યો હોય તો પાછો નવો થઇ શકે છે રંગવાની રીત દગલા માટે નીચે મુજબ છે—

ખ. પતગ અથવા લોગ વુડ શેર ૦ાા, હીરાકસી બેઆનીભાર, પાણી શેર ૧૫ લઇ સાથે આ બધુ ઉકાળવુ. કપડને સાફ પાણીથી ધોઇ મેલ કહાડી નાખીને સુકવવું અને તે કપડુ ઉપલા ગરમ પાણીમાં ૨૪ કલાક બોળી રાખવુ. પછી તેને નીચોવવુ નહ પણ નીતરવા દેવું. સુકાય ત્યારે ધોઇને વાપરવુ

વધુ સારો રગ આપવો હોય તો, પેહેલાં ડગલાને નીચલા પાણીમ બોળી એક રાત રાખી તે દગલાને નીતરવા દેવા દવુ ફટકડી ૦। તોલો, પાણી ૧૦ શેર ઠંડુ. ડગલો સુકાય પછી પતંગના કાળા પાણીમાં મેળો કાઢવો

ગુલાબ બનાવવાની રીત—૦। શેર પતંગનુ લાકડે, અને ૦। તોલો ફટકડી એને પાચ શેર પાણીમાં ઉકાળો, કપડાથી ગાળો તેમા આરારૂટ, અથવા તપકીર મેલવવી, તેને સુકવી ભુકો કરવાથી તે ગુલાબ બને છે



## પપાઉં Papain

પપાઊં પાકુ ખાવાથી ખોરાક જરપત થાય છે. જાતે એ ગરમ છે. પપાઊં કચું માંસમાં નાંખવાથી તેને નરમ કરે છે અને જલદી પકાવે

છે. એના કાચા ફળમાંથી દુધ નીકળે છે તે હોજરીમાંથી બનેલા પેપસીનના દરેક ગુણ ધરાવે છે.

ક. પપાઉના દુધથી પનીર બનાવી શકાય છે

ખ. દરાઝ માટે – પપાઉનુ દુધ દરાઝ ઉપર લગાડવુ.

ગ. મરડા માટે –પાકા પપાઉના ચોથા ભાગ ઉપર ટંકનખાર વાલ ૨ થી ૪ ભભરાવીને સહવારે અને સાંજે દરરોજ ખાવું.

ઘ મસા પીતના તથા લોહીના માટે—પાકા પપાઉમાં સાકર, જીરૂ, સાજે ભરી સહવારે ખાવું

ચ. અજીરણ માટે—કાચા પપાઉનું દુધ સુકવી ૧ વાલ ખાય તો ખોરાક પચે

માંસનો ખોરાક પેપસીન કરતાં પેપેન વધારે જલદી પચાવે છે, પેપસીનની માફક પેપેન સાથ એસીડ વાપરવાની જરૂર નથી

છ. ખરસવા માટે—પપાઉનુ દુધ, બોરીક એસીડ મેળવી ચોપડે છે. ખરફસું પાકે અને સાફ થાય છે.

જ. કરમ માટે—પપાઉના દુધને મધ સાથ મેળવી, કરમ માટે આપે છે પછવાડે દીવેલનો જુલાબ આપવો જોઇએ

ઝ. પપાઉનુ દુધ ગર્ભવાળી સ્ત્રી ખાય તો નુકશાન પહોચે છે. પાચન શકતી વધારવા માટે પપાઉ પાકુ ખાવામા બહુજ સારૂ છે.

ટ. કુકડીઆ ખાસી, હડકીની–પપાઉનનુ દુધ આ ખાંસી માટે બહુ સારૂં છે

ઠ. ગળાંમાં સોજો હોએ તો પપાઉનનુ દુધ (પેપેન) અંદર ગળામાં લગાડવાથી ફાયદો છે હોજરીમાં નાસુર હોએ તો પપાઉનુ દુધ ખાવામાં લેવાય છે.



## પપેટા.

ક. મેહવાયું—શરીરે ચરબી વધે તેણે એક માસ સુધી પપેટા, દુધ અને પાણીના ખોરાક ઉપર રહેવું. ચીકાસ ન ખાવો. તેથી શરીરનું વજન ઘટે છે.



## પમારીઆ.

ક. આંતરીઓ તાવ જાય—પમારીઆના બીજ તથા મેથી સભગે વાટીને ૫ દીવસ સવાર સાંજ ०। થી ०॥ તોલો ખાવું.

ખ. દાઝી ગયલા માટે—પમારીઆના બીને બકરીના મુતરમાં ૭ દીવસ રાખવુ પછી તે બીને પીસીને ચોપડવુ

ગ. ફેફસુ ફુલેલુ હોય અને ઝાહાડા આવવાનું દરદ હોય તો પમારીઆના પાતરા પીસીને પીવાડે તો દરદ જાય,



## પમારીઓ–કુમારીઓ.

ચ. વીચ્છુનો ડંખ ઉતરે—પમારીઆનુ મુળ ૧ વરસની અંદરનુ (જુનુ ન ચાલે) પાણીમા ઘસી ડંખ ઉપર લગાડવું. ડખ ચઢી ચુકયો હોએ તે જગા આગળથી આ મુળીઉં ફેરવીને ડખની જગા આગળ લાવવુ આમ ઘણીવર ફેરવવું મુળીઉ ચામડીથી અળગુ રાખવું ચામડીને લગાડવું નહી.

માથે આવેલી સ્રીનો ઓળો આ મુળીઆ ઉપર પડવાથી તેનો ગુણ નીકળી જાય છે



## પરસાવના–પોથાપાપરી.

એની ખુશબો સારી છે. તેને ચોપડીઓમાં રાખવાથી ઉધાઇ લાગતી નથી

ચ સંધીવા માટે—સુકો અથવા લીલો પાલો છુદી તેની લેપડી બાંધવી આ લેપ મુકવાથી જુના સંધીવાના સાંધા છુટા પડે છે.



## પરેસીઆવસાન—કાળી પથરચટી

છ. બાલ ખરતા અટકે—પરેસીઆવસાનની રાખ ખરતા બાળ ઉપર ખુબ મસળવી.

ક. પીસાબે પથરી બંધાઇ હોય તે માટે—પથરચટી જે પથરવાળી જગા ઊપર થાએ છે તેનો રસ ૨) તોલા અને ગોટીનું મુતર ૨) તોલા રોજ ૧) વાર ૩) દીવસ પીવુ.

## પઇસ—વારભાણુ

ખ. નાસુર માટે પઇસ નામનુ ઘાસ જે નદી કીનારે ઉગે છે, તેની સાદડી બને છે તેની રાખ દાબવી.

વણુ એટલે જખમમાંથી પરૂં નીકળે તે ૪૦ દીવસ પછી રૂઝાય નહી તો તે નાસુર કહેવાય.

## પાખનભેદ

ગ પથરી—પથરી માટે પાખનભેદ વપરાય છે

ઘ. મુત્ર કચ્છ, પીસાબ છોડવવા માટે—પાખનભેદનો કવાથ મધ સાથ પીવો.

ચ. પથરી પીસાબની પીગળે—પાખણુ ભેદ અને એલચી સરખે ભાગે મેળવી તેમાંથી ૦। થી ૦।। તોલો રોજ ખાવુ (સહવારે)

છ. દેવદાર, સંચળ, જવખાર, સાકર સંભાગે મેળવી ૦।। તોલો રોજ ફાકવું પીસાબની પથરી પીગળે.

જ. વાંઝ કંટોળીનુ મૂળ દુધ સાથ ઘસીને પીવું. ૦। તોલો ખજુરીના મુળ વાસી પાણી સાથ ઘસીને પીવુ. આથી પથરી પગળે.

ઝ. કાંસકીના બીજ ખાટી છાસમા ઘસીને પીએ ઉપરથી છાસ પીએ તો પથરી પીગળે

## પાણી.

ટ. વાળો—જે દરદીને વાળો હોય તેના વાળાના સુજેલા ભાગ ઊપર જુનો રૂ પાણીથી ભીંજવી મુકવો અને પાટો બાંધી રાખવો. અને પાણીથી આખો દીવસ ભીંજવેલો રાખવો, સાંજે બીજો પાટો બાંધવો. રૂના ઊપર ઘણા જંતુઓ દેખાશે. આ મુજબ કરવાથી વાળો સાફ થાય છે.

ક વધરાવળ—ગોળી ઘણી મોટી થાય તો ગોળી ઉપર ઠંડા પાણીની ધાર ૧૦ મીનીટ સુધી નાખવી દીવસમા ૫ વખત નાખવી. ખોરાકમાં ખીચડી, દાળ ભાત ખાવા, ખોરાક અધુરે પેટ ખાવો, બહુ દાબીને લેવો નહી આ ઇલાજ ૮ દીવસ ચાલુ રાખવો. આ મુજબ ગરમ પાણી વાપરો તો તે થીબી ફાયદો થશે.

ખ ભુખ લાગે—જે માણસને ભુખ નહી લાગતી હોય તેણે ખાવાના વખતની ૧ કલાક આગળ પીવાય એટલું પાણી પીવું અરધો કલાક હીંચોળા ઉપર હીચકા ખાવા અથવા હીચકાવાળી ખુરશી ઉપર હીચકા ખાવા. આ ઇલાજથી ભુખ લાગે છે.

ગ અળાઈ દુર થાય, બફાળો ઓછો થાય—તાપના દીવસમાં પાણી તડકે ગરમ કરી નાહવું.

ધ. મસા—હરસના મસાને દુસ વડે ઠડા પાણીથી વારંવાર ધોવાથી અથવા બને તો ઠડા પાણીમાં રૂ ભીજવી તે ઉપર દાબવાથી લોહી નરમ પડે છે.

ચ. હરસના મસા, લોહી પડતું હોય—તો ઠડા પાણી ૦। શેરની પીચ કારી સફરામાં રોજ લેવી એથી અંદરના ભાગમાં લોહી ફરતું થાય છે, અને તેથી મસા બધાતા નથી, લોહીને, મસાને, અંદ રના વરમને ફાયદો થાય છે. ઝાડો આવે ત્યારે કરાઝવુ પડે નહી

છ. ચાનજુ મરે—દરીઆના પાણીથી શરીરને ખુબ ચોળીને નાહવું કુવાના પાણીમાં મીઠું નાખીને ઉપર મુજબ કરો તોથી ફાયદો થાય.

જ. જખમ, કોઇબી રીતે પડયો હોય તેમા ઠડા પાણીની ધાર રેડીને અંદરનો ભરાયલો કચરો કાઢી નાખવો, તેથી પાકપર ચઢે નહીં જખમની કોર દાબીને પાટો બાંધવો.

ઝ. બચ્ચું બેશુધીમાંથી શુધીમાં આવે—કોઇ કોઇ વાર ઝાડો કબજ હોવા ના કારણે બચ્ચું બેશુધીમા આવે છે તે વેળા ગરમ પાણીની પીચકારી સફરામાં મારવી આથી ઝાડો થઇ બચ્ચુ હોશીયાર બને છે.

ક. હરસના લોહી વખને સફરાને ટડા પાણીથી ધોયા કરવું અથવા ડુસ ઠંડા પાણીનું લેવું.

ખ. ગળાના ગાંઠ—લુગડાના કટકાને ઠડા પાણીમાં બોળીને તે લુગડુ બંધે બાજુના ગાઠ ઉપર મુકીને બાધી દેવું તેની અંદરનુ પાણી બાહેર ટપકાય નહી એવી યુકતી રાખવી. આ મુજબ દર વીસ મીનીટે કટકો પાણીમા બેળી ફરી ફરી મુકવો

ગ. ગળાનો સોજો થવાથી ગળું બેસે છે. કફ નીકળતો નથી તે પ્રસગે આ ઇલાજ સારી પેઠે જાણીતો છે

ઘ. એક ગેલન પાણીને સ્વચ્છ કરવા માટે તેની અદર ૧ તોલો ફટકડી દોહવે છે જેથી અંદરના મલીન રજકણો નીચે બેસે છે.

ચ. બીજો ઉપાય—એક ગેલન પીવાના પાણીમા ચુનો ૧ વાલ નાખવાથી, પાણીમાની કારબોનીક એસીડ ગેસ ચુના સાથ મળીને ચાક બને છે જે નીચે ઠરે છે આ ગેસ ઓછા થવાથી પાણીના બીજા બારો જુદા પડી નીચે ઠરી બેસે

છ જે પાણીમાં કેલસીઅમ અને મેગનીસીઅમ વધુ હોય તે પાણી પીનારને ગળે ગાંઠો થાય છે,

જ. છાતીપરનું પીત, પીસાબે કાકરી, બદહજમી—ગરમ પાણી પીવાએ એટલુ પીવાથી આ દરદો દુર થાએ

પાણીની તગી પડીઆ પછી જે વરશાદ પડે છે તેમાં એમોનીયા હોય છે કોઇવાર ઘણા પ્રમાણુમાં અમોનીયા હોય છે ત્યારે જે કુવાના પાણીમાં લોખંડ સમાયલું હોય છે તે પાંણી રંગ પકડે છે.



## પાન નાગરવેલના, (ખાવાના)

ક. સાપનો ડંખ ઝેરી છે કે નહીં તે પારખવા માટે ખાવાના પાનને હાથમાં મસળી ડંખ ઉપર મુકવાથી ચામડી કાળી થાય તો જાણવું કે સાપ ઝેરી છે.



## પાન ચેવલી.

ક શરીર પરના મસા માટેનો અકસીર ઇલાજ—ચુણો પાન પર લગાડી તે ઉપર ખાવાનો કાઠો ભભરાવી તેની બીડી વારી મસા ઉપર ઘસવા થી મસો તરત નીકળે છે; આ ગુણ પાનના દાડામા છે, જે દાડા પાન ખાની વેલા કાહાડો નં ખાય છે તે દાડાંનો ગુચ્છોજ બહુ અક સીર છે. અને તે મસા ઉપર ઘસવાથી મસો તરત નીકળી જાય છે. પછી તે ખાડામા કાઠો ચુનો મુકે છે આ ઇલાજ અકસીર છે



## પાનની જડ

ખ. પગ ઉપર સોજો હોય તો પાનની જડ પાણીમા ઘસી લગાડવી



## પારસભીંડી-પારસ પીપળ

ગ. ભગંદર માટે —પારસના ફળનો રસ ભગદરની અંદર મુકવાથી રૂઝ લાવે છે.

ઘ. ગર્ભસ્થાન સુધરે—પારસ પીપળાના બીજનુ ચુરણ ૦। તોલો ફેતુ કાળમા ઘી ખાડ સાથે ૪ દીન ખાવુ.

ચ. આધાસીસી માટે એનાં ડીડવા પાણીમા ઘસી માથાપર લગાડવા

છ. આંખની ખસ જાય—ભીડીના બીજ ઘસીને આખે આજે તો આંખ ની ફીડ જાય

જ. દરાઝ માટે પારસના ડીડવા પાણીમાં ઘસી લગાડવુ.

ઝ. બાળતોરા માટે પારસના પાતરા છુંદી જરા નીમક નાખી લેપડી બાંધવી.

ટ. ધોળી નસો માટે, લીલું દીદવું કપુર સાથ મેળવી લેપ કરી ઉપર ધંતુરાનું પાતરૂ બાંધવું.



# પારાની ધાતું.

ક ટાંકી—આંખમા નાસુર પડે, પાપણુ ખરી જાય, શરીરે ચાંઠાં પડે તો રોજ બેવાર નીચલો મલમ મસલવો —

પારો એક તોલો, ભેસનું ઘી બે તોલા અને કોકમનું ઘી ૩ તોલા આ ત્રણે ચીજને સારી રીતે એક રસ કરવી. પારો ખુલ્લી આંખે દેખાવો ન જોઇએ આ મલમ બનાવતાં ૭ કલાક ખરળ કરવુ. પછી તે મલમને ખુલ્લી હવામા રહેવા દેવો. ત્રણ દીવસ આમ કરવાથી મલમ થોડી મહેનતે સારો બનશે. પારાને કોઇબી વસ્તુ સાથ મેળવતાં તેને હવાની ઓકસીજન આપવાની જરૂર છે.

કેટલાંક વસાણાને ભુકો કરવા માટે કોઇ વઇદો કહે છે જે ઘણા દીવસ ધમવાની જરૂર નથી, બહુ બારીક ભુકો થાય તો બસ છે કોઇ વદો કહે છે જે ઘણા દીવસો શુધી ૧ વસાણુ મસળવાથી તેનો ગુણદોષ વધે છે જેમકે ઘીને ૧૦ વાર પાણીમાં ધોવું. ૧૦૦ વાર ધોવું અને ૧૦૦૦ વાર ધેવાથી તેના ગુણમા ફેર પડે છે પણ તેમાં શું ક્રીયા થાય છે તે સમજી શકાતુ નથી.

કેટલાકઅનુભવીઓકહે છેજેહવામાની ઓકસીજનlalright હવાનું વધતુ પ્રમાણ વસાણા સાથે મળે તેમ તેનો ગુણ વધે છે. ૧ વસાનુ સાત દીવસ ઘુંટવુ તેનો અરથ એવો નથી કે રોજના ૨૪ કલાક બેસીને ઘુટયાજ કરવુ પણ ૧ દીવસમાં બે કલાક ઘુંટવુ પછી તે વસાણાને ખુલ્લી હવામાં રાખવું પાછું બીજે દીવસે બે કલાક ઘુંટીને પાછું ખુલ્લું રાખવુ. આ મુજબ રોજ કરવું આ ખુલાસો કેમીઆને આધારે છે. ધાતુ અને હાડકાં હવામા ઘણા દીવસ ખુલ્લા રહેવાથી તેના ગુણમા ફેરફાર થાય છે. તેમ ઝાડ પાનની બાબતમાં પણ હોવુ જોઇએ.

ખ. ગરમીનો આજાર, જુના નાસુર માટે—પારો તોલા ૨।।, ખાડ તોલો ૧।। આ બંધેને મોંઢાની થુક સાથ મસળવુ, પારો એક રસ થાય ત્યારે નીચે મુજબ મેળવવું—બીજી ખાંડ તોલો ૧।।, રૂમી મસતકી તોલા ૩, ગુંદર તોલા ૫, હીંગળો તોલા બે એની વટાણા જેટલી ગોળી બનાવી રોજ એકેક ખાવી.

ક દરાઝ—દરાઝ માટે પારો, ગંધક, આમળા, મોરથુથુ લીંબુના રસમાં વાટીને લગાડવું.

ખ. ગોળામા મવાદ હોય તે ઉપર પારાનો મલમ માખણ સાથે મેળવી મસળવુ. અથવા પારાના સુકા મલમની પટી મારવાથી મવાદ વીખરાઇ જાય છે

ગ. પરમો સાકરીઓ, મીઠી પીસાબ—એ દરદ માટે પારો તોલો ૧, ત્રીફળ તોલા ૯, જેઠીમધ, સુઠ, ગળોનો રસ દરેક તોલા ૩ એની ગોળી બનાવીને ખાવી.

ઘ. પારાની ખાક—કેલોમેલ અને એનટીપાએરીન સાથે આપે તો ઝેર ચઢે; પેટની અંદર રસ કપુર બને છે.

ચ ગાંઠ પેટની ખસે અથવા આંતરડું વળ ખાય—તો જીવતો ધોયલો પારો તોલા ૫ દરદીને પીવાડવો (શેર ૧ પીવાય તોબી અડચણ નથી) તે ઝાડા વાટે નીકળી જાય છે વજન ભારે હોવાથી આતરડામાથી પસાર થતા આતરડાને સીધું કરે છે જો પારો ઝાડામા નીકળે નહી તો દરદીને ઉંધો ટાંગવો ત્યારે મોંઢામાથી પારો નીકળી પડશે. પછી દરદીને મરધાનો રસ ચાલુ આપવો અને પેટે પાટો બાંધી રાખવો.

છ પારો ધોવાની રીત—કાદવના વાસણમા પાણી નાખી તેમાં પારો મુકી તેને ધગારે રાખવું. પાણી વધારે નાખવુ પડે તો અડચણ નહી, જો પાણી કાળું થાય તો જાણવુ જે પારો શુધ થયો

જ. પારો ધોવાની બીજી રીત—હરડાં, બેહેરાં, આમળાને મીઠા પાણીમાં કલાક ૨૪ રાખવા તે ગાળીને તે પાણીમા પારો ધોવો.

ઝ જુ, ખોરો અને નીખ—પારાનો માખણીઓ મલમ અને માખણ સંભાગે મેળવી લગાડવો.

ટ. પારાની ગોટી થાય—ખીરકંદ (દરજી કંદ) નુ ગાબડું કહાડી તેમા ૪ તોલા પારો ભરી મોઢું બંધ કરવું, ૨૧ દીવસ પછી કહાડવુ.

ઠ. જુ મારવા માટે પારો પાનના રસમાં મસળીને લગાડવો.

ક. માખણ જેવો ઘટ કરવા માટે પારાને 'હરણ ખોડી" નામની વનસ્પતીમા ૩ દીવસ મસળવું.

ખ. પારો મારવો—પારાની સાથ મેળવણી ઘણી રહે છે. માટે તેને ચોખ્ખો કરવાની જરૂર છે. હીગળમાંથી કાઢેલો પારો ચોખ્ખો હોય છે. પારાને ઉમરાના દુધમાં ખરળ કરવો તે બંધાઈને ગોટી બને ત્યા સુધી દુધ નાખતા જવુ અને ખરળ કરતા જવુ, હીગને વાટીને તેની ૨) કાબડી બનાવી તેમા ગોટી મુકવી ઉપરથી પાછુ હીગનું પડ ચઢાવવું છાયામા મુકીને ૧) શેર છાણામા પકવવુ. પારાની સફેદ ભુકી બને, તે અકસીર છે. ત્રાંબાને ચોખ્ખુ કરી શકે છે

ગ. ચાદી-વીષસ્ફુટક માટે—પારો, ગંધક, ટંકણખાર હીગળોક, મનસીલ, અકક તોલો. ઓડારસીંગ, સંભજીરૂ બબે તોલાની મેળવણી કરી તુળસીના રસમા અને પછી ધતુરાના રસમા પત આપે તેની ગોળી બનાવી રાખે તે ગોળી ગાયના મુતરમા ઘસી દરદ પર લગાડે.

ઘ. સાકરીઓ પરમો—૩) તોલા પારાને ૩) તોલા હળધ સાથ ગુટીને સુધ કરવો.

સીંધવ, ફટકી, હીરાકસી દરેક ત્રણ તોલાને લીંબુના રસમા વાટી તેની બે લુગડી (ઢાકણી) બનાવવી, ૧) લુગડીમાં પારો મુકી બીજી લુગદી ઉપર ઢાંકવી. તેને એક હાંડલામાં મુકી બીજું હાંડલું ઢાંકી અડદના લોટથી તે બધ કરવું. ધુમાડો અંદરથી ન નીકળે તેની સંભાળ લેવી. બીજે દીવસે ચુલે ચડાવી નીચે બોરડીના લાકડાનો કોલસો બે પાલીની ખીચડી પાકે તેટલો રાખી ૪) પહોર સુધી રહેવા દેવુ. થંડુ પડેને પારાની ખાક હાંડલામાથી કાહાડવી. પારાની ખાક ૪) વાલ, જાવંત્રી ૨) વાલ જાયફળ ૧) વાલ ને વડલાના દુધમાં જુવાર કરતાં નાની ગોળી વાળવી, ૧) ગોળી નાગરવેલના પાનમાં રોજ ખાવી

ખોરાક ઘી, ઘઉં.

મીઠું ૧૪) દીવસ ખાવું નહી.

ક ગોળી ૭) દીવસ ખાવી, સાકરીઓ પરમો ૧૦) વરસનો સારો થાય છે. મરદને સકતી આપે છે

(Dr Frances Jasaph, Shasti Taluka, Bombay, 80 years ago)

ખ. વાળા—પારાનો મલમ ફુલ્લાની આસપાસ મસળે તો વાળો મરીને સુકાઈ જાએ

ગ. ?પાનો મલમ—પારો ૧) ભાગ કોકમનુ ઘી ૩) ભાગ ભેંસનું ઘી ૨) ભાગ મેળવવુ.

કોકમનુ ઘી અને પારો મેળવવો. પછી ભેસનું ઘી જરા જરા નાખતા જવુ અને ગુટતા જવુ ૧ પહોરમાં પારો મળી જઈ આસમાની રંગનો મલમ થસે.

## પાલખની ભાજી.

ઘ. રેતી પીસાબે--ભાજીના બીની ચાહ પીવાથી, પીસાબની રેતી નીકળી પડે છે.

પથરી હોય તો પાલખની ભાજી, ચોલાઇની ભાજી, કાકડી, દોધી, દાડમ વગેરેમાંથી કોઇબી એક ખાવામાં લેવું

## પમોડીઆ=પમારીઆ

છ. રગતપીતનો ઊપાય—જગલી પમારીઆના બીજ ૦। તોલો વાટીને ગાયના દુધમાં ભીંજવી સહવારે પીવું.

## પીપળ લીંડી=લીંડી પીપર.

જ. અજીરણ તથા છાતીમા પીત—એ માટે પીપર મોટી ૨, નીમક ૧૦ વાલ મેળવી ખાધા પછી ખાવું પીત નરમ પડે છે.

ઝ. અડગરી—૩ વાલ પીપરને સરબત સાથે લેવાથી અડગરી બંધ

થાય છે

ક. કફ ગળાનો—૪ વાલ પીપર મધ સાથે દીવસમા ત્રણવાર લેવું.

ખ. સરદી માટે—પીપળ વાલ ૩ દીવસમા બેવાર ખાવી.

ગ. ભુખ માટે—પીપર પાંચ વાલ ખાવાથી ભુખ લાગે છે.

ઘ. વીર્ય વધે—પીપર, લવેંગ, અકળગરો, ભાગ, સંભાગે મેળવીને તેનું ચુરણુ બે વાલ અથવા વધુ દુધમાં ઉકાળી પીવુ

લીંડી પીપરને કોઇ લીંડી પીપળથી કહે છે,

ચ. હેડકી માટે પીપળ ૦। તોલો સાકર સાથ ખાવી

છ. શક્તી માટે—પીપળ ૦। તોલો મધ સાથે ખાવી

પીપળ એ પીપરી મુળના ઝાડનું ફળ છે. લીંડી પીપર તે નાની છે ઘોડા પીપર તે મોટી છે

જ. ખાંસી માટે—પીપળ, સુંઠ, જુનો ગોળ સભાગે મેળવીને ૦॥ તોલો ખાવે

ઝ. રતાંધળો—ગાયના છાણુના રસમાં પીપર ઘસી અંજન કરવુ.

ટ. આદાસીસી—આદેસી—આધાશીશી—ના માથાના દુખાવા માટે પીપર વજ, મરી, સુંઠ સંભાગે ઘસી નાખમા મુકે.

ઠ શરીરને શકતી માટે—પીપર તોલા ૫, ગાયનું દૂધ શેર ૧૦ અને સાકર શેર સવા પાંચ, એને ઉકાળી ચુલા ઉપરથી નીચે ઉતારી ઠંડુ થાય ને ફરી ચુલે ચઢાવવુ એ મુજબ ઠંડુ પાડી પાડીને ચુલે ચઢાવ્યા કરવું અને એનો ભુકો બનાવવો ૦॥ તોલો રોજ સહવારે દુધમાં ખાવું.

ડ. માણુસનુ દીલ ધડક ધડક થાય તેનો ઇલાજ—તુલસીના પાંતરાના રસમાં પીપરને ઘસીને નાકમા નાશ લેવો તથા પીવામાં આપવો.



## પીપરીમુળ—પીપરીમુળના ગંઠોડા.

ક, દાંત દુખે—જો ગરમ પાણી દાંતને લાગવાથી દુખાવો થાય તો પીપરી મુળ ચાવીને તે દાંત આગળ રાખે.

ખ. કળતર દુર થાએ—પીપરીમુળના ગંઠોડા ૦। તોલો મધમાં મેળવી રોજ સહવારે ખાવા.

## પીપળો.

ક. અજીરણ, છાતીની દાહ માટે—પીપળાની છાળની રાખ (સફેદ થાય તે) વાલ ૨ મધમાં ખાવી.

ખ. હભરાયલા માણસે પીપળાનુ એક પાન ગોળ સાથે ૨૧ દીવસ ખાવુ

ગ. ગાંઠ બેસે—પીપળના પાંતરા ઉપર ઘી ચોપડી ગરમ કરી ગાંઠ ઉપર મુકે તો ગાંઠ બેસી જાય

ઘ. બચ્ચાંને આંકરી—પીપળાની વડવાઇ સ્ત્રીના દુધમાં ચાર ઘસકરા ઘસીને પાવી ઇલાજ સારો છે.

ચ. ફીકરું—પીપળાની વડવાઇનો ભુકો ૦ા તોલો લેવો તેને પાણીમાં મેળવી પાવો, અફીણ અરધો વાલ ઉમેરવાથી વધુ ફાયદો થાય છે.

૭ કુતરાનું ઝેર—પીપળાની વડવાઇનો ભુકો ૦ાા તોલો પાણી સાથ પાવો. ઝેર ઉતરી શકે તેવું ન હશે અને દરદીનું આયુસ વધુ ન હશે તો તે પીધેલી દવા વામીટ કરી નાંખશે. જો એકવાર દવા પચે તો ૩ દીવસ એ ઇલાજ રોજ ૧ વાર સહવારે ચાલુ રાખવો હડખુ લાગેલો દરદી સારો થાય છે.

પરેજી- તેલ, મરચું, ખાટું ન ખાવુ

જ. સ્ત્રીને દસ્તાન ઘણું આવે તો પીપલાના ૯)પાન રોજ ૩ વાર ખાવામાં આપવાં.

ઝ. ઉલટી—પીપળાના છોડાની રાખ તોલા પાંચ ૧ શેર ગરમ અથવા થંડા પાણીમાં દોહવી ૧ કલાક રાખવી ઉપરથી નીતરું પાણી કાહાડી ૩ તોલા પાણી એકેક કલાકે પાયા કરવું, ઉલટી ડબે ત્યાં સુધી પીવુ.

૯. કંઠમાળા=ગંડમાળા, ગળસુંડો, રસુળી માટે-પીપળા અને આંબાના લાકડાં સાથે ગાયના દાંતને બાળી ભસ્મ કરવી. તે ભસ્મને સુવરની ચરબીમાં મેળવી લગાડવી.

ક. કુતરાનું ઝેહેર લાગેલું તે સારૂ થાએ—કોઇકવાર પીપળાના ઝાહાડ ઉપર બાળ જેવા મુંળીઆની ગુચળી થાય છે તેનો ભુકો કરીને તોલો

૦॥ પાણી સાથે ૭ દીન ખવાડવું. લાગેલુ હડખું મટી જશે. પહરેજી ગોળ, દુધ, ખટાસ તેલ, મરચુ ન ખાવું.

ક. દીસટીરીઆ મટે—પીપળાના ઝાડની વડવાઇ (તાજી કુંપલી) તોલા ૨ જાવંતરી તો. ૧ કસતુરી બેઆની ભાર મેળવીને મગના દાણા જેવી ગોળી બનાવી અકેક આપવી અરધા કલાક પછી દુધ પાવુ.

## પીત પાપડો.

ખ. તાવ માટે—પીતપાપડાનો કહવો અથવા ચાહ પીવી

ગ રોજીઓ તાવ જાય—ધાણા, મરી, સુંઠ વરીઆળી, અનીસું દરેક ૧॥ તોલો લઇને ૧ શેર પાણીમાં ઉકાળવુ. ૦। શેર રહેને ગાળી લેવુ આખા દીવસમા ૩ વારમા ૦। શેર પીવું.

## પીળવંત.

ઘ. અતરગળ બચ્ચાને તેમજ મોટાંને—પીલવંતના પાતરાં છુંદી અંદર દીવેલ નાંખીને પોતીસ દીન ૨ બાંધવો. (દીવેલ આ દરદ માટે ઘણું ઉપયોગી છે)

ચ. કુતરાના ઝેર માટે—બે તોલા પીલવંતનુ મુળીઉ પાણીમાં ઘસીને પીવામાં લેવાય છે

છ ગોળી મોટી થાય અથવા આતરડુ ગોળીમાં ઉતરે—તે માટે પીલ વંતના પાતરાંને છુંડી તેમાં એરંડીયું નાખી જરા ગરમ કરી તે પોટીસથી ગોળી સેકવી અને પોટીસ બાંધી રાખવી આ મુજબ દસ દીવસ કરવું.

આ દરદ છેક નાનાં બચ્ચાંને હાલ થાય છે છાલાપાલાના ગુણ ન જાણવાથી માબાપો ગભરાય છે. દરેક માબાપે આ સહેલો ઉપાય જાણવાની જરૂર છે

જ. મસા જાથુકના જાય—પીલવંતના ફુલ શેર ૦। નો રસ પીવો ઉપરથી મોળી છાસ પીવી. ૨૧ દીવસ આ ઇલાજ ચાલુ રાખવો.

ક કુતરાનુ ઝેહેર—આ ઝાહાડ ઉપર મરી જેવાં લાલ ફુળ થાય છે. તેની ઉપર પીળા ફુળ થાય છે તે બચ્ચાંઓ ખાય છે. એનું મુળ બે તોલા પાણીમાં ઘસીને દરદીને પીવાડવુ. નાના બચ્ચાને ૦ાા તોલો પીવાડવુ. હડખુ લાગવાથી લાલ રંગના જીવડા પેટમાં પેદા થાય છે તે ઝાહાડા વાટે પડે છે. જરૂર હોય તો બીજીવાર પીવાડવુ

ખ કુતરાના, વીચ્છુના તથા સાપના ઝેહેર માટે શરીરમાંથી પરસો કાહડવો તેવો જરૂરનો છે, માટે દરદીને ખુબ દોડાવીને અથવા કોઈબી દવાથી પરસેવો કાહાડવો જરૂરનું છે,



## પીલોરી.

ગ આટણુ માટે—એનાં ઝાડના પાંદડાંનો રસ, સીધવખાર સાથે મેળવી લગાડે તો આંટણુ જલદી પોચુ પડે છે.



## પીળી પોપટી (પતંગીઉં)

ઘ. કુતરાના ઝેરનો ઇલાજ—કુવા આગળ ભીની જગા ઉપર પીળી પોપટી ઊડે છે તેની આંખ કાળી રહે છે. એક પોપટીને ગોળ સાથ મેળવીને ગોળી બનાવી દરદીને ખવાડવી. દરદી એકદમ આ ગોળી ગળી જાય તો જાણવું જે કુતરાનું ઝેર લાગુ નથી

આ ગોળી જો દરદી ગળી નહીં જાય તો જાણવું જે તેની ચામડીમાં કુતરાનું ઝેર લાગુ પડયું છે. આ ગોળી એક ૩ દીવસ સુધી જબરજસ્તી કરીને ગળાવવી તેથી ઝેર ઉતરી જશે



## પુત્ર જીવક—ગર્ભકા—જીયાપોતા.

ચ. ગર્ભને મદદ કરનાર, વીર્ય વધારનાર, આંખને તેજી આપનાર છે. પુત્રજીવક વૃક્ષ ઇંગોરીઆ જેવું થાય છે. એના ફળના ઠળીઆની

માળા, જેનો દીકરો જીવતો ન હોય તે સ્ત્રી પહેરે છે બનારસમાં એ રીવાજ છે એનાં પાતરાં આસોપાલવને મળતાં છે. એનું ઝાડ પુનામાં પેસ્વાના વાડામાં છે. બીજું મુંબઇમા રાણીના બાગમાં છે



## પેપરમીંટ.

પેપર=મરી અને મીંટ=ફુદનો, જેમાં ફુદના તથા મરીના ગુણ હોય છે તે પેપરમીટ કહેવાય છે

પેપરમીંટના ફુલ—પેપરમીટના તેલની આસપાસ બરફ મુકયું હોય તો તેમાં ફુલ બધાય છે. ફુલ કાઢી લીધા પછીનુ તેલ ઘણું હલકું, કસ વગરનું, સસ્તુ વેચાય છે. આ હલકા તેલ માંથી પેપરમીટનો અરક અને પાણી બનાવે છે અને તે દરદીની દવામા વપરાય છે, પણ તેનો સ્વાદ અને વાસ દરદીને પસદ હેતો નથી અને ધારેલો ફાયદો થતો નથી માટે દવાના કામમાં સારૂં તેલ વાપરવું જોઇએ હલમાં ખરો માલ ઝાંઝો વપરાતો નથી, ખોટા માલથીજ કામ ચાલે છે.

ક. દાંતના દુખાવા માટે દાંત ઉપર ફુલ મુકવામાં આવે છે.
ખ. પેટના દુખાવા માટે પેપરમીટના ફુલ પાન સાથે ખાવામાં આવે છે.
ગ. શરદી માટે પણ ઉપર મુજબ ખાવામાં આવે છે.
ઘ. માથું દુખે તે માટે ફુલ માથે મસલવામાં આવે છે.
ચ. સંધીવા માટે—તેલમાં પેપરમીંટના ફુલ મેળવીને મસળે છે
છ. અજીરણ માટે ફુલ પાન સાથે ખવાય છે.

સારી જાતનું તેલ ઉપલા બધા કામમાં આવે છે.

પેપરમીંટના ફુલ સાથે વીલાતી જુલાબનું નીમક ભેળીને માલ સસ્તો કરવામાં આવે છે.

જ. પેપરમીન્ટના ફુલ અને કપુર સરખે ભાગે લઈ સાથે મસળે અથવા જરા ગરમ કરે તો તેલ જેવું બને છે. તે તેલ દાંતમાં મુકાય છે તથા બીજા કોઇબી શરીરના દુખાવાપર મસળાય છે.

## પોટાસ આયોડાઇ.

ક. કાન—બચ્ચાનો કાન પાકયાજ કરે અને રૂઝ નહીંજ આવે તો પોટાસ આયોડાઇ દાઈદિ પીવામાં આપવો, બચુ છેક નાનું હોય તો તેની માને તે પાવોં



## પોટાસ બાઇ કારબોન

ખ. પીસાબ છોડવવા માટે પીવામાં લેવો (સોડા બાઈ કારબોન પણ વાપરે છે.)



## પોરટ વાઇન—દરાખનો રસ

### આફતાબી દારૂ.

માંદા અને નબળા માણસને આપવાથી કઉવત આવે છે, ભુખ લગાડે છે ઝાડા તથા દસ્તાન થતાં હોય તેને ફાયદો આપે. સુકા ખાના સાથે પીએ તો ગુણ કરે. ચાવલ, લીલી તરકારી સાથ લેવાય તો છાતી ઉપર ખાટું પીત થાય.



## ફટકી. Alum.

ગ. આમન—ફટકીનું પાણી આમન ઉપર લગાડવાથી તે અંદર બેસી જાય છે.

ઘ. લેપ—ફટકીને ઈંડાની સફેદી સાથે મેળવવાથી, સીમેંટ થાય છે. જે ભાંગેલા હાડકા ઉપર લગાડવાથી મજબુતી આપે છે

બાફેલી ધાલણુને ફટકીના પાણીમાં બોળી ફરી પડવે તો ચીકાસ વધુ થાય છે. તેનું સીમેંત બહુ મજબુત રહે છે

ચ. આંખ—આંખમાં ફટકીના પાણીના ટીપાં નાખે છે તેથી ઝાખ નરમ પડે છે. અને ગરમી કપાય છે.

ક. લેપ ભાગેલા અથવા મોચકાયલા હાડકા માટે—કુટકી ૧, આંબા હળદ ૨, ઇડાની સફેદી ૩ તોલા મેળવીને તેનો લેપ લગાડવો

ખ કમળો—કમળા માટે ૦ા તોલો કુટકી, પાંચ તોલા પાણીમા મેળવી બબે દીવસને આંતરે પીવી. ઝાડો, ઉલટી થાય તેની અડચણ નથી. તેનાથી કમળો સારો થાય છે.

ગ મંજન—ફૂકારેલી કુટકી ૧ ભાગ, કાળા મરી ૧ ભાગ મેળવી બે વાર રોજ મંજન કરવાથી મોઢાંનો વાસ નરમ પડે છે

ઘ આંગળાના નખ ચામડીમાં પેસે (Ingrowing nail) તે ભાગને સેક કરી, પછી કુટકીનો ભુકો દાબવો. ઉપર રૂ મુકવુ. રોજ આ મુજબ કરવું. નખ પોચું પડે છે.

ચ. લાકડું બળે નહીં—કુટકીમા ભીજવેલુ લાકડુ અને લુગડુ ઇંગાર માં જલદી બળતું નથી.

છ. તાવ—કવીનાઇનને બદલે પાચ ગ્રેન કુટકી દર ત્રણ ત્રણ કલાકે આપવી. ઠંડી વાગીને ચોકસ વખતે આવતા તાવ માટે બે કલાક આગળથી આપવી, પછવાડે મીઠાનો જુલાબ જરૂર આપવો.

જ. ટાઢીઓ તાવ--ફુલવેલાં કુટકી પાચ ગ્રેન ચાર ચાર કલાકે આપવી.

ઝ સાંપનું ઝેર--મદારીઓ સાંપને કરડાવી, તરત કુટકીનુ પાણી પીએ છે તેથી ઝેર ચઢતું નથી

ટ. સાંપનુ ઝેર, વીછુનું ઝેર--કુટકી ૨૦ ગ્રેન, સ્પીરીટ એમોનીઆ આરોમેટીક બે આઉંસ (અથવા કુટકી પીગળે તેટલુ) એમાંથી વીસ ટીપા પાંચ તોલા પાણી સાથે દર ચાર કલાકે આ પવાથી ઝેર ઉતરે છે વીછુનો ડંખ તરત ઉતરવા માડે છે

ઠ. સસણી માટે—ફુલવેલી કુટકી ૧ વાલ મધ સાથે ખવાડવી.

ડ. આમળુ સફરામાંથી બહાર નીકળે તો કુટકીની ધુંઇ આપી આ મનને દાબવુ.

ઢ. લોહી— શરીરના કોઇબી ભાગમાંથી લોહી નીકળે તો ફુલવેલી કુટકી વાલ ૧ થી ૨ સાકેર અને દહી સાથે ખવાડવી

ણ. કમળો—લીંબુની ફાડમાં કુટકી તોલો ૦ા ફુલવીને મુકવી અને લીબુ ચુસવું.

ક. ટાકીની ભુકી—ફટકી ફુલાવેલી તોલા ૨, કાથો તથા પાપડીઓ ખાર તોલો ૦।, બોહારસીગ તોલો ૦।, સંગ જીરૂં તોલો ૦।, બધુ કપડછંદ કરી આયોદોફોરમની જગે વાપરવુ તેથી ટાકીની ચાદી રૂઝે.

ખ આખની રતાસ કાપે—ફટકી બે ઘઉભાર, એક આઉસ ચાખ્ખુ ટાંકાનુ (વરસાદનુ) પાણી મેળવી ૨ ટીપા આખમા મુકવા

ગ લોહી ગમે ત્યાંથી પડે તે માટે ફટકી ખવાડવામા ફાયદો થાય છે.

ઘ. માઉસના લોચાને કઠણ બનાવે—ફટકી અને દાડમની છાલ પાણી સાથ ઘસીને લેપ કરવાથી લબડી પડેલા શરીરના માઉસના લો ચાને કઠણ બનાવે છે

ચ સાપનુ ઝેર ઉતરે—ફટકી ૨૦ ચણોટીભાર, પાણી તોલા પાંચ નવસાગરના અરકના ટીપા ૨૦ સાથ મેળવી દર ચાર કલાકે ૩-૪ વાર પીવાથી ઝેર ઉતરે છે.

છ ઝેર સાપનુ, ઉંદરનું, વીચ્છુનું ઉતરે—ફુલવેલી ફટકી અરધા પઇસાભાર ૨ તોલા પાણીમા મેળવીને પાવી

જ. કાનનું ગળવું—ગળતા કાનને પાણીથી ધોઈ સાફ કરીને અંદર નીચે મુજબ દવાના ૧૦ ટીપા નાખવા—ફટકી ગ્રેન ૮, ગ્રીક સીસ ફસ ગ્રેન ૮, પાણી ૧ આઊંસ.

ઝ. દાત હીલ મજબુત થાય—તબાકુ ૪ તોલા, મરી ૧ તોલો, લવગ ૦॥ તોલો, ફુલવેલી ફટકી ૪ તોલા મેળવી દાંતનુ મંજન બનાવી વાપરવું.

ટ. મસા શરીર ઉપર થાય તે માટે—ફુલવેલી ફટકી દીવેલમાં મેળવી ને ચોપડવી.

ઠ. પાણી ચોખ્ખું થાય—૧ ગ્યાલન પીવાના પાણીમાં ૧ વાલ ફટકી મેળવે તો સઘળુ કચરૂં નીચે બેસે છે. અને પાણી ચોખ્ખું થાય છે

ડ. સાપનું ઝેહેર ઉતરે—૦। તોલો ફટકી નવટાંક પાણીમાં મેળવી દરદીને પાવી. ૦।, ૦।, કલાકે ત્રણવાર પાવી, ઓકારી થઇ ઝેહેર ઉતરશે.

(પારડી (SURAT) માં 'આકન બોકન' અથવા 'આખલું બો ખલું' નામનું ધાસ થાય છે તેને પાણીમાં છુંદી તેનો ૦। શેર રસ ૩ વાર પાવો. તો સાપનુ ઝેહેર ઊતરે.

૧. ખરજવાંનો ઉપાય—ફટકી, ૧ ભાગ, ગંધક ૨) ભાગ ટનકનખાર ૨) ભાગ ને મેળવી ભુકો કરવો.

તે ભુકાને ઘી સાથ મેળવી મલમ બનાવી લગાડવો. ખરજ્સાંને પાણી લગાડવું નહીં

૧. તાવ માટે—ફટકડી તો૦ ૨) કલમી સુરો (સુરોખાર) ૪) તોલા એને કુંવારપાઠાના રસમાં ખરળ કરી તેને કાદવના વાસણમાં મુકી મોઢ બધ કરી કપડમટી કરવી તેને છાણાનો તાપ આપવો તે અંદરની દવા ફુલી જશે તેમાંથી ૧) વાલ સુધી ખાવામાં આપવો

૧. મસા શરીર પરના ખરી પડે—ફટકીને દીવેલમાં મેળવીને શરીરની ઉપરના મસાને લગાડે તો મસા ખરી પડે

મચ્છર કરડે નહીં, ફટકીને પાણીમાં મેળવી તે પાણી ચામડી ઊપર લગાડી સુકાવે તો તે ભાગ ઉપર મચ્છર બેસી શકશે નહીં. આ મુજબ પેપરમીટનું તેલબી ઉપયોગી છે.

## ફરાસ પાપડો

૫. દરાઝ માટે ફરાસ પાપડો લીંબુના રસમાં ઘસીને લગાડવો.

## ફરંગો ધંતુરો

૭. વાળા માટે ફરંગી ધતુરાના કુમળાં પાંતરાનો રસ ૨ પઈસાભારમાં ગરમ ઘીના ટીપાં ૭ નાખીને પીવું.

## ફાકી

ક. કુતરાનુ ઝેર—ફાકી ચોખ્ખું તોલો ૦। થી ૦।। દરરોજ દીવસ ૩ સુધી ખાય તો કુતરાનું ઝેર લાગે નહી.



## ફુદનો Mint.

ફુદનો બસરાઇ-મેનઠા સતાઇવા
ફુદનો ગામઠી-મેનઠા ઇનડીકા.
ફુદનો પહાડી-મેનઠા વીરીડીસ-સ્પરમીન્ટ.
ફુદનો ગરમ છે એની ખુસબો સારી છે.

ખ. અડગરી માટે—ચાહમાં ફુદનો અને લીલી ચાહ નાખીને પીવી.

ગ પરસેવો લાવવા માટે—ઊપલી ચાહ ગરમ કરી પીવી. તાવ વાળા દરદીને પરસેવો છુટીને તાવ નરમ પડે છે,

ઘ. કાનમાં પરૂ તથા દુરગંધ હોય—કાનમાંથી પરૂ નીકળે અને કાન વાસ મારે તો ફુદનાના રસના ૧૦ ટીપા કાનમા નાખવાં

ચ. ખુજળી—કુવચ લાગી ખુજળી થાય તો ફુદનાનો રસ લગાડવો

છ ઊલટી બંધ થાય—કોલેરાની અથવા બીજી કોઇબી ઊલટી માટે ફુદનાનો રસ નવટાંક દીવસમાં ૩ વાર પીવો.

જ કુતરાના દંખ ઉપર ફુદનાને નીમક સાથે વાટીને લેપડી મુકવાથી ઝહેર લાગે નહી.



## બકરી. (પ્રાણી)

ઞ. માથાનો ખોરો—માથાની જીણી ફુલ્લી—બકરીની લીંડ વાટીને માથે ચોપડવી તેથી ફુલ્લી સારી થાય છે.

ટ. સોજો—સોજા માટે બકરીની લીંડ ગરમ કરી લેપ કરવો.

ઠ. ખદી—ખદીવાળા દરદીએ બકરીનું દુધ ચાલુ પીવું.

ડ. ખદી-ખદીવાલા દરદીએ બકરાંના મુતરનો ખાર ૨ આની ભાર

મધમા ચાટવાથી ખહીને ફાયદો થાય છે.

ક. ખહીવાળા દરદીએ બકરાના લોહીની મમી (મુંમાઇ) ૨ થી ૪ વાલ મધ સાથે સવાર સાંજ ખાવી.

(મમી બનાવવાની રીતઃ—કાળી ધોયલી મટોડીને સુકવીને બકરાંના લોહીના સાત પત દેવા)

ખ ખહીવાળા દરદીએ બકરીના દુધનો માવો તોલા ૫ સાકર સાથે રોજ ખાવો.

ગ. ખહી માટે બકરાની લીંડી તોલા ૨ પાણીમા લઈ ગાળીને મધ સાથે ખાવુ.

ઘ. ખહી માટે બકરાના વાલનો ધુમાડો રોજ બે વાર શ્વાસમાં લેવો

ચ ખહી માટે બકરાની મોઢાની લબ મધમાં ચાટવી

આ. બાળ પાછા આવે—બકરાંની લીંડીને છાયામાં સુકવી કોરી હાલ્લીમા મુકી તેમાં પાણી નાખવુ. જમીનમા ખાડો ખોદી તેમા બીજુ વાસણ મુકવુ. તે વાસણમા લીડીવાળુ વાસણ બરાબર કપડછાડ કરીને મુકવુ, છાણા મુકી સળગાવવું. વાસ નીકળે ત્યારે ચુવો થયલો જાણવો વાસણ કાઢી પેલા મલાઈ જેવા ચુવામા ટંકન ખાર તોલા ૨, બોડાસીંગ તોલા ૦॥, ઘી તોલા ૨ મેળવીને વાળની જગા ઉપર લગાડે તો વાળ ફરી ઉગે છે.

છ. વીર્ય વધે—બકરાના અંડકોષ (કપોળીઓ) ઘી, લીંડીપીપરસાથ ગરમ કરી દુધમા પકાવી ખાય તો હાલવા ચાલવાની શકતી ઘણી આવે.

છા. કોલેરા તથા અજીર્ણ—બકરીના પેટમાંથી કાકરી નીકળેછે જેને પેદર બઝાર કેહે છે. તેને કાંદાના રસમા ઘસી પીવામાં આવે તો ચમત્કારી અસર થાય છે.



## બકરાંની તલ્લી.

ઝ. મીઠી પીસાબ માટે—બકરાની તલ્લીને છરી વતી કાપ મુકી અંદર મીઠુ ભરી, ભુંજીને પંદર દીવસ ખાવામાં લે તો, મીઠી પીશાબ

વાળા દરદીને ઘણો ફાયદો થાય છે, આ ઇલાજ કેટલાક દરદી માટે સેહેલો, સસ્તો અને સગવડ ભરેલો છે

ક. મીઠી પીસાબવાળાં દરદીને બકરાંની તલ્લી ભુજીને ખવાડે તો ફાયદો થાએ

ખ. રતાધળાને બકરાની તલ્લી ભુજી તે ઉપર બકરાના પીટાનું પાણી જરા લગાડી ખવાડે તો ફાયદો થાએ.



## બકરાની લીંડા.

ગ સાપના ઝેહેર માટે—બકરીની લીડી બાળીને તેની રાખ કરી ખાવા મા આવે, અને બકરીની લીંડીનો લેપ કરવામા આવે તો ઝેર ઉતરે છે



## બદામ.

ઘ ચામડી નરમ અને સુંવાળી થાય—બદામનુ તેલ, ચામડી ઉપર મસળવાથી અળસીના તેલ અને ગ્લીસેરાઇનની માફક ચામડી સુવાળી થાએ છે.

ચ મગજ તરી, માથાનો વેગ જાય—બદામની મીંજ ૧॥ તોલો ખસખસ ०॥ તોલો, દુધ શેર ૧॥ માં નાખી ઉકાળે ०॥। શેર રહેને તેમા શાકર ૩ પઇસાભાર નાખી રોજ સુતી વેળા પીવુ જરપત થઇ શકે તો અંદર ઘી ૧ પઇસાભાર નાખવું.

છ. પથરી બહાર નીકળે—પથરી પીસાબની નળીમાં અટકે તો બદામના તેલની પીચકારી મારવાથી પથરી બહાર નીકળે છે.

જ. ચામડી પરનો કાળાસ મટે—ગાળ ઉપર કાળી છાયા પડે તે માટે બદામના મીચને અંદરવાચાના ફળમાં મુકી ચુહલા નીચે ૬ દીવસ રાખે પછી મીચ મધમાં અને સ્ત્રીના દુધમાં ઘસી ગાળ ઉપર લગાડે તો ચામડી પરનો કાળાસ મટે.

ક. બેહેરાપણું—બદામના તેલને સરકામાં પકાવીને કાનમા ટીપાં નાખે તો બહેરાપણું જતુ રહે છે

ખ ખાંસી ગુંચની-(ડાબા અથવા પાંજર લાગવુ) બદામનું તેલ ૦। તોલો તેમા એનીસીદ તેલના ૧૦ ટીપાં મેળવી ૬ ભાગ કરવા. ૧ ભાગ સહવાર સાંજ ચાટવો.

ગ જુ માથે થવા દે નહી—જેને વારંવાર માથે જું થતી હોય તેને નીચે મુજબ ગળે બાંધી રાખવુ:—

બદામને કારી અંદરથી મીચ કાઢી તેમા પારો ભરી પાછુ બંધ કરી સીલ કરવું. તે બદામ ગળામાં લટકાવી રાખવાથી તેની સોડમથી જુ થતી નથી

બદામની મીચ કાઢવાનો સહેલો ઉપાય—બદામને ઝીણું કાણું પાડી ખુલ્લી રહેવા દેવી, કીડીઓ અંદર ભરાઇ બદામનો બધો મગજ કાઢી લઇ જશે.

ઘ. પીત્ત છાટી પરતું, ફેર, ઘુમરી સારી થાએ—સુકી બદામના બીજ ૧) તોલો સાકર ૦।। તોલો સાથે વાટીને રોજ સહવારમા મળ સકે ખાવે.

ચ. વીર્ય વધે—સહવારે રોજ બદામ ખાવી.



## બરફ.

૭ તાવ—ભેજાની તાવવાળા દરદીને અથવા જે તાવમાં સનેપાત થયો હોય અથવા થવાનો સંભવ હોય તે વેળા તેના માથા ઉપર રોજનું એક મણુથી વધારે બરફ વાપરવુ પડે છે, અને અંગ્રેજી વઇદાંને તેની ખાસ જરૂર જણાય છે. નબળાં બાંધાવાળા અને જરા શરદી ન ખમી શકે એવાં શરીરવાળા દરદીને આટલા બધા બરફથી શરીરના બીજા અવયોમાં નુકસાન લાગવાનો સંભવ રહે છે. તેવા દરદીઓને આખે શરીરે સરદી વ્યાપક થઇ જાય છે. દેશી વઇદુ બરફ જાણતું ન હતું તે વેળાના થતા પ્રયોગો નીચે મુજબ હતા—

ક. બરફને ઠેકાણે તરબુજ પીવામાં તેમજ લગાડવામાં કામ આવતું હતું. માથે તાવ ન ચઢવા દેવા માટે કાળી મટોડીને પાણીમાં ભીજવી તેને લુગડાં ઉપર મુકી તે લુગડું માથા ઉપર મુકવામાં આવતું તેનાથી ભેજાંને ઠંડક રહે, પણ આ ઠંડક આખા શરીરે પસરતી નથી.

ખ ઠડક માટે બીજો ઇલાજ—જુના મકાનની દીવાલનું છારૂં બારીક ભુકો કરી કાળી મટોડીની માફકજ વપરાતું હતુ કાળી મટોડીના જેવોજ તેમાં ગુણ છે.



## બરાસ કપુર.

ગ. હરસના મસા માટે–બરાસ કપુર, કરેણની જડ, રતાંજરી. ઘસીને ચોપડે તો મસા સુકાઇ જાય છે.



## બરોળ—તલ્લી.

ઘ બરોળ—સુકાં અંજીર શેર ૧, સરકો શેર ૦ાા મેળવી તેમાથી દરરોજ સવારે ૪ અજીર ખાવાં. સરકો ખાવામાં લેવો, આથી બરોળ સારી થાય છે.

ચ. સરકામા ભીજવેલા અંજીરનો લેપ બરોળપર બાંધે અને ચંદ્રરસ માસો ૧ સરકા સાથે ચટાડે તો બરોલ સારી થાય.

છ. બરોલ માટે નીચલા ઉપાયો છે—બલીસ્ટર મુકીને, દોરાનું પોત મુકીને, ગોબીનુ પોટ મુકીને, દાહમ મુકીને. ચાર મહીના સુધી આ દરદના ભાગને ઝરવા દેવુ. ઊપાય ઘણા સારા છે. વહાડ કાપ કરવાની જરૂર પડે નહીં.

જ ચેવલી પાન સાથે ફુલવેલો ટંકન ખાર ખવાડે તો બરોળ સારી થાય છે.

ઝ. બરોળ ડાબી બાજુના પાંસળાં નીચે હોય છે, તે માટે કનેરની જડની છાલ વાલ બે રોજ સરબત સાથે પીવી અને સરકા સાથે વાટી બરોળપર ચોપડવી. આ જડ ઝહેરી છે. (હકીમ

નીલાનુસ કહે છે જે એના જેવો બીજો કોઇ ઉપાય નથી.)

ક જવના ઝાડના લાકડાના પ્યાલામા જમવુ અને પાણી પીવું તે બરોળને ફાયદો કરે છે.

ખ. બરોળની (Spleen) ગોળી- જવખાર, ખડીઓખાર, નવસાર, એ બીઓ. રેવનચીનો સીરો, હીરાકસી સભાગે કુવારના પાઠના રસમાં ૪ પહોર (૧૨ કલાક) મસળીને ચણા જેટલી ગોળી કરવી તેમાની ગોળી ૨ રોજ વરીયાળીના પાણીમા ગળવી.

આ વમાણ્ણા વધુ વખત મસળાય તો ગુણ વધે છે.

ગ મરજાદના મુળ—છાયામા સુકવી બરક કરી ભાગોભાર ખાડ મેળવા ૧ તોલો સહવારે પાણી સાથ મેળવે દીન સાત પીવાથી બરોળ મટે છે



બળબીજ.

ઘ પરમો રગતીઓ, પરમો લોહીવાળો—પરમા માટે બળબીજના પાતરાનો રસ શેર ૦। પીવો પાતરા ન મળે તો બળબીજ, એખરો ખાડ સભાગે મેળવી ૦॥ તોલો દીનમા ૩વાર ફાકે તો પરમો સારે થાય છે



બાવચી.

ચ. સફેદ કોઢ માટે—બાવચી, આમલીના ચીચોડા છાલેલા સંભાગે લઈ લેપ કરવો.

છ. હાથ પગનુ ઠંડીમા ફાટવુ—બાવચી, માયાં, ધોડાવજ, કાલા તલ હળદર, મોથ, શેરી લુબાન સભાગે ચુરણ બનાવી ઘીમાં મેળવા લગાડવુ (ઉપાય ખાસ છે.)

જ. કોઢ સફેદ—બાવચી તોલો ૦।, કરીઆતું, વરીઆળી દરેક તોલો ૦॥, એલચી નંગ ૨૦, પાણી શેર ૪ ઉકાળી શેર દોઢ રાખી તેમાંથી તોલા ૫ દીવસમાં ૩ વાર લેવુ.

ઝ. કોઢનો લેપ—બાવચી, હળધ, ગંધક, લીલીઅકાન પાણી સાથ મેળવી લેપ કરવો

ક. કોઢ—બાવચીને દુધમા અથવા ગુલાબજળમા વાટીને સફેદ ચામડી ઉપર લેપ મુકયા કરવો ચામડી રતાસ પકડશે, ઉપર ફુલ્લી થાય તો દડો મલમ લગાડવો.

ખ. કોઢ --ઘણા વખતનો હોય તો બાવચી ખાવામા લેવી.

ગ. બાવચી અને કાળા તલ સભાગે મેળવી એમાથી બે આની ભાર વજન સાકેર સાથ ઘણા દીવસ ખાવુ એની ગરમી ભીલામાના જેવી છે ભીલામાની બાબદમા જેમ થાય છે તેમ ખાનારને વળા વળી ઉપડી આવે છે તે વેળા કાળા તલ, અથવા કોપરાને છુદીને વળવળ થતી જગા ઉપર લેપ કરવો જો પેટમા ગરમી જણાય તો તલ અથવા કોપરૂ ખાવામા લેવું અને ગરમી નરમ કરવી

ઘ. કોઢ માટે બાવચીનું તેલ ખાવામા ૧૦થી ૧૫ ટીપા લેવાં.

ચ. બાવચીનુ તેલ બનાવવાની રીત-૧ ભાગ બાવચી તેમાં ૨-૩ ભાગ પાણી નાખી છુદવી, અને ભારોભાર બાવચીનો બરાબર તેલ લઇ ઉકાળી પાણી બાળી નાખવુ.

બાવચી ગરમ છે બલીસ્ટર ઉઠાડવાનો ગુણ કેનઠારદાસના જેવો છે તે આંખ લાગવી ન જોઇએ.

છ બાલ વધે—બાવનીનુ તેલ માથે લગાડે તો બાલ વધે છે, કેનઠાર દીસનો ગુણ ધરાવે છે

જ. કોઢ—બાવચી, કુવાડીઆના બીજ, અજમો. કમળકાકડી સભાગે મેળવી ૦ાા તેલો મધ સાથે ખાવી.

ઞ કોઢ માટે બાવચી, ગેરૂ, ગધક સંભાગે મેળવી અરાઠા જેવી ગાળી કરી રોજ ખાવી.

ટ કોઢ માટે—બાવચી, કુમારીઆના બી, ગેરૂ સંભાગે મેળવી આદુના રસ સાથે મેળવીને લેપ કરવો.

ઠ લોહી સુધારવા માટે—બાવચી, ગંધક, આંબા હળધ અને વરીઆળી દરેક ૧ તોલો પાણીમાં ભીંજવી રાખી, ગાળીને પીવામાં લેવુ એનો ઉકાળો કરી પીએ તોપણ ચાલશે અને તે વધુ ફાયદો કરશે

ક. સફેદ કોઢ માટે બાવચી દુધ સાથે મેળવી લગાડે છે.

એસેન્સ બાવચી --બાવચીને ઇથર સાથે મેળવીને અરક ગાળી લેવો અથવા નીતારી લેશે તો પણ ચાલશે કારણ કે કાગળમાંથી ગાળતાં ઘણો ભાગ ઉડી જાય છે. એ જલદી સળગી ઉઠે એવો પદારથ છે. આ અરક બત્તી બળતી હોય તે નજદીક ઉભા રહી ચોપડવો નહી, સળગી ઉઠવાનો સંભવ છે

દવામા લેપ તરીકે વાપરતાં બાવચીને ગાયના મુત્રમાં ૨૧ દીવસ ભીંજવી રાખી છોળતાં કહાડી છાયામા સુકવીને વાપરવી

ખ. સુવાવડી બાયડી માટે પરી—વાયુ શરીરે થયો હોય તે માટે - બાવચી, રાસના, ગોખરૂં, તાલવંતી પીઠવની, અસંધ, એરદનુળ, કઉચા, ગળો, સતાવરી, કાંટાસળીઓ મોઠ, હરડેનુ દળ, દેવદાર. દારૂહળદર દરેક ૦॥ તોલો લઈ એની પરી ૩ કરવી ૧ પરી સાથ ૩ શેર પાણી નાખીને ઉકાળવી અને ૦। શેર રહેને પીવાડવી.

ગ. સફેદ કોઢ માટે—બાવચી, માલવંતી. તેલ કાચનીનુ એ સરવે દહીમાં નાખી કોઢ ઉપર મુકવુ કઉચા સુધ્ધ કરેલા લેના.

ઘ. ખસ, ખરજવું, વીસફુટક માટે - તલનું તેલ ૧૦) તોલા લઈ તેમા ૪) ભીલામા નાખી ઉકાળવુ ભીલામું બળી રહેને નીચલુ ચુરણ નાખવુ બાવચી, ગંધક, હરતાળ મનસિલ દરેક એકેક તોલો લઇ તે તેલમા નાખવું અને પછી તે તેલ ઠંડા પાણીમાં નાખવું કે જેથી તેલ પાણી ઉપર તરી આવશે. તે વાપરવુ. તે શરીરે ચોપડી તડકે બેસવુ. શરીર તપી જાય ત્યારે બંસનું છાણુ ચોપડી ઠંડા પાણીથી નાહવુ. અને દહી ચોખા ખાવા ૧) વાર લગાડવાથી શરીરની ફીર મટી જાય છે



બાવળ.

ચ. કીડ નરમ પડે--બાવળની પાલી છુંદી કીડ ઉપર લગાડવી તેથી કીડ નરમ પડે છે.

છ. પાઠું--બાવળની પાલી છુંદી તેનો લેપ પાઠાં ઉપર મુકે તો, પાઠાંની અગન નરમ પડે છે અને પાકવે છે.

ક. વીંચ્છુનો ડખ—બાવળની પાલી મોઢામાં ચાવી ડખ ઊપર ફુક મારે તો દુખાવો નરમ પડે છે

ખ. કીડ માટે—બાવળની છાલનું પાણી ઊકાળવુ (૧ ભાગ છાલ ને ૭ ભાગ પાણી) તે મસળવાથી કીડ નરમ પડે છે

ગ. પાકુ—બાવળની કુમળી પાંદડી અને બોરડીના પાદડા છુંદી લેપ કરી બાધે તો પાકુ અને ગુમડાં પાકે છે

ઘ. ફીફરૂં—બાવળના ફુલને ઘીમાં તળી તેની ખાખ કરી ૦૧ તોલો ખાખ ગોળ સાથે સાત દીવસ ખવાડે તો ફીફરૂં મટે છે.

ચ. મોંઢાનો સ્વાદ બગડેલો હોય તો બાવળની પાલી ચાવવી.

બાવળનો ગુંદર—સ્ત્રીઓને ખવાડવાથી કમરે જોર આવે છે દસ્તાનની બીમારી સુધરે છે

છ. લોખંડની ભસ્મ—બાવળનાં પાંદડાંને છુંદી તેમા કાનસનો ભુકો મેળવી ૧૪ દીવસ સુધી સુરજના તડકામાં રાખવાથી લોહ ભસ્મ થાય છે તડકે મુકવા કરતાં ભઠીમાં બાળી હોય તો વધારે સારી અને જલદી થાય છે

બાવળની છાલ કપડાં અને ચામડા રંગવામાં બહુ વપરાય છે. વીલાયતમા એને બદલે એક ઝાડની છાલ વપરાય છે.

જ. મસા—હરસના મસા મટે બાવળના ઝાડની સુકી પાલી અને થોડી ઊંદરની લીંડીની ધુઇ આપે. મુઠીભર પાલી એક વખતમા લીએ અને દીવસમા ૩ વાર ધુઈ લે તો હરસ સુકાઇ જાય છે

ઝ. આગરનું તેલ—બાવળની છાલ અથવા પાતરા, અથવા સીંગ ૨ તોલા કવચના બીજ ૧ તોલો અરેઠી ૧ તોલો, આંબા હળદર ૨ તોલા, પાણી શેર ૧, તેલ શેર ૦૧ એનું તેલ બનાવવુ અને તે તેલ લગાડવું.

ટ. કોઢ—કોઢ માટે બાવળની છાલ તોલા ૪ પાણીમાં આખી રાત ભીજવી સવારે ઘણા દીવસ સુધી પીવી.

ઠ. આગરૂ મોઢાંને—બાવળની છાલના ઊકાળાના કોગળા કરવા

ડ. હરસ ઊપર બાવળની કુમળી પાતરીનો લેપ મુકવો.

લોહી ઝાડામાં જાય ત્યારે બાવળની અથવા બોરડોની અંતરછાળ ૦॥ તોલો વાટી દહીં સાકર સાથે બબે પહોરે ખાવી.

ખાંસી માટે—બાવળની કુપળઅને સાકરને વાટી પાણી નાખી રસ કહાડી સવાર સાંજ પીવામાં લેવું.

મરડો, ઝાડો—એને માટે બાવળની કુપળને પાણી સાથ છુંદીને તેનો રસ પીવાડવામાં આપે છે અથવા પાદડાના ઊકાળાની પીચકારી સફરામાં મારે છે.

જુનો પરમો, સ્ત્રીના છુપાં દરદો—બાવળના પાતરાંના ઊકાળાની પીચકારી મારવાથી જુનો પરમો તથા સ્ત્રીના છુપાં દરદોને ફાયદો થાય છે

કોહના ચાંદા ઉપર બાવળના પાતરાના પોટલીસ મુકવાથી રસી નીકળતી બંધ પડે છે અને રૂઝ આવે છે

મોઢાની ગરમી માટે બાવળની છાલના ઊકાળાના કોગળા કરવામાં આવે છે

ટાંકાની અસર મોંઢામા થઇ હોય તો તેના કોગળા કરવાથી નરમ પડે છે

ઝાડા છુટવા, મીઠી પીસાબ—ઝાડા છુટે તથા મીઠી પીસાબ હોય તે માટે પાચ તોલા બાવળની છાલનો ઉકાળો દીવસમાં ૩ વાર પીવો

બાવળની છાલ ૪ તોલા, પાણી શેર ૧ા એને ઊકાળીને ગાળી નાખવું એટલે ઉકાળો બને છે.

આંખની ગરમી—બાવળની છાલને દુધમા ઘસી, કપડા વતી ગાળી તેના ટીપાં આંખમાં નાખવાથી ગરમી નીકળી જાય છે

દાંતનું મંજન—બાવળની છાલ અને બદામના કોચલાના કોલસાને મીઠાં સાથ મેળવી દાતનું મંજન બનાવે છે.

ઝાડા, મરડો, મીઠી પીસાબ—એ માટે બાવળના ગુંદરનું પાણી પીવામાં લેવાય છે. અથવા બાવળના ગુંદરના પાણીનું સરબત બનાવીને પીવાય છે.

ઝાડા વાટે લોહી—ગુંદરનું પાણી પીવામાં આપ્યાથી ઝાડા વાટે પડતું લોહી અટકે છે.

કમળો—કમળા માટે સંખેશરાની તથા બાવળની પાલીનો રસ શેર ૦। સાકેર ૨ તોલા સાથ ૭ દીવસ પીવામાં આપે તો કમળો જાય.

ક ખાંસી માટે—બાવળની કુમળી પાળી છુંદીને તેનો રસ ખાંડ સાથ મેળવી સહવાર સાંજ પાવો.

ખ. મરડો અને ઝાડા માટે બાવળની પાલીનો રસ અથવા છાલની ચાહ પીવામા આવે છે. બાવળની છાલનો ઉકાળો પીચકારી તરીકે વાપરવાથી પરમો વગેરે બીજી બીમારીમે ફાયદો કરે છે.

ગ. પરસેવો હાથ પગમાં ઘણો નીકળે—બાવળની સુકી પાલીનો ભુકો મસળવામાં આવે તો પરસેવો બંધ થાય છે.

ઘ. આધાસીસી માટે—બાવળના ઝાડ ઊપર કાંટાના કવરવાળી ડોશી બંધા ય છે તેમાનો કીડો તુલસીનાં પાતરાં સાથ વાટી રસ નાકમાં મુકવો.

ચ. કમળો—બાવળના ફુલને બારીક કરી તેની ગોળી મધ સાથે વાળી તે ગોળી તેલમાં ઘસી આંખમાં ચાર દીવસ સુધી આંજવી.

છ વીચ્છુનો દંખ ઊતરે—બાવળની પાલી ચાવીને દરદીને, જે બાજુ દંખ હોય તેની સામી બાજુના કાનમાં જોરથી ફુક મારવી

જ. ઝાડાનું દરદ મટે, મરડો મટે—કુમળાં બાવળના પાતરાનો, રસ ૪) તોલા ત્રણ દીવસ સુધી દહાડામા ૩ વાર પીવો.

ઝ. કુતરાનુ ઝેહેર—બાવલની કુમળી પાતરી પથ્થર પર છુંદીને તેનો રસ કહાડે. ०॥ તોલાથી ૨॥ તોલા સુધી રસ, દરદીને પાવો. ૩) દીન સુધી ભુખે પેટે સહવાર સાંજ પાવો. ૧) કલાક સુધી ખાવાનુ આપવું નહીં. ખોરાકમાં રાંધેલા ચોખા અને ચોખાની રોટી, દુધ અને છાસ આપવી. ગીહું અને દારૂ નુકસાન વધારે કરે છે. ૩) દીવસ પછી "જખમ રૂઝશે." બાવલની કુમળી પાંતરી દરેક જાતના ઝેહેર ચુસવામાં ઊપયોગી છે.

ટ. વીચ્છુનો દંખ ઊતરે—બાવળીનાં પેરદાના બી વાટીને દંખ ઊપર મુકવા.

ઠ ગેસની હીંગળા જેવી લાલ થાય—બાવટીનો ભુકો ૨ સાથ મેળવી દીવેટ બનાવી તેલમાં જલાવે તો લાલ ગેસની "થાય" છે.

ડ. ધીફરૂ બાવલના આહાડના ફુલને ઘીમાં તળી તેનો ભુકો કરી ગોળી બનાવી મધમાં અથવા ગોળમાં ગોળી ગળી ચોટલી બનાવી ૭) દીન ખાવી

વીંચ્છુનો દંખ ઉતરે—બાવલના લાકડાની રાખ દંખ ઉપર દાબે તો દંખ ઉતરે છે.

ક હરસના મસા મટે—હરસ ૩] જાતના છે. ગરમીના કે લોહી વીકારના હોય તો તે ફાટે ત્યારે લોહી પડે છે.

રસવીકારના મસામાંથી આમ અને પઃ પડે છે.

વા વીકારના મસા સુકા હોએ ત્યારે ફક્ત દરદ થયા કરે છે. લોહી આગ માણસના મસાનુ લોહી બધ કરવામાં નુકસાન છે.

ખ બાવળની સુકી પાલી અને ઊંટની લીંડીની ભુકીને દેવતા ઉપર મુકી તેની ઉપર કાદવનુ જાડું કડુ ઊંધુ મુકવું. ૨) આગળા જાએ એટલું કાનું કુંડને વચમાથો કરવું આ કોતરેલા ભાગ ઊપર સફરો મુકીને હરસ ઊપર ધુમ્ર લગાડવી એ મુજબ દીનમા ત્રણ્ વાર ૭) દીવસ સુધી ધુંધ આપવી

ગ. રકતાતિસાર, લોહી સાથના ઝાડા-બાવળના કુમળા પાનનો રસ ૧) તો૦ મધ ૧] તોલો દુધ તોલા ૫) ઘી ૧) થી ૫) તોલા મેળવીને પાંવાથી બધ થાએ છે



## દીવાના બાબુલ (રામબાવળીઓ.)

ઘ. કુતરાના ઝેહેર માટે—દખને ગરમ પાણીથી સાફ કરવું બાબુલનો પાણી વગરનો રસ ૨ થી ૩) તોલા સહવારે અને સાંજે ભુખે પેટ આપવો ૧) દીન સુધી કાંઈ ખોરાક આપવો નહી ૩) દીવસ ઇલાજ ચાલુ રાખવો.



## બાલ.

બાલ માથે રાખવાથી ચતુરાઈ વધે છે.

બાલ ન ઊગે (જુઓ ઓડાસીંગ)

બાલ પાછા આવે (જુઓ બકરી)

બાલ કાળા થાય (જુઓ સાંપ).

બાલ વધે—કેસ વરધક ચુરણ (જુઓ સુખડ.)

ક. બાલ કાળા થાય—નગોડનો ચુવો શેર ૧, મધ શેર ૧, ઘી શેર ૧ લોઢાના વાસણમા મેળવી ઉપર લોઢાનુ ઢાંકણુ ઢાંકી ૪૦ દીવસ અનાજની કોઠીમાં રાખી તેમાથી ૧ આગળી દીન ૩ ચાટે તો બાલ કાળા થાય

ખ. બાલ ન હોય ત્યાં આવે, બાલ વધે—તદુકમાઇતું, લવંગ, ચીની કપુર દરેક તોલો ૦। તેને તેલ શેર ૦। માં મેળવીને જાડુ કરી ચામડી ઉપર લગાડવુ.

ગ. હરસના મસા માટે—ચેટના બાળની ધુઇ આપેથી હરસના મસા મરેછે.



## બાળક.

ઘ. ઉંઘમાં બચ્ચુ રડે તો જાયફળ પાણીમાં ઘસી કપાળે લગાડે તો શાંતીથી ઉંઘે છે

ચ. બચ્ચુ ઉંઘમા મુતરે—આકરાના ફુલ સુકાં શેર ૦।, કાલા તલ શેર ૦। ને ગોળ સાથે મેળવી તેની ૧ વાલની ગોળી કરવી,, તેમાની ૧ ગોળી પાણી સાથ ઘસી સહવારે પાવી.

છ. બાળક બીહીને ઉઠે—કાકડાસીગ, પીપળી મુળ, અતીવીખ. એકેક તોલો મેળવીને તેમાથી ૧ વાલ ભુકો મધમાં મેળવી ચટાડવું.



## બાળગાતુખમ.

જ. ખીલ—બાળગાતુખમનો બારીક ભુકો, ઇંડાની સફેદી સાથે મેળવી ખીલ ઉપર લગાડવો. ખીલ ફોડવા જોઇએ નહીં. ખીલ ફોડવાથી તેની રસી બીજીગમ લાગે છે અને નવા વધે છે.



## બાળાગોળી.

ઝ. અજમો ૧, હરડે, ૧. ખારક ૧, જાયફળ ૧, મોરચસ ૧, અફીણ ૦॥, કેસર ૧, મધ ૨ ભાગ, આ પ્રમાણમાં મેળવીને તેની

ગોળી ૦ાા ગ્રેનની બનાવવી. બચ્ચાને ૧ આપવી. આ ગોળી સરકારી પરવાના વગર વેચી શકાય નહી.

ક. બાળકોને ઉલટી, ઝાહડો અટકે.— ઉપાય—જાવનત્રી, મધ, લવંગ દરેક ૨ તોલા અજમો, કેસર, ખારેક, જાયફળ, મોચરસ, હરડે દરેક ૧ તોલો અફીણ તોલો ૦ાા, બાજરીના દાણા જેવડી ગોળી કરવી. સહવાર સાંજ એકેકી આપવી.

## બીજોરૂં.

ખ દરેક જાનવરના ઝેર માટે ઉપાય—બીજોરાનાં બી તોલો ૦ાા ફાકવા યા ખાખરાં કરી પાણી સાથે પીવાં બીજોરૂં તોલો ૦ાા કાહવો કરી પીવું.

ગ. ગર્ભસ્થાન સુધરે—બીજોરાનું મુળ ૦ાા તોલો દુધમા ઉકાળી તેમા ઘી નાખી રજસ્વલાના દીવસ ૩ પીવુ.

ઘ. દરેક જાતના ઝેહેર—માટે બીજોરાના બી ૦ાા તોલો પાણીમા ખુબ ઉકાળી ગાળીને પીવાડવુ.

## બીર=બાએર

ચ. બીર એ જવમાંથી બને છે, જેમ હીંદુસ્તાનમા જુવારમાથી બોજો બને છે તેમ એ જવનો બોજો છે

## બીલાં.

છ. બાળકને અતેસાર—બીલ્લાનો ગર, ધાવડી, વાળો, લોદર, પીપળ, સભાગે મેળવીને ભુકો કરી ભેળવી બે વાલ દીવસના ૩ વાર ખવાડવું.

જ. સંગ્રહણી માટે બીલાનો ગર, સુંઠ દરેક ૦ા તોલો. ગોળમાં મેળવીને દીનમાં ૩ વાર ખવાડવું

## બુરા ખાંડ.

. હળધીઆ સનેપાતનો ઉપાય—બુરા ખાંડ તોલો ૧, સુરોખાર તોલો ૧ એનાં પડીકાં ૩ કરીને ૧ દીવસમાં ૩ વાર ખાવાં આથી ઝાડા છુટશે અને રોગ મટશે.



## બેહેડા.

૫. આખની ગરમી અને ઝાંખ મટે—બેહેડાને મધ સાથે ઘસીને દીનમાં ૩ વાર આંખે આંજવું.



## બોડાસીંગ

બગલ વાસ મારતી હોય તો બોડાસીગ પાણીમાં ઘસી લગાડે તો વાસ બંધ થાય.

.. બાલ ન ઉગે—ગધેડાના લીંડા શેર ૨૦ ( છાયામાં સુકવેલાં ( કોરી હાલ્લીમાં ઘાલી માણી નાખી કપડછંદ કરવું. વરાળ નીકળે નહીં તેમ કરવુ. જમીનમાં એક બીજું વાસણ દાટી તેમાં લીડા વાળું વાસણ મુકવું. છાણા ઉપર મુકી સળગાવવાં લીંડાનો વાસ નીકળે ત્યારે વાસણ ઉચકી લેવું. વાસણમાં ધુવો મલાઇ જેવો થાય તે જુદો પાડી લેવો. પછી ટંકણખાર તોલો ૧॥, ઘી તોલો ૧॥, બોડાસીંગ તોલો ૧॥ મેળવીને એ મેળવણી ધુવા સાથે એકઠી કરી બાલને લગાડવાથી બાલ ઉગતા નથી. (બાલ ફરી આવે બકરીની લીડ લઇને જો આ ઇલાજ કીધો હોય તો બાળ વધે. અને ખરતા અટકે.)



. વીસફુટક—બોદાસીંગ બાળેલી ૦॥ પઇસાભાર, જુની કામરી (વાંસ) ને બાળીને કરેલી સર્વ આ પઈસાભાર, એલચી દાણા ૮ પઈસાભાર, બરાસ કપુર માસો ૧ કપડછંદ કરી ચાંદામાં દાબે તો રૂઝ આવે છે.

ક. ટાંકી ઉપર દાબવા માટે—મોદાસીગ તોલો ૦ાા સફેતા તોલો ૧ા મેળવીને લગાડવું

ખ વાદના કરડે તેનું ઝેર—મોદારસીંગ (મુરદાસંખ) પાણીમા ઘસીને ઘાપર લગાડે તો સારૂ થાય છે



## બોરડી

અ લોહીના ઝાડા અટકે—બોરડીની લાખ તોલો ૦। થી ૦ાા મધમાં ચાટે તો રકતશ્રાવ અટકે બોરડીની અંતર છાળ તોલો ૦ા અથવા ૦ાા વાટી દહી તથા સાકર સાથે ખાય તો લોહી બંધ થાય

ચ. હાથ પગની ઝરી ફુટે તો બોરડીના પાતરા વાટીને ચોળવા

ચ. દાઝેલા ઉપર—બોરડીનુ કુંપળ વાટીને ચોપડવાથી અગન નરમ પડે છે

છ. ખીલ—ખીલ માટે ચીની બોરની રાખ પાણી સાથે ચોપડવી,

જ. બાલ વધે અને બાલ કાળા થાય—બોરડી અને લીમડાના પાતરા વાટીને બાલમા લગાડી ૪ ઘડી પછી નાહવું. તથા બોરડીના પાતરાને સરસના ખી સાથે વાટીને માથામા ઘસી ગરમ પાણીએ નાહાય તો બાલ વધે છે

ઝ. સફેદ કોહોડ માટે ખાવાની દવા—બોરડીની અંતર છાળ ૦। શેર એખરાની જડ ૦। શેર, એના ૪૨ પડીકા કરી રોજ બે ખાવાં દરદીએ બ્રહ્મચર્ય પાળવુ.

ટ. વીચ્છુના દંખ માટે—બોરડીના પાતરાનો રસ કાઢી કાનમાં નાખવો શરીરની જમણી બાજુ પર દંખ હોએ તો ડાબા કાનમાં રસના ટીપા મુકવાં.

અથવા (લાલ કસારી છુંદીને દંખ ઉપર મુકવી)



## બોરોસાઇટ્રેટ.

પથરી માટે—પોટાસ બોરોટારટરેટ વપરાય છે.

ક પથરી માટે—બોરોસાઇટ્રેટ ઓફ મેગનીસીઆ વપરાય છે તેની બનાવત નીચે મુજબ છે—મેગનેસ કારબોનસ ૧૫ ગ્રેઇન, એસીડ સાઇટ્રીક ૦॥ આઉંસ, સોડા બોરેક્સ ૦॥ આઉન્સ, ગરમ પાણી અર્ધો ગેલન લેવું બધાને ગોળી આ (?) રૂપે બાટલીને બુચ્ચો બનાવવો પ્રમાણ ૧૦ થી ૧૫ ગ્રેન પાણી સાથે દીવસમા ત્રણ વાર પીવું. અથવા મેગનીસકારબોનટ ૧ ડ્રામ, એસીડસાઇટ્રીક ૨ ડ્રામ, બોરેક્સ ૦ ડ્રામ અને પાણી ૮ આઉંસ એ બધાને મેળવીને તેમાંથી ૨ ડ્રામ દવા ૩ તોલા પાણી સાથે મેળવી ત્રણવાર પીવાથી પીસાબની પથરી મટે છે

## બ્રાંડી—દારૂ.

ખ ગરમી ઘણી આવે—જો બ્રાંડી દારૂ સાથે આસીદ ન્યુરેટીક ડાઇલુટના ટીપાં ૫, પીવામા આવે તો શરીરે ગરમી ઘણી આવે છે.

## બ્રહ્મીને પાલો.

ગ. બ્રહ્મીના પાલાનુ ઘી બનાવવાની રીત—૫ તોલા પાતરાંનો રસ. ૧ શેર ઘીમાં ઉકાળો તે ઘી રોજ ખાય તો મગજની બીમારી ટળી જાય અને મગજની ભમરી મટે, તથા મગજ બગડેલું સુધરે છે.

ઘ સ્ત્રીના પેટમાં મુએલું છોકરૂ હોય તે નીકળે—બ્રહ્મીનો પાલો સીંધવ સાથે ખવાડે તો છોકરૂ નીકળે

ચ દીવાનાપણું, ઉન્માદ, ચિતભ્રમ, ઘેલછા—આ નુકસામા લખાયલી દરેક ચીજો એકલી વાપરવાથીબી ગુણ જણાય છે, પણ નીચે મુજબ નુકસો બહુ દરદીઓને ઘણો જલદી માફક આવેલો કહેવામાં આવે છે બ્રાહ્મી, ગ્રોડાવજ, સિંધવ, સંખાવલી, છીણી (બેચણા) માલ કાકણી, ઇંદ્રવારણી, લીંડી પીપર દરેક ત્રણ ત્રણ જવભાર, સુનાનો વરખ બે જવ ભાર, વછનાગ, તલ ૧) જવભાર આનું ચુરણ ૧૦) વરસના જુના ઘી ૧) તોલા સાથ ચાટાડવું.

તે પ્રાચન થયા પછી, સાઠીચોખા, મધ, ઘી ખાવું. આથી ભયંકર અને જુનુ દરદ જડ મુળથી જાય છે.

ઘી અને મધ સરખા વજને કોઈ દીનબી ખાવું નહી તે સંભાગે ખાવાથી ઝેર બને છે એવુ કહેવાય છે. આ બાબદ દસી કાઢવી નહીં કારણ ઘણા વૈદોએ કહેલુ છે.



## ભાંગ.

ક. ઉંઘ ન આવે તેનો ઇલાજ—ભાગ ૧ તોલો લેવી તેના બીઆં કાડી નાંખવાં અને સાત પાણીએ ધોઈ સુકવીને ભુકો કરવો. ૨ થી ૫ વરસના છોકરાંને ૨ ગ્રેન, ૬ થી ૧૦ વરસના છોકરાંને ૪ ગ્રેન, ૧૦ થી ૧૫ વરસના છોકરાંને ૬ ગ્રેન, ૧૫ થી ૫૦ વરસ લગીનાને ૮ ગ્રેન આપવી. આ ઇલાજથી ઉંઘ આવશે ને તબીયત સારી રહેશે.

ભાંગની કેફ ઉતરે—દહી અને સાકર ખાય યા મલાઇ અને સાકર ખાય. યા ચાહ ગરમ ગરમ પીવાથી કેફ તરત ઉતરે છે. ગોળી મોટી થાય તો નવટાંક ભાંગને ૨ શેર પાણીમાં ઉકાળી તે પાણીથી ગોળીને ધુએ તો નરમ પડે.

ખ. હરસ, નાસુર મટે—કાળો જવ ભાંગરો (ભ્રંગરાજ) ભાંગ, (પીવામા લીએ છે તે) કુકડવેલો (મુળ સાથે આખો), જાનવરના સીગડાના મુળ (ચોમાસામા સીગડા ઉપર ફુનગી ફુટે છે તે).

આ વસ્તુઓનો ભુકો કરવો. ખાડો ખોદીને અથવા કોઇબી ફાવતી રીતે એ ભુકાની ધુંણી આપવી.

ધુણી રોજ બે વાર ૧૦) દીવસ ગુદાના ભાગપર લેવી. ધુંણી લીધા પછી મેંદીના પાનની લુગદી મસા ઉપર મુકવી. ધુમાડો સહન ન થાએ તો ગુદા આગળ દીવેલ ચોપડવું—દસ દીવસ સુધી આ પ્રયોગ કરવો.

ગ. સંધીવા માટે લેપ—ધઉંનું ચુલું ૪ ભાગ, નીમખ ૧ ભાગ અને ભાંગ ૧ ભાગ ને ગરમ કરી લેપ ચાંપવું.

# ભાંગરો.

ક. બાળ—એમાં બાળ વધારવાનો તથા કાળા કરવાનો ગુણ છે. ભાંગરો ખાવાથી બાલ કાળા થાય છે. ભાંગરાના રસ સાથે સુના મખી ૧ મહીનો ખાવાથી બાલ કાળા થાય છે અને કાળા રહે છે બરોળ માટે ભાંગરો ખાવા આપે છે. ટેરેકસેકાઇરૂટના જેવો એમા ગુણ છે. ફુલ સાથના ભાંગરાને સફેદ ભાંગરો કહે છે. ફળ સાથના ભાંગરાને કાળો ભાંગરો કહે છે.

ખ. ભાંગરાનું તેલ બનાવવાની રીત—ભાંગરાનો રસ ૧૫ તોલા. મનદુર ૧ ત્રીફળ ૧, ઉપલસરી ૧, તેલ ચાર તોલા. આ વજનથી લઈ ને લોખંડના વાસણમાં ઉકાળવુ. પાણી બળી જાય ત્યારે ગાળી લેવું.

ગ. બાળ વધારવા અને બાળ કાળા કરવા માટે ભાંગરાનું તેલ વાપરવુ.

ઘ. અડગરી—ભાંગરાનું મુળ ૦। તોલો સાકરના શરબત સાથે પાવાથી અડગરી મટે છે.

ચ. હરસ માટે—ભાંગરાની લેપડી, સફરા ઉપર આઠ દીવસ સુધી રોજ નવી બાંધવી. અગન બળે છે. અને હરસ નરમ પડે છે.

છ. સફેદ કોહોડ—કાળા ભાંગરાના રસમાં લાલ ચંદન ઘસીને ઘણીવાર લગાડયા કરવું.

જ. બાળ કાળા થાએ—ભાંગરો, હરડાં બેહેડા આંબળાં, કાળા મરી, લોખંડનો કાટ એ સરવેને સંભાગે સેરડીના રસમાં ૧ માસ મેળવી બાલને લગાડે.

ઝ. બાલ કાળા તરત થાએ—૩) ભાગ આંબળાં, ૨) ભાગ બેહેડાં, ૧) ભાગ હરડે, ૫) ભાગ આંબાની ગોટલી, ૧) ભાગ લોઢાનો કાટ એ બધાની પાણી સાથ ચટણી કરી લોઢાના વાસણમાં આખી રાત રહેવા દેવી અને સહવારે લેપ કરે અથવા દીવસે ભીજવી રાખી રાતરે લેપ કરી સહવારે બાલ ધોઇ નાખવા.



## ભીંડા

ક ધાતુ પુષ્ટ—કાચા કુમળા ભીંડા ખાવામાં ધાતુપુષ્ટ છે.

ખ પરમેહ—ભીંડાના મૂળનો ઉકાળો પીવાથી પરમા અને પેશાબના [illegible] આગતોમાં ફાયદો થાય છે

ગ [illegible] માટે—ભીંડાના [illegible] ઉપર મુકી ની તેથી દુખ ઉતરી જાય છે

ઘ વીંછુના ડંખ માટે—ભીંડાના મુળીઆને પાણીમાં ઘસી લેપડી કરી ડંખ ઉપર મુકવી

## ભીંડી—પારેસ ભીંડી

ચ માથાના તાળક ઉપર બાલ પાછા ઉગે—ભીંડીના પીળા ફુલ ની અંદર દોઢવું થાય છે તેને છુંદી તેની લપડી આખી રાત બાંધી રાખવી. ઘણા દીવસ મુકવી

છ. અતેસાર માટે—ભીંડીનુ મુળ ૦। તોલો, કાસકીનું મળ ૦। તોલો ઘસીને રાહાલ તથા એઆની ભાર સાકર સાથ ખાવુ

## ભીલામું

જ. સંધીવા ઉપર ભીલામાનો રસ ચોપડે છે તે જગા ઉપર ગરમી આવે છે. વધારે ચોપડે તો ફોલ્લો ઉઠે છે પારાની ધાતુ ભીલામા સાથે જલદી મલી જાય છે.

ઝ. ભીલામાના ઝાડના લાકડાંની ખળમાં પારો મસળીઓ હોય તો પારા ની ગોટી બંધાય છે.

ભીલામાથી થયલો સોજો ઉતરે—મીઠુ તેલ, અથવા કોપરેલ ચોપડ વાથી ભીલામાનો સોજો ઉતરે.

ટ. કોઢ સફેદ—ભીલામું નંગ ૩. નવસાધર તોલો ૧, લીબુના રસમાં પીસી ગોળી બનાવી તે ગોળી લીબુના રસમાં ઘસીને ચોપડવી.

બીલામું ઉડે ત્યારે દુધના ફીણમા તલને વાટી લેપડી કરવી અથવા ચારોલીના દુધમા તલ વાટીને લેપડી લગાડવી

ક જાનવરને કાડા પડે તો બીલામાની ધુઈ આપવી

ખ. ધરાઝ માટે તથા નબળી પડેલી નસો માટે—બીલામા ૧ તોલો, અનારની છાળ ૨ તોલા, અરીઠા ૧ તોલા એ સર્વેને છુંદી ૦। શેર સરસીઆ તેલમા રાંધે અને તેલ કાઢે તે તેલ મસળ

ગ. બીલામુ ઉડે, બળતરા બળે—એ ઉપર આમળીના પાતરા છુંદી બાધવા.

ઘ તાલક માટે—બીલામાની છાલનો રસ મધ સાથે મેળવી તાલકપર લગાડે તો વાળ ઉગે

ચ જખમ રૂઝવવા માટે—બીલામા નગ ૪, તેલ નવટાકમા ઉંકાળવા સગજીરૂ ০॥ તોલો મેળવવુ, અને મરઘાના પીછા વતી લગાડવુ

છ. દારના જખમ સારા થાય—ઉપલું તેલ લગાડવાથી જખમ સારો થાય છે.

જ. બીલામુ લાગવાથી કોહવાટ થયો હોય તો કોપરૂ સુકુ ભુંજવુ ને છુદીને બાધવુ.

ઝ સફેદ કોઢ—અસગધ, વાયરગ, ચીતા, બીલામુ, જમાલગોટાની જડ, અમલતાસ, નીબોલી એનો લેપ કરવો.

ટ આંખના રોગ, માથાના રોગ, અંદવૃદ્ધિ, જળંદર, સંગ્રહીણી, હરસ, સુન બહેરાપણુ, નપુશકપણુ, ગાડાપણું—એ દરદો માટે નીચલો નુસકો સારી પેઠે અજમાવેલો કહેવાય છે

ઠ બીલામાનો આસવ—બીલામા શેર ૧૦, ગોળ મણ ০॥।, પાણી મણ ૩, બાવળની છાલ શેર ૭, મરી શેર ০।, સુંઠ શેર ০।, બેહેડા શેર ০।, અફીણ તોલા ૫;—

પ્રથમ બીલામાને પાણીમાં ૩ દીવસ બીજવવા, ચોથે દીવસે તેમાં બાવળની છાળ નાખવી, પાચમે દીવસે તેમાં ગોળ નાખવો, પછી છઠે દીવસે ઉપલો બધો મસાલો અને મધ શેર ০॥ નાખી ચુલે ચઢાવવુ.

અરધો કલાક ઉકાળીને તેમાં વજ ૧॥ તોલો, લવગ ૧॥ તોલો,

જાવનત્રી ૧॥ તોલો, તજ ૩ તોલા, કેસર ૧ તોલો, કસ્તુરી ૧ તોલો, ગુલાબનું અતર ૧ તોલો મીલાવી, ફરી થોડોવાર ચુલાહ ઉપર ઊકાળવું. પછી તેને ગાળીને ૧ માસ બંધ રાખવું. એમાંથી ૫ તોલા સહવાર સાંજ લેવું, આથી ગાંડા માણસ સારા થાય છે.

ક. પચાટ ફભરાવુ—૫ બીલામાના ૨૦ કટકા કરવા. ૦। શેર ઘીમા તળવા રસ ઘીમાં મળી જાએ ત્યારે બીલામાના કટકા કાઢી નાખવા. તે ઘીમાં ખપતો ખપતો ઘઉનો આટો પકાવી અંદર ગોળનું પાણી નાખી શીરો બનાવવો. આ મુજબ બનેલો શીરો રોજ ચાર દીવસ ખવાડવો. જરૂર આરામ થાય છે ને શકતી વધે છે.

ખ. પછાડ-ફભરાવું—ઘણી સખત બીમારી હોય તો સાત બીલામા લઈ તેના ચાર ચાર કટકા કરી ૦। શેર ઘીમા તળવા, પછી ઘીમાંથી બીલામાં કહાડી નાખવા. તે ઘીમા ઘઉનો લોટ ખાઇ શકાય એટલો તળવો. ગોળની ચાસણી પાણી સાથેનો બનાવી તેમાં પેલો ઘી સાથનો આટો નાખી શીરો-(મલીદો—મગજ) બનાવી દરદીએ ૭ દીવસ એ મુજબ ખાવું. જો બીલામુ ફુટી નીકળે તો ખાવું બંધ કરવું. અને ભેંસનું છાણુ ચોપડી તડકે ૨ કલાક બેસી નાહવું. ખોરાકમાં તેલ, ગોળ, મરચું બહુ બહુ ખાવુ. બીલામું ખાધાથી શરીરમાં લોહી ફરતું થાય શરીરે ગરમાવો આવે, અને શરીર લાલ થાય છે. ઝીણી ફુલ્લીઓ શરીર પર ફુટી નીકળે ત્યારે બીલામુ ફુટીયુ એમ સમજી ઉપર મુજબ તેનો ઉપાય કરવો. ૪ દીવસમા સારૂં થશે.

ગરમ રૂતુ હોય તો બીલામાં ઓછા લેવાં.

## ભુરુખાસા.

ગ. કમળો—એનાં પાદડાંનો ભુકો કરી સુંઘવાથી કમળાને ફાયદો થાય છે.

## ભુરૂં કોહળું.

ક. રતાંધળાને ભુરા કોહળાનું મુળીઉં પાણીમાં ઘસીને દીન ૨૧ સુધી આંજવું.

ભુરૂં કોહળું ઘણું થંડું છે એનો મુરબ્બો બનાવતી વેળા એનો નીકળેલો રસ ખાંડની ચાસણી બનાવવામા પાણીની જગાએ વાપરવો ત્યારે તેના મુરબ્બાનો ગુણ જણાય છે. એ મુરબ્બામા તેજાનું નીચે મુજબ નાખે છે—પીપળ, તજ, સુંઠ, ધાણા એલચી વગેરે.



## ભેંસ.

ખ. આંખની આંજણી—ભેંસના છાણનો રસ ગાયના દુધ સાથે મેળવી. આંજણી પર લગાડે તો આંજણી જતી રહે છે.

ગ રતાંધળો સારો થાય—પાડાના કાનનો મેલ આંખે આંજે તો રતાંધળો સારો થાય

ઘ. મોઢાના ખીલ તથા મસા સારા થાય—ભેંસના કાનનો મેલ લીંબુના રસમાં ઉનો કરી ખીલપર લગાડે તો ખીલ સારા થાય છે.

## ભોંપાતરી=ગાઊંબાન=ગળજીબી.

ચ. પથરી હોય તે રેતી થઇ નીકળી જાય—ભોંય પાતરી બે પઇસાભાર, જીરૂં તોલો ૦॥ ગાયનું ઘી બે પઇસાભાર. ઘીમાં જીરૂ વઘારે અને પાતરીની ભાજી બનાવી ૩ દીવસ ખાય તો પથરીને તથા રેતીને કમી કરે છે.

છ. ખસ અને શરીરમા થતી દાહ સારી થાએ—ભોંપાતરીના પાન ૧) તોલો પાણીમાં વાટી, ગાળી સાકર નાખી પીવું આ મુજબ દીનમાં ત્રણ વાર ભણે દીવસ પીવું. સપ્તતમાં સખત ખસ મટે છે

જ. શરીરે બળતી દાહ માટે—ભોંપાતરીનો રસ ૧) તોલો પીવો.



## ભોંયદોડી.

ક કુતરનુ ઝેર—ભોયદોડીના મુળનો રસ સવા બે તોલા તથા ગાયનું ઘી સવા બે તોલા પાવામા આપે છે તો કુતરાનું ઝેર ઉતરે છે



## ભોંયરીંગણી=કણ્ટાકરી.

ખ. ભોયરીગણી—કનટાકરી આ છોડના પાદડા કાટાવાળાને ફળ પીળા બોર જેવા છે તેની અદર બી રહે છે એનાં બી તથા પાદડા ને તેલમા ઉકાળી તેલ બનાવે છે તે તેલ પીવાના તેમજ ચોપડવાના કામમાં આવે છે.

ગ. હાફણુ—ખાસી માટે આ તેલ પીવાના કામમા આવે છે. ચાઠા, વીગેરે ચામડીના દરદ માટે મસળવામા વપરાય છે

ઘ. ખાસી—મુળીઆનો ઉકાળો ખાસાઅને હાંફણ માટે પીવામાં આવે છે. ખાસી અને હાંફણને માટે આ આખો છોડ ઘણો જાણીતો છે.

ચ. પથરી—પીસાબે પથરી હોય તે માટે મુળીઓ ઘસીને પાવુ અથવા મુળીઆનો ઊકાળો કરી પાવો

છ. શકતી માટે—ઘઉંનો આટો શેર ૧ લેવો, ૧ શેર ઘીમા તળવો પછી નીચની ચીજો સાથે મેળવવો—ગોળ શેર ૧) જુનો ૩ વરસનો લેવો ઘી શેર ૧. આબા હળઘ, અસાળીઓ, મેથી, અજમેરી, માલ કાકણીના બીજ, ગોખરૂં દરેક શેર ૦। ભોંયરીંગણીના બી, શેર ૦।। મેળાવીને રોજ ૧ તોલો ખાવો.

જ. ભરનીગળ—ગુમરાં ફુટે અને પાછા ભરાય તે માટે ભોંયરીગણીના પીળાં ફુલ છુદી પોટલી બનાવી તે પોટલીમા વચે કાણું પાડી તે કાણું ગુમડાના મોં ઊપર મુકવું. અથવા ભરનીંગળનું મોં ખુલ્લું રાખી આસપાસ પીળાં ફુલનો લેપ કરવો.

ઝ. મોંઢે લાલી આવે—ભોંયરીગણીના પાતડાની ફાકી ઠડા પાણી સાથે રોજ મારે તો ખાધેલું પાચન થાય અને મોંઢે લાલી આવે.

ટ. દાંતના દુખાવા માટે—ભોંયરીંગણીના બીનો ધુમાડો લેવો.

ઠ. બાળ પાછા આવે—ભોંયરીંગણીનો રસ મધ સાથે મેળવીને માથાપર

લગાડે તો બાલ પાછા આવે.

ક ખાસી માટે—ભોયરીગણી તથા અરદુસાનો ઉકાળો પીવો. એકલો ભોં યરીગણીનો ઊકાળોબી ચાલે છે અથવા ભોયરીગણીની જડ મોઢા માં રાખી ચુસવી તો ખાસીને જરૂર ફાયદો થાય છે.

ખ. આધાસીસી—માથુ બળગમથી દુખે, તે સુરજ ઉગે ત્યારથી સુરજ અસ્ત પામે ત્યાં સુધી રહે ઈલાજમા ભોંયરીંગણીના પાતરાંનો રસ નાકમા મુકે તો સારૂ થાય

ગ મુરગીનો આજાર—દરદીને બોલવા ચાલવાનુ ભાન રહે નહી તે માટે ભોયરીગણીના દાંડવાનો રસ બે ટીપાં નાકમા નાખે તો મુરગીના આજારને ફાયદો થાય તેલ, ખાટું ખાવું નુકસાનકારક છે સ્ત્રીને દસ્તાન ઘણું જાય તો રીગણીના ફુલનો રસ મીઠાં તેલ સાથે મેળવી પીંડુ ઊપર લેપ કરે તો દસ્તાન ઓછુ આવે.

ઘ. હમેલવાળી સ્ત્રીને દસ્તાન આવે તો રીગણીના મુઠીભર પાતરાને એક શેર પાણીમા ઊકાળી ॥ શેર રાખી ત્રણ તોલા દીવસમાં ૩ વાર પાવે.

ચ શરીરે શક્તી વધે—ભોયરીગણીના બી તથા ધઊ નો આટો દરેક તોલો ૧॥ તેની ગોળી ૩ કરી મરઘીને ખવાડે ને મરઘી ખાવાથી માણસની શકતી વધે

છ શરીરે શક્તી આવે—ભોયરીગણીના બીજ તોલો ૧॥ ઘઊનો આટો તોલો ૧॥ એના ૩ ગોળી કરી કાળી મોટી મરઘીને ખવાડે ૧ અથવા ૨ પહોર પછી તેને હલાલ કરે, સાફ કરી જીના કટકા કરી ૧ શેર અથવા ઉકડતા ઘીમાં પકાવે તો બગડે નહી તે એક મરઘી નવ દીવસ સુધી ખાવી ઉરીઆન કરીને ખાય તો અડચણ નથી.

જ મોંઢા ઉપર લાલા આવે—ભોંયરીગણીના પાતરા સુકાનો ભુકો ૧ ચમચા ભરી રોજ પાણી સાથે ખાવો

ઝ. મુરગીનો આજાર (મગજનો બગાડો)—ભોંયરીંગણીના દીડવાના રસ ના ૨ ટીપાં નાકમાં નાખે તો હુશીયારી આવે.

ટ. દાંતનું દુખવુ—ભોંયરીગણીના બીને અંગાર ઊપર મુકી તેનો ધુમાડો ગરણીની મારફતે દુખતા દાત ઊપર લગાડવો. પાણીની થાળીમા અંગારવાળુ વાસણ મુકવું. તે અંગાર ઊપર બી મુકવાં અને ધુમાડો

दुखतां दांत उपर लेवो. आ क्रिया थवामां, दातमांथी कीडा पडे छे ते पाणीमां तरता देखाय छे. आम कहेवुं ते खोटुं छे पाणीमां तरता देखाय छे ते कीडा नथी पण बीमांथी ऊडेला जीणी रजकरण छे

क. सफेद कोढ—रीगणीनुं मुळीउं पाणीमां अथवा गायना मुतरमा घसी घणाज दीवस भरवुं. काळा कोढनेबी फ्रायदो करे छे.

ख दात दुखे त्यारे भोयरींगणीना बीनी बीडी बनावीने, तेनो धुमाडो मोढामा थोडो वार राखवो. दांत दुखता नरम पडशे

ग. हाफ्रण—भोयरींगणीना पांदडा, अथवा मुळनो रस २ तोला, मध २ तोला एटलुं एक वखत माटे पीवुं. आ मुजब रोज त्रण वार पीवाथी हाफ्रण तथा खांसी मटी जशे.

घ शरीरे चसका, मारे खेंचताण थाय तो—भोयरीगणीनो धुमाडो शरीर पर लेवो

च ऊटांटीउ—हडकीनी खासी—भोयरीगणीनो अथवा कांटा एळाआनो उकाळो मध साथे पीवाडे

छ मुत्र कच्छ माटे--भोयरींगणीनो रस बे तोला मध ०। तोले पीवामा लेवो.

ज. कुतरानु झेहेर--भोरीगणाना आखा छोडनो कोलसो करी तेनी भुकी दख उपर दाबवी अथवा बळता दीवाना दीवेलमा मेळवी लगाडवी.

ट, कर्ण सुळ टळे—मोटी भोरीगणीनुं मुळीउ पाणीमां घसी काने भरवुं.

ठ. अफीणनु झेहेर मरे--भोयरींगणीनो रस १ तोलो दुध साथे दरदीने पावो

## भोंयसींग.

दराज—सींगना दाणा छोतरां वगरना छुदीने दराज उपर बांधव थी फ्रायदो थाय छे.

## મગ

ક. માદગી ભોગવ્યા પછી મગ ખાવાની ભલામણ થાય છે. અથવા કઠોળ માં એ હલકો અને પચી શકે તેવો ખોરાક છે મગનું ઉકાળેલું પાણી નબળા માણસને પીવામા અપાય છે

અપવાસ કીધા પછી હોજરી નબળી પડેલી હોય છે માટે હલકા ખોરાક તરીકે મગની ખીચડી ખાવા આપે છે

કઠોળની જાતમા મગ ઘણા ઉમદા છે કોઈપણ દરદી મગ ખાઈ શકે છે મગનું ઓસામણ પીએ તો જરાએ નુકશાન નથી તે ખોરાક તરીકે કામ કરે છે, દુધની ગરજ સારે છે.

ખ બચ્ચાને દુધ જરપત થાય નહી તે વેળા દુધ ન આપતાં અગ્રેજી દાક્તરો જવના પાણીની ભલામણ કરે છે અને પછી જવના પાણીમા ધીરે ધીરે દુધ ઉમેરવા કહે છે. અંગ્રેજી જવને ઠેકાણે દેશી ઇલાજ મગ છે મગના ઓસામણની ભલામણ વધુ કરે છે જયા જવ (બારલી) ન મળે ત્યા મગ ઠગલાબંધ મળે છે. અને તેના ગુણ જરાએ ઓછો નથી

આખા મગ વાયુકરતા છે

ગ હાથે પગે ઝરી છુટે તો મગ બાળીને રાખ મસળવી

ઘ ખરજવાનો ઉપાય—મગ અથવા વાલની દાળને બાળીને તેની રાખમા જંતુનાશક સરસીયાનું તેલ નાખી મલમ બનાવી લગાડવો

ચ અરધુ માથુ દુખે તે દરદીને જંગલી મગ જેની સીંગ ઉપર રૂવાટી થાય છે, તે છોડના પાનરનો રસ કાઢી બે ટીપા નાકમા નાખવો



## મજીઠ

કપડા રંગવામા મજીઠ કામ આવે છે.

છ સફેદ કોઢની ચામડીનો રંગ બદલવા માટે, મધ સાથે મજીઠ મેળવીને લગાડવાથી સફેદ ચામડીનો રંગ ઢંકાઈ જાય છે. પોટાસ પરમેંગનેટ સોલ્યુશન પણ એ કામ કરે છે



## મધ

ક માકડ કાનમાં ભરાયો હોય તો મધના ટીપાં નાખવાથી માકડ નીકળી જાય છે

ખ. આંખની ગરમી માટે મધ આંજવુ

ગ. ખાસી માટે મધ શેર ના તથા પાણી શેર ૨ એને એક વાસણમા થી બીજા વાસણમાં ૫૦ વાર નાખવું તેમાથી પાચ તોલા દીવસ માં ૩ વાર પીવુ. આ રીતે બનાવેલુ મધપાણી ખાસીને ફાયદો કરે છે

ઘ ચુકો થયો હોય તો મધ શેર ના પાણી શેર ૧ા સાથે ઉકાળી શેર ૧ બાકી રહે ત્યારે તેમાથી બએ તોલા પાવામા આપવું

મધ અને પાણી સરખા ભાગે પીવું નકશાન કરે છે.

મધ અને ઘી સરખે ભાગે ખાવાથી નુકસાન થાય છે

ચ. રકતપીત—લોહીના હરસ મશા માટે—મધ તોલો ૧, ઘી તોલો ૦ાા ગાયના છાણનો રસ તોલો ૦ાા, પાવામાં લેવ.

છ. જુ મરે—મધ માથે ચોપડવાથી જુ મરે છે

આંખની દવા— જાણી હરડે મધમા ઘસીને આંખમા આંજવી હરડેને પાણીથી ભીંજવેલા કપડામા વીટાળીને નરમ કરવી.

જ દાંત—બચાને પેહેલા દાંત આવતા તેમજ માટાને છેલ્લા દાતો (Wisdom Teeth) આવતાં દુખારો થાય ત્યારે મધ પારા ઉપર મસળવુ.

ઝ. માયકાયા પછી શરીરના સાંધામાં દુખાવો ચાલે તો મધને છાંડાનો સફેદો મેળવી મસળવ.

ટ વાન્છુના ડખ ઉપર મધ ચોપડવાથી દખ ઉતરે છે

ઠ આંખે ગરમી તથા ઝાંખ માટે—મધને ૧ ગલાસમાં નાખી આગળી વડે ખુબ મસળીને પછી આંખે ચોપડવુ (અજન કરવું)

ડ. માણસ ફુલી ગયો હોય અગર જાડો થયો હોય તે માટે મધ થડા પાણીમા રોજ સહવારે પીવુ

ક. કાનનો મેલ સુકાઇ ગયો હોય અને દુખાવો થાય તો મધ અને તલ નું તેલ સભાગે મેલવી કાનમા નાખે તો મેલ બહાર આવે છે.

ખ. મધ ચોખું-મધના ટીપાં ૨૦), પાણીના ટીપા ૬૦, સ્પીરીટ ટીપા ૩૦ મેળવાને પાણીમાં નાખે તો પાણી દુધ જેવુ થાય. જો ગોળની ચાસ ણીનો ભેળ હશે તો કાંજી જેવો ભાગ નીચે બેસી જશે.

ગ. ખાંસી બચ્ચાની માટે—મધ અને મેરડીનો સરકો સમે મેળવીને તેમાંથી અરધી ચમચી બચ્ચાને દીવસમાં ત્રણ વાર પાવી

ઘ. મલમ રૂઝનો-મીણ ૧) ભાગ મધ ૪) ભાગ ગરમ કરી મલમ બ નાવવો સાદા મલમને બદલે આ મલમ વપરાય છે.

ચ. કોહવાટના કીડા—શરીર પરના જખમ વાસ મારે અથવા તેમા કીડા પડ તો મધને ગરમ કરી જરા ઘટ્ટ બનાવી તેની પટી કરી જખમ પર મુકાય છ



## મરી

છ. આધાસીસી માટે—આધાસીસી વા અને બળગમથી થાય છે. તે વેળા દુન્યા અકારી પડે છે. બળગમથી આધાસીસીનો દુખાવો સુરજ ઉગે ત્યારથી તે અસ્ત પામે ત્યા સુધી રહે છે. એનો ઇલાજ-વજ, મરી પીપર, સુઠ એ બધાને પાણીમાં ઘસીને નાખમાં સુંઘવું.

જ દમ, હાફ્રણ માટે—મરી ૦। તોલો, મધ, સાકર દરેક ૦॥ તોલો મેળ વીને ચાટવુ.

ઝ દારૂની તળપ ભાગે—દારૂ પીનારને દારૂ મળે નહી અને દારૂ મા ઘણી ઇચ્છા થાય ત્યારે કાળા મરીની ચાહ બનાવી ગરમ ગરમ પાવાથી સતોષ મળે છે

ટ ચોથીઆ તાવ માટે—મરી બે રતી, નવસાગર ૩ રતી મેળવીને તાવની વારીને દીવસે ખાવુ.

ઠ. ઉંઘ આવે અને વધે—કાળી મરચી (મરી) ને ઘોડાની લાડમા વાટી આખે આંજે તો ઉંઘ આવે અને મગજની બીમારી ઓછી થાય.

ડ. ખરાબ પાણીથી પાળ લાગેલું કપાય—મરી શેર ૦॥, કોપરૂં શેર ૦॥,

જવખાર તોલા ૧ એ સરવેને ગોળ સાથે મેળવી ૧૪ગોળીઓ બનાવી અકેક ગોળી ૧૪ દીવસ ખાવી

ક. ભુખ લગાડવા માટે, અજીરણ માટે—ત્રીકટુ (મરી, પીપર, સુંઠ સભાગે) ૩થી ૫ વાલ પાણી સાથે ખાવુ

ખ, પેટમા પવન હોય ત્યારે—મરી, હીંગ અને કપુર સભાગે મેળવી ૨ થી ૪ વાલ પાણી સાથે ખાવું

ગ સરદી માટે—શરીરે સરદી હોય તો મરીનો ભુકો મસળનો

ઘ ગડ અને ગુમડા પીગળે—ગાડ અને ગમડા પીગળાવવા માટે મરીનો લેપ કરી મુકનો

ચ. કોલેરા માટે—મરી, હીંગ અને અફીણ સભાગે મેળવી ૧ વાલની ગોળી કરી અકેક કલાકે આપવી કોલેરા લાગુ પડે કે તરત આપવી ઘણો વખત થયા પછી આપવી નહી

છ ગળુ બેસે અથવા સુજે ત્યારે ૦II તોલો મરી ૧ શેર ઉકળતા પાણીમા નાખીને થડુ પાડીને કોગળા કરવા

જ હાફ્રણ (બેન)નો ઇલાજ ધતુરાના બીજ અને મરી સભાગ લઇ વટાણા જેવી ગોળી બનાવી તેમાની બે ગોળી સહવારે અને સાંજે ખાવી

ઝ. સરદીથી કાન બેહેર મારી જાય તો સફેદ મરી ચાવીને તે સરદી વાળા કાનની બાજુએ રાખવા કોઇ સુઠની ભલામણ કરે છે આથી કાનની અદરની શરદી દુર થાય છે તીખાશથી મોઢામા છાગરા પડે નહી તે માટે સાથે કોપરૂ લેવુ, મોઢામાં રસ થાય તે થુકી નાખવો, ને ગળી જવાય તો અડચણ નથી

ટ માથાનુ દુખવુ—શરદીનુ માથું દુખે તો મરી ખાડી પાણી સાથે મેળવી માથા ઉપર લગાડવુ.

ઠ. હાફ્રણુ માટે—મરી, મનસીળ, જટામાસી, સંભાગે મેળવી તેમાથી ત્રણ વાલની બીડી બનાવીને પીવી.

મરી કાળાં—unripe-છાળા સાથેના

મરી સફેદ—મરી પાકેલાં, તેની છાલ કાઢી નાખેલી તે. આ બંને

જુદી જાત નથી. સફેદ મરી તીખાસમા કમ છે

ક. સાંપનું ઝેર—સાંપના ઝેરના ડંખ ઉપર મરી સરકા સાથે મેળવી લગાડે છે.

ખ. ખરતા બાલ અટકે—નાળક ઉપર કાંદો, મરી, અને મીઠુ ઘસડવું. તે જગા ઉપર લોહી ફરતું થાય અને બાળ વધવાને ઉતેજન મળી શકે છે.

ગ. ખાસી અને સળેખમ માટે મરી છાડી ગોળી—મરી, જવખાર, પીપર, દાડમની છાળ સંભાગે મધ સાથે મેળવી ચણા જેવડી ગોળી બનાવી મોઢામા રાખીને રસ ગળવો.

ઘ. વીંછીના દખ માટે—મરીના દાણા બે વાટી ડંખવાળી જગાની સામે બાજુની આખમાં આંજવાથી ડખ નરમ પડશે

ચ સાપના ડખ માટે—(ત્રીકટુ) સભાગે મરી, સુંઠ અને પીપરનું અંજન આંખે આજવું અને મોરથુથુનુ વામીટ આપવું.

છ. ધીળી પડેલી નસોને શકતી માટે—મરી, ખાંડ, ઇસપન વાટી મધમા મેળવી લેપ કરેથી શકતી આવે છે

જ. હરસ મા'—મરી, ટંકણખાર, હાથીદાંત દરેક ૦ા તોલો લઇને તેનો ધુમાડો આપવો આથી હરસ સારો થાય છે.

ઝ. શકતી માટે—મરી, અકલગરો, સુંઠ દરેક વાલ ૧, ઇંડાની છાળ એક એ બધાને મધ સાથે એકરસ કરી દીવસમાં બે વાર ખાએ તો શકતી બહુ વધે છે

ટ. સુકા હરસ માટે—મરીનો પાક (Confection paper) દરામ ૧ રોજ બેવાર ખાવો. ઘણાજ દીવસ ચાલુ ખાવો જોઇએ.

ઠ પાળ પાણીનો લાગે તો મરી, કોપરું સંભાગે મેળવી તોલો ૧ાા રોજ ખાવું. અથવા મરી અને કોપરૂ દરેક શેર ૦ાા અને જવખાર ૧ તોલો મેળવીને ૦ાા તોલો ભુકો રોજ ખાવામાં લેવો.

ડ. જમાલગોટાનો જુલાબ ઘણો લાગી ગયો હોય તો મરી ૦। થી ૦ાા તોલો પાણી સાથભેળીને પીવું. પછી દહી ચાવલ જમવું. ઝાડો બંધ થાયછે.

ક. તાવ ઉતરે —દરદી મરીની ગરમ ગરમ ચાહ પીએ અને ઓઢીને સુએ તો પરસેવો પડીને તાવ ઉતરે છે

ખ. ભમરી મટે, હાથ પગના બળતરાં મટે--મરી, સાકર અને ઘી ચાટે તો આ દરદોને ફાયદો કરે છે.

ગ. સળેખમ મટે—મરી, ગોળ અને દહી ખાવાથી સળેખમ મટે.

ઘ. આતેશક ગોળી—મરી, સરસવ, અજમનું ભુંસુ સરખાગે મેળવી ચીની બોર જેવી ગોળી કરી રોજ ૧ સવાર સાંજ ખાવી.

ચ. કમળો—કમળા માટે લીંબુની ફાડમાં મરી ભરી રાખીને ચુસે તો કમળો નરમ પડે.

છ. પીસાબ છુટે—કાળા મરી ૧૦નો ભુકો અરધા શેર પાણીમાં નાખી ૨૦૦ વાર કપડાંમાંથી ગાળે અને પીએ તો પીસાબ છુટે

જ. દાંતનું મંજન—કાળા મરી અને ભુંજેલું મીઠું દાંતે ઘસવું

ઝ માથુ દુખે ત્યારે મરી, લુબાન, ચોખાનો આટો ગરમ પાણીમાં લેપડી કરી માથે મુકવી.

ટ છીંક આવે--મરીનું બારીક ચુરણ સુંઘવાથી છીંક આવે છે.

ખીલ મોઢાંના—મરી અને ગોરૂ ચંદન પાણીમાં ઘસી લગાડે તો ખીલ મટે.

ઠ. મસા સુકા, જે દરદ કરે પણ જેમાંથી લોહી નીકળે નહીં તે માટે ઇલાજ, મરી ૧૫ તો ।, સોવા ૧ શેર ખાંડીને મધ સાથ મેળવી પાક બનાવી રાખવો, રોજ બે વાર ાાથી ૧ તોલો લેવો.



## મરી=મરીઆં-મીર્ચ.

ડ. ઝામરો મટે—મરી અને તકમરીઆની લેપડી મુકે.

ઢ. ટાઢીઓ તાવ જાય--કાલા મરી અને સાકર સંભાગે મેળવી ાા તોલો ફાકી તાવ આવવા પેહેલાં પાણી સાથ ખાય. બે કલાક પાણી પીવું નહીં.

ણ. અધીરા માટે--કાલાં મરીં, સુધ્ધ કરેલા ઝેહેર કચોલા, અફીણ

સંભાગે મેળવા પાનના રસમાં ૧ રતી ભારની ગોળી બનાવી તે ગોળી દીનમાં ૩ વાર ખાઇને ઉપરથી નાગરવેલનું પાન ચાવવું.

ક. દમ-હાંફણુ માટે—મરી, સાકર સંભાગે મેળવી દમના દુખથી કંટા ળેલા દરદીએ મધમાં ૦ાા તોલો ચુરણુ ખાવુ

ખ. હાંફણુ માટે બીજા ઇલાજો નીચે મુજબ છે.

ગ મરી, સુંઠ, પીપર સભાગે ચુરણુ બનાવી ૦ાા તોલો ચુરણુ ઘી તથા ગોળ સાથ ખાવું.

ઘ. આદુના રસમાં મધની ચાસની બનાવી ખાવી.

ચ આદુનો રસ અથવા ઉકાળો હાંફણુ માટે બહુ સારો છે.

છ. રતાંધળ—દરદીને કાલાં મરી દહીમાં ઘસીને આખે આંજે તો ફાયદો થાય.

જ પીસાબ છુટે-૧૦ કાળાં મરી છુંદીને ૦ાા શેર પાણીમાં નાખીને પાણીને ૨૫૦ વાર એક વાસણુમાથી બીજા વાસણુમા ઉંચી ધારથી નાંખી પીવું.

## મદનમસ્ત-જંગલી સુરણુ.

મદન (intoxicating) મસ્ત (powerful) ખાવાથી કૌવત વધે છે.

ક. મસા માટે એની ધુંઇ દીવસમા ૩ વાર આપવાથી મસા ચીમળાઇ જાય છે. એનો ભુકો ૦ાા તોલો લઇ દુધ સાથે ઉકાળી દીવસમાં બેવાર ખાવાથી મસાને બહુ ફાયદો થાય છે.

## મનસી.

ક. આમણુ બહાર નીકળે તો મનસીલની અથવા ફટકડીની ધુઇ આપવામાં આવે છે.

૧. ત્રાંબુ મારવાની રીત-મનસીલ, સીંદુર, પીળી હરતાળ, ટંકણુખાર એ સરવે દરેક પઇસા ૦ાા ભાર લઇ લીંબુના રસમા ખરળ કરી ગોટી ૧ કરવી ૧ પઇસાભાર ત્રાંબાના પતરાં ઉપર તે ગોળી મુકી બીજું એક પઇસાભાર ત્રાંબાનું પતરું તે ગોળીપર મુકવું. એક

ખાડામાં અરાયા મુકી તે ઉપર ત્રાંબુ મુકી બીજા અરાયાં મુકી સળગાવે. બીજી રીત એ છે જે મસાલો ત્રાંબાના પતરાં ઉપર લગાડીને ભઠીમા મુકે તે ત્રબાની ખાખ થાય છે.

ક. કરોળીઆ માટે—મનસીલ, ટંકણખાર, હળદર સાથે સંભાગે વાટીને શરીરે લગાડે તો કરોળીઆ સરૂ થાય.

ખ. હરસ માટે—મનસીલ તોલા ૧૦) આકડાનું દુધ તોલા ૮૦) તેલ તોલા ૨૦) હળદર તોલા ૧૦) એ સરવેને ઊકાળી તેનું તેલ બનાવી હરસ પર લગાડે.



## મલમ.

ગ. પાકવવાનો મલમ—મરદો ૫ પઈસાભાર, મોરથુથુ ૧ પઈસાભાર, મીણ ૦ાા પઈસાભાર ગાયના ઘીમાં પકાવી આગરી કરી મારે તો દરદને પકવે છે.

ઘ. પીડસનો મલમ—ઘી ગરમ કરી અંદર રાળ નાખી મલમ કરવો.

ચ. મલમ રાળનો—રાળ શેર ૦ા, મીઠું તેલ શેર ૦ાા, રતાજરી તોલા ૩, પાણી શેર ૩. થાળીમાં રાળ અને તેલ નાંખી થોડા થોડાં પાણીથી મસળે, પાણી સઘળું અંદર પચે. ઘીજેવુ થાય ને રતાંજરી મેળવવી

છ. મલમ પકવવાનો—કોપરેલ શેર ૧, રાળ તોલા ૩, મોરથુથુ તોલો ૧ાા ઉપર મુજબ થાળીમા મસળી બરણીમાં ભરી રાખવુ



## મરચી.

જ. કુતરાંના ઝેહેર માટે—દ ખપર તરતજ મરચીનો અથાર, અને માણુસની પીસાબ મેળવીને લગાડવી.

ઝ. નાસુર માટે—મરચીના પરની રાખ તથા હરણના સીંગડાની રાખ મેળવીને નાસુરમાં મુકે તો તે રૂઝે.

ટ. નાસુર—ત્રણ ઉપર મરચાંના પીછાંની અથવા ઈંડાના કોચલાની રાખ ભભરાવ્યાથી નાસુર બંધ થાય છે.

ક નસને મજબુતી આવે—મરઘાંનો પીતો અને મોહારસીગ વાટીને લેપ કરે તો નસોને શકતી આવે છે

ખ. દરાઝ માટે - ઘઉંનું તેલ અને મરઘાંની ચરબી મેળવી લગાડે તો દરાઝ જાય.

ગ. ખુજળી માટે—મરઘીની ચરબી અને સરકો લગાડે તો ખુજળી મટે.

ઘ મોઢાના ખીલ માટે મરઘીના એંડાના કોટલાંની રાખ તથા હાડકાં બાળીને તેની રાખ સરકા સાથે મેળવી લગાડે.

ચ. સસણી બચ્ચાને—માતાના ભારે ખોરાક ખાવાથી બચ્ચાંને સસણી થાય છે તે માટે મરઘીનો સાનપડો યાને ઠેઠવો વાલ ૧ પાણી સાથે બચ્ચાને પાવો. આ ઇલાજ અસલ છે.

છ. દુધનું પનીર બને દુધ સેજ ગરમ કરી અંદર ઠેઠવો નાખે. દુધ દહીં જેવું થાય તેનો પનીરનો આકાર બનાવે.

જ. દાઝેલા ઉપર મરઘીના ઇડાની સફેદી લગાડે છે.



## મરચાં.

ઝ. ઉંદરેને નસાડવા માટે મરચાંની ભુકી તેના રહેઠાણવાળી જગાએ છાંટે તો ઉંદરો ત્યાંથી નાસે.

ટ વીચ્છુનો દંખ—શરીરની ડાબી બાજુએ વીચ્છુનો દંખ હોય તો જમણી બાજુના કાનમાં મરચાંના અરક (ટીંકચર કેપસીસાઈ)ના બે ટીપાં કાનમાં મુકવાથી દંખ તરત ઉતરી જાય છે. ટીપાં નાખવા પછી ગ્લીશેરાઇન અથવા શાકેરને પાણીમા વાટીને તેના પાંચ ટીપાં કાનમાં નાખવાં.

ઠ. મરચાં ખાવામાં જેને અવગુણ થવો હોય તેને, મરચાંને ઉકાળીને તેનું પાણી વાપરવાથી અવગુણ થવો નથી

ડ. ગળાંની ગાંઠ—ગળાંની ગાંઠ માટે મરચાંની લેપડી બહારથી લગાડે છે. તેથી ગળાંની ગાંઠ પીગળી જાય છે.

ઢ. કોલેરા, સાંપનુ ઝેર, તથા અજીરણ—આ દરદો માટે મરચાંનો ઊકાળો વપરાય છે.

ક. જુનો પરમો—કોઇવાર ઘણાં મરચાં ખાવાથી પરમો નરમ પડે છે.

ખ. લોહીનુ પડવું—કોઈ વાર ઘણા મરચાં ખાવાથી લોહી નરમ પડે છે.

ગ. ઇન્ટરમીટન્ટ તાવ માટે—મરચા વપરાય છે

ઘ. દરીઓ લાગવો—દરીઓ લાગવાથી ઓકારી થાય તે માટે મરચાં ખાવાં સારાં છે.

ચ. સ્ત્રીને દસ્તાન ઘણુ પડે તે વેળા કોઇ પ્રસંગે મરચાં વપરાય છે.

છ પ્લાસ્ટર માટે—લોહી ફરતું કરવા માટે—મરચા, મરી, લસણ અને સીસા રસનો લેપ મારે છે જગા લાલ થાય છે, લોહી તે જગાએ આવે છે અને ફરે છે.

જ ટાઢીઆ તાવ માટે—ક્વીનાઇન સાથે મરચાંની ભુકી અથવા અરક આપવાથી ઘણો ફાયદો છે. ઘણા દાકટરોનો આ અભીપ્રાય છે.

ઝ સાપ ઝેરી છે તે જાણવા માટે—દરદીને મરચું ચવાડે ને તે તીખુ ન લાગે તો જાણવુ જે સાપ ઝેરી છે.

ટ પેટનો આફરો માટે—હીંગ અને મરચાની ભુકો સંભાગે ગુદર સાથ મેળવી ચીની બોર જેવડી ગોળી કરી દર ૧) કલાકે એકેકી આપવી.



## મરજાદ.

ઠ બરોળ માટે—મરજાદના મુળનો ભુકો ભારોભર ખાંડ મેળવીને તેમાથી તોલો ૧ સવારે પાણી સાથે ૭ દીવસ ખાવો.

ડ આંતરડું ઉતરેલું—મરજાદના ઝાડ દરીઆ કીનારે રેતીમા થાય છે. એની જડ બહુ ફેલાય છે. એ ઉડતી રેતને દાબે છે, એનાં પાંદડાં જાડાં થાય છે, તેને બાફી છુંદીને ગોળી ઉપર મુકવાથી એક કલાકમાં આંતરડું ચઢી જાય છે.



## મરડાસીંગ.

ઢ. હીલના દાંત, દાંતનો દુખવો—મરડાસીંગ, વાયવડંગ તોલો દરેક ૦॥ કાથો તોલો ૦। વાટીને એક ચમટી દુખતા દાંતમાં રાતરે સુતી

વખતે મુકી રાખે તો ફાયદો થાય.

## મરીકંદ.

ક. ગળેચું—કદ આગળ કાનની નીચે ગાંઠ થાય છે તે ઉપર એનુ મુળીઉં ઘસીને લગાડે છે. આયોદાઈનનું કામ કરે છે.



## મસતકી.

ખ. વીર્ય વધે—મસતકી, અને અખરોટની મીજ ૦ા તોલો મધ સાથે મેળવી ચાટે તો વીર્ય વધે છે પછી જાવંત્રી પાન સાથે સવારના પહોરમાં ખાય તો વધુ ફાયદો છે.

ગ મોરચી—મોરચી માટે મસતકી ખાવામાં અપાય છે.

ઘ. પીસાબ વરંવાર થાય—ઇસપનું મસતકી, અજમુ, તલ સંભાગે મેળવીને ૦ા તોલો દીવસમાં બે વાર ખાવો.

ચ. દાંત દુખે—જો ગરમ પાણી દાંતને લાગવાથી દુખાવો થાએ તો મસતકી દુખતા દાંત આગળ દાબે



## મસા.

મસા ૩ જાતના છે લોહીના, બાદીના (વાયુના) અને બળગમના

લોહીના મસામાંથી લોહી પડે છે. જો લોહીયાર દરદી હોય તેનુ લોહી બંધ કરે તો બીજુ દર્દ થાય.

બળગમના મસામાંથી બળગમ પડે છે.

ગરમ વસ્તુ ખાધાથી મસાનું જોર વધે છે દરદીને ઠંડક જોઇએ ઝાડા રોજ સાફ અને નરમ આવવા જોઇએ.

નીચે લખેલા ઉપાયોથી મસા સારા થાય છે—

છ. હીમજી હરડે દીવેલમાં તળેલી અને વરીયાળી સભાગે મેળવી તેમાંથી ૦ા તોલો ફાકી રોજ લેવી.

જ. ગુલકન રોજ ખાવો.

ક. રસવંતી બે રતી, સવર સાંજ ખાવી અને આમણુ ઉપર ચોપડવી.

ખ સીસું ઘીમાં ઘસી મસા ઉંપર લગાડવું.

ગ માયાનો અફીણ સાથનો મલમ લગાડવો.

ઘ. ઇંદ્રજવ ૦। તોલો દહી સાથે રોજ ખાવું.

ચ. ટાંકી થયા પછી મસા થાય તે માટે પારાનો મલમ લગાડવો.
સીંગડાં, વાળ અથવા ચામડાની ધુઇ લેવી અથવા તેની રાખ આ મન ઉપર લગાડવી.

છ સરપખાના મુળ બે આનીભાર પાણીમાં વાટી સાકેર સાથે પીવાથી લોહી બધ થાય છે.

જ. નાગકેસર ૦। તોલો, ઘી, સાકર અથવા દહી શાકેર સાથે લેવુ.

ઝ. કેસર બે વાલ ખાવામાં લેવો

ટ. કુકડવેડના બીનો ધુમાડો લેવો.
૧૪ દાણા ચીની કબાલાના પાણી સાથે પીવા

ઠ. આંકડાના દુધમાં અફીણ ઘસીને લગાડવુ

ડ. ધતુરાના પાડદાંની લેપડી આમણ ઊપર મુકવી.

ઢ. ભાંગના પાંદડાની લેપડી આમણ ઉપર મુકવી.

ણ મેદીનાં પાંતરાંની લેપડી મુકવી.



## મસુર Lentil

ત. મસુર એ શકતીવાળો ખોરાક છે. એરેબીકા ફુડના નામથી વેચાતો અને સીક માણુસને માટે વખણાયલો ખોરાક મસુરમાંથી બનાવે છે. તે પાણી અને દુધમા મલી જાય છે અને લાંબો વખત સુધી બગડતો નથી. ખહીવાળા દરદીને મસુર વઇદો ખવાડે છે. કેટલાક ઉચ્ચ કુળના હીદુઓ મસુર ખાવામા લેતા નથી.

થ. નાસુર (વણ) માટે—મસુર બાળીને રાખ મુકવી. નાસુર સારૂં થાય છે.
મોંઢા ઉપર ચાઠાં અથવા સફેદ ડાઘ પડે તો મસુરનો આટો પાણી સાથે મેળવીને મસળવો.

ક. કોઢ-મસુર લીંબુના રસમાં વાટી લેપ કરવો.
ગોળી મોટી થાય તો છોળેલા મસુર અને દાડમની છાલને પાણીમા ઊકાળી માત્રા જેવું કરીને ગોળી ઉપર લેપ કરવો.

ખ. આમન બહાર નીકળે—મસુરની દાળનો આટો ઈંડાની સફેતી સાથ મેળવી આમન ઊપર મુકે



## માખણ.

ગ બચ્ચાના દાંત ફુટે ત્યારે પેટ આવે પારા ગરમ રહે. તે વખતે પારા ઉપર માખણ ચોપડયા કરવું.

ઘ વીચ્છુંનું ઝેહેર ઉતરે—વીચ્છુ દંખે ત્યારે દંખ ચઢીઓ હોય તે જગાની ઉપર દોરા જોરથી બાંધે તો દંખ વધુ ઊપર ચડે નહીં પછી માખણ મસળે તો નરમ પડે



## માખી

ચ ઊંદરી જાય, બાળ આવે—માખીનો અત્તાર, સાબુ, અંકોળાના રસમાં ઘસીને ૯ દીવસ સુધી લગાડે તો ઊંદરી સારી થાય



## માજુફળ.

છ. ગોળો મોટી થાય તો—માજુફળ અને અસગંધ પાણીમા પાસીને ગરમ ગરમ લગાડવું

જ. આમણુ—સફરામાથી બહાર નીકળે ત્યારે માયુ અને કલઈ સપેતો સંભાગે મેળવીને સફરા ઉપર લગાડે. ઘણું જુનું દરદ હો થાએ અને ઘણોજ વખત ચાલુ રાખે તો ફરી બહાર આવે નહી.



## માણસનું મુત્ર.

ક. સાપના ઝેરનો ઉપાય—ડંખવાળા દરદીને માણસનું મુતર પાચ તોલા દસ દસ મીનીટે પાવું. વધુ પીવામાં અપાય તો અડચણ નથી. શરીરે ઘી સારી પેઠે મસળવું ગળામા ગરમી જણાય, ગળુ મુકાય તો ઘી પાવું, સાપના ડખ મટે માણસનુ મુત ઉપયોગી છે એવું ઘણી વખત લખાયલ છે

ખ. સાપના દંખ માટે તાતકાળ ઉપાયો સાપ કરડે કે તરત માણસનું મુતર મહારી લોકો પીવામાં લે છે તેથી સાપનુ ઝેર લાગતુ નથી,



## માયા.

ગ અતીસાર લોહી સાથનો—માયાને ઘીમા તળીને ભુકો કરી ખવાડે



## માયુફળ

ઘ. ખાલ માટે—માયુફળને ચોખાના ધોવણમા ઘસીને ચોપડે તો ખીલ મટે.

આમણ એમે—માયાનુ પાની લગાડવાથી અથવા લુગડ એ પાણીમા ભીજવો આમણ ઉપર મુકે તો આમણ પાછુ બેસ

નાસર માટે—માયાની બળેલી રાખ નાસુર ઉપર ભભરાવવી

દાઝેલા માટ- માયાફળને પાણીમા ઘસીને ચોપડવુ.



## માલકાકણી

ચ, બુદ્ધિ વધ—માલકાકણીના દાણા દુધમા બાફી, જરા સુકવી છોટલા કાઢી પાચથી સાત દાણા રોજ ખાવાથી બુદ્ધિ વધે છે.

છ લકવાનું તેલ, સુણએહેરીનુ તેલ—માલકાકણી, તેથી બમણું તલનુ તેલ, ચારગણુ દુધ, એ સઞળુ ઉકાળવુ, માવો બંધાય ને તેલ છુટું પડે તે મસળવુ

જ સાપના ઝેર માટે—સાપના ઝેર માટે ડખ ઉપર એનું મુળીઉં પા

બીમાં ઘશી લગાડે છે

ઙ કોઢ—સફેદ કોઢ માટે માલકાકણી ગાયના મુત્રમા દીન એકત્રીસ પલાળી રાખી તેનુ તેલ કાઢી ચોપડવુ

ખ હીસ્ટીરીઆ માટે—માલકાકણીના બીને લુગડામાં મુકી ખુબ મસળી અંદરથી કચરો ઝાટકી કાઢવો. બીને બીનો હાથ લગાડી લોઢી પર સેકી તેમાથી રતી બે (ચાર ગ્રેન) લઇ સાકર સાથે મેળવી ૩ દીવસ ખાવી

ગ મનશકિત ખીલે—માલકાકણી (જ્યોતિષ્મતી) નુ તેલ ૩ ટીપા અથવા માલકાકણીના બી નંગ ૫ પાન સાથે મેળવીને ચાવી જાય તો બુદ્ધિ વધે અને મનશકિત ખીલે છે

ઘ યાદદાસ્તશકિત વધે—યાદદાસ્તશકિત માલકાકણી વધારે છે, જેમ જાયફળ આમળા, પસતા, બદામ, ઘી, કાહાનો મુરબ્બો ખા વાથી યાદશકિત વધે છે તેમ માલકાકણીથી વધે છે

ચ તેલ—માલકાકણીના બી તોલા ૨॥ ખોખરા કરીને ૨ મીનીટ ઠીકરા ઉપર સેકી સણના કપડામા મુકી સાંચામાં દાબી તેલ કાઢવુ. આ તેલના ટીપા બે નાગરવેલના પાનમા દીવસમાં ૩ વાર ખાવા જો તેલ ન નીકળે તો, માલકાકણીના બી ૫ નાગરવેલના પાન સાથે ચાવી ખાવા, એમા ફોસફરસનો ગુણ છે. તેલ પીળા રંગ નુ છે માત્રા ૫ થી ૧૦ ટીપા દુધમાં અથવા સાકેર સાથે ખાવા

છ શરીરે શકતી વધે—માલકાકણી શેર ૧, કાળા તલ ૩ પઇસાભાર, લાલ ચણોતી ૩ પઇસાભાર, ધતુરાના બી ૩ પઇસાભાર, ભાગ ૩ પઇસાભાર લેવી. તેને તેલના ૩ પત દેવા અને જંતરમા તેલ ગાળી લેવુ. આ તેલના ૩ ટીપાં પાનપર લગાડી ખાવાં અને તેલ પાન પર લગાડી તે પાન નસ તથા માઉસના લોચા ઉપર બાંધે તો તેમાં શકિત આવે.

જ વીર્ય વધે—૧ કળીવાળું લસન એક શેર દુધમા ઉકાળી લુગડાથી ગાળીને રોજ પીવુ.

ઝ. બુદ્ધિ યાદશકિત વધે છે—માલકાકણીનો વેલો થાય છે તે યાદદાસ્

વધારવાનો ગુણ ધરાવે છે.



## માંકડ.

ક. વાળો—પગમા વાળો હોય તો ૩ માંકડ ગોળમાં પહેલે દીવસે ગળવા બીજે દીવસે ૪ અને ત્રીજે દીવસે ૪ ગોળમાં ગળવા.

ખ. સસણી, દાતનુ બેસી જવુ—માકડનું થોડી રૂમા મુકી, તે રૂનો કાકડો કરી તેનો ધુમાડો સુંઘાડવો.

ગ કાનમાં માકડ ગયો હોય તો મધના ટીપાં કાનમા મુકવાં.

ઘ. ટાઢીઆ તાવો માટે—માકડ ૩, તુળસીના પાતરા ૩ ગોળમા ગોળી કરવી. આવી ૧ ગોળી દરરોજ ૩ થી · દીવસ ખાય તો તાવ જાય.



## માઉંસ (બકરાનું.)

ચ. કાનકચુરો કાનમા ભરાયો હોય તો માઉંસનો ખામો કરી કાન આગળ ધરવો. તેના વાસથી કાનકચુરો બહાર નીકળી માંસને વળગે છે અથવા મસાળેદાર ભુજેલુ માઉંસ કાન આગળ રાખે તો તેના વાસથી તે ખાવા આવે છે



## મીઠું.

સાધવ=સીંધનું મીઠું=Chloride Sodium & Magnisium.

છ. સમુદ્રનુ મીઠુ-Sea Salt, ભુખ લગાડે છે, તરસ લગાડે છે, ઈન્ટર મીટન્ટ તાવ બરોળ સાથની હોય, તે માટે મીઠું ખાવામાં આપે છે.

જ. કબજીઆત—મીઠું મોટા આદમીની કબજીઆત દુર કરે છે.

ઝ. વાળો—વાળા માટે મીઠું ઉપયોગી છે.

. મીઠી પીસાબ માટે—મીઠાને પાણી સાથે મેળવીને પીવાથી પીસાબ

ઓછી થાય છે. ખાંડમાં ઘટાડો થાય છે.

ક. કેફ-દારની કેફ, મીઠુ ખાવાથી ઓછી થાય છે

ખ મોટી થયલો ગોળી, અથવા બીજા સોજા ઉપર મીઠાનો નક કરે તો સોજો નરમ પડે

ગ. પીચકારી-સ્ત્રીઓને પાણી પડતું હોય, તે વેળા પાણીની પીચકારીમા મીઠું વપરાય છે

ઘ દાંતનુ દુખવુ-દાંત ઉપર મીઠુ મુકે તો દુખાવો મટે

નાહવાના પાણીમા મીઠુ નાખે તો દુરબળ બચ્ચાની તંદુરસ્તી વધે છે

ચ. વીચ્છુનો ડંખ—નાગરવેલ પાન પર બીજું પાન ઉંધુ મુકીને તે ઉપર નીમક મુકી ખુબ ચાવી ચાવીને રસ ગળવો પા કલાક પછી ખપ પડે તો બીજીવાર ખાવુ

છ ફીકરાવાળા દરદીને મીઠુ ખાવા દેવુ નહીં ફીકરાની અકસીર દવા બરોમાઇડ છે તેનો ગુણ મીઠુ તોડી નાખે છે

જ. વીચ્છુના ડંખ મટે-મીઠું ૦॥ તોલો ડંખ ઉપર બાંધી રાખવ

ઝ દાંતને સાફ કરવા માટે મીઠાના પાણીના કોગળા કરવા

ટ માથું દુખવા માટે-લોહીના જોરસાથી માથુ દુખે ત્યારે ગરમ પાણીમા મીઠુ નાખી, પગના તળીઆ સેકવા

ઠ. વીછુનો ડંખ—એક ચમચો મીઠુ, પાચ તોલા સાટીમા પીગળાના તેના પોતા કરી ડંખ ઉપર મુકવા.

ડ. વીચ્છુનુ ઝેર--મીઠાનુ પાણી કરી, નાકમાં ૩ ટીપા મુકવાથી ઝેર ઉતરે છે.

ઢ. ઘા રૂઝે—મીનધાલુણના પાણીમા લુગડુ બોળી જખમપર નાખે તો જ રીનો ઘા રૂઝે છે

ણ. કોહવાટ. જુના ચાદા—રીનધાલુનના પાણીમાં લુગડુ બોળીને ચાદા ઉપર મુકે અને લીલુ પાનરૂ ઉપર બાંધે, તો ફાયદો થાય-

ત. ચોથીઆ તાવ માટે-ભુંજેલુ મીઠું કાફી જેવુ થયલું હોય તેમાથી ૦। તોલો પાણીમાથે મેળવીને ચોથીઓ તાવ નરમ પડયા પછી આપવુ આથી

તાવ જાય છે. આ ઉપાયથી દરદીને તરસ બહુ લાગે તો થોડું થડુ પાણી આપવું. ભુખ લાગે તો હલકો ખોરાક લેવો શરદીથી દુર રહેવુ.

ક. ધાતુ ક્ષીણ થાય—મીઠું ઘણું ખાવાથી ધાતુક્ષીણ થાય અને દારૂની કેફ ચઢે નહીં

ખ. બરોળ માટે— વધારે પુષ્કળ ખાર વાપરે છે તેથી વીર્ય નબળો પડેલો જાણુ યજ્ઞો છે

ગ સાપનુ ઝેર ઊતરે—૧ તોલો મીઠુ લઈ તેને આકડાના દુધની ભાવના આપે અને ગાયના દુધમા પીવાડે તો ઉલટી થઈ ઝેર ઊતરે છે.

ઘ ખરજસાં માટે—મીઠુ, આમલીના પાંતરાંનો લેપ કરી ૭ દીવસ ખરજસાપર બાંધવું,

ચ દુરગધ નાશ કરે—ચુનો અને મીઠુ છાંટવામાં લેવુ.

છ કલઈ ખાઈ જાય—મીઠુ કલઈના વાસણમા ગરમ કરે તો કલઈ ખવાઈ જાય છે.

જ. મેલેરીઆ તાવ માટે મીઠાને લોઢાંની કઢઈમા (ત્રાબાની કઢાઈ ન ચાલે) ગરમ કરવુ. ધીમી આચ રાખી કાશી જેવુ કરવુ તેમાથી ચમચો એક ભરી નીમક પાણી સાથે, મેળવી સહવારના પહોરમાં ભુખે પેટે આપવું તો તાવ જાય

સમબારી મીઠુ—અજમેરની પાસે સમબાર ગામમાં જતીનમાંથી ખોદી કહાડે છે તે મીઠુ સમબારી મીઠુ છે.

ઝ છાતી ઊપર દાહ માટે ૦। તોલો મીઠુ, ૦। તોલો સોડાબાઈકારબન. સોડા વોટર સાથે પીવું

ટ. પીતના ચાદા માટે—સીધાલુણ, પાણીમાં ઘસીને ચોપડવુ,

કુતરાના ઝેર માટે—મીઠુ જખની અંદર ભરી પાટો બાંધવો. પીગળી જાય ત્યારે ફરીથી મીઠુ ભરવુ.

ઠ દાંતના દરદ માટે ૪ ગ્રેન મીઠુ શુંઘવાથી દાંતનો દુખાવો મટે છે.

ડ. મીઠાના પાણીના કોગળા કરવાથી જીભનો દરો સાફ થાય છે.

ક. દાતનુ મજન—મીઠું દાતને સાફ કરે છે, પારાને મજબુત કરે છે અને વાસને દુર કરે છે.

ખ. માથું દુખવું નરમ પડે—એક ચપટી મીઠું મોઢામા મુકી ઠડું પાણી પીવુ

ગ ફુલની ડાખળી મીઠાના પાણીમાં રાખવાથી ફુલ ઘણો વખત તાજા રહે છે

ઘ સળેખમ – મીઠુ બારીક કરી સુઘવામા લેવું

ચ આખને મીઠાંવાળા ગરમ પાણી સાથે ધોવાથી થાકેલી આંખ ખુલ્લી પડે છે

છ. દાતમાનું લોહી બંધ પડે—મીઠાંવાળા પાણીના કોગળા કરવાથી લોહી બંધ પડે છે,

જ ઈન્ટરમીટન્ટ ફીવર--મીઠુ તાવ અટકાવનાર તરીકે વપરાય છે પણ કયુનાઈન કરતા ગુણ ઓછો છે.

ઝ જખમ, ચાંઠા રૂઝે –મીઠાના પાણીમાં લુગડું બોળીને ચાઠા અથવા જખમ ઉપર મુકે તે ઉપર ઝાડનુ પાતરૂં મુકી પાટો બાધે તો રૂઝ આવે.

ટ. વીન્છુના ડખ માટે દરદીની આખમાં મીઠાના પાણીના ટીપાં મુકવાં.

ઠ. ઉડતા રોગના જીવજતુઓનો ઘરોમાથી નાશ કરવા માટે ચુનો ધોળવામાં આવે છે. તે વખતે ૧ મણ ચુનાના પાણીમા પોણો તોલો મીઠુ નાખવાથી વધારે સારૂ પરીણામ આવે છે

ડ કુતરાનુ ઝેર—હડખવના કુતરાં અથવા કોહલાંએ કરડેલાં દરદીનો જખમ ગરમ પાણીથી સાફ કરી તે જખમને લોખંડના લાલ તપેલા સળીઆથી દાબવો અને પછી તે ઘા ઉપર મીઠાંનું લોશન (૧ ભાગ મીઠુ અને ૧૫૦ ભાગ પાણી મેળવેલુ) લગાડયાજ કરવું.

ઢ ગુમડાં—શરીર ઉપર ગરગુમડાં થયા કરે તો નીચે મુજબ દવામાંથી એકેક ચમચી દવા ત્રણ ત્રણ કલાકે પીવી—મીઠુ ૧॥ ડ્રામ પાણી ૪ આઊંસ મેળવીને વાપરવું

ક. વીચ્છુનો દંખ ઊતરે--મોઢામાં મીઠુ પીગળાવી પછી દંખની ઊલટી બાજુના કાનમાં જોરથી ફુંક મારે. દંખ શરીરની ડાબી બાજુએ હોય તો જમણા કાનમા અને જમણી બાજૂએ હોય તો ડાબા કાનમાં જોરથી ફુંક મારે.

ખ. વીચ્છુનો દંખ ઉતરે--લીલી હળદનો રસ તથા નીમખ મેળવીને આખે આંજે. લીલી હળદ ન મળે તો સુકી ચાલે. પગના તળીઆનેબી એ રસ ચોપડવો

ગ સાતપરાનો ઈલાજ—મીઠુ, સુકાં મરચાં, હળદર સુકી સભાગે મેળવીને બાંધવુ. રોજ નવું બાધવુ.

ઘ. વીચ્છુનો દખ ઉતરે—દરીઆનું મીઠુ પાણીમા પીગળાવી તેના ટીપાં પાંચ આંખમાં નાખે. અથવા મીઠાનું પાણી કરી તેના કડકા દરદીના મોઢાં પર મારે

ચ. કુતરાના દંખ માટે મીઠુ વાટીને દંખ ઉપર દાબીઆ કરવુ.

છ. મસા શરીર ઉપરના ખરી પડે—મીઠુ ને ડુંગાનુ પાણી મેળવી લગાડે



## મીંઢળ.

જ. મીંઢળનુ દાતણ કરવાથી દાંત ઢીલા પડે છે. એના ફળ ગાંધીઓ વેચે છે

ઝ ઓકારી લાવવા માટે--મીંઢળના બીજને કપડછંદ કરી તેમાથી ૧ વાલ ફાકી લે. ઊપરથી પાણી પીએ તો ઓકારી થાય. વળી ફરીથી પાણી પીએ તો વધુ ઓકારી થાય એ મુજબ જેટલીવાર વામીટ કરાવવુ હોય તેટલીવાર પાણી પીવાડ



## મીણ.

ટ. નાસુર સારૂં થાય—મીણનુ તેલ નાસુરમા મુકે. તેલ બનાવવાની રીત--૩ા શેર મીઠુ ગરમ કરવું. ગરમ થયલું મીઠુ આતસ પર મુકતાં ફુટે નહી ત્યાં સુધી ઠીકરાં ઉપર ગરમ કરવુ તે



મોઢાને જ તરમાં મુકી તેની ઉપર ૧ શેર મીણ મુકી અરક કહાડે તેમ તેલ કહાડવું. પહેલા તેલના થોડા ટીપા રદ કરી પછીનું એકઠું કરવું તે તેલ નાસુર માટે બહુ સારૂં છે જ તર મા મીઠું રહે તે જખમ ઉપર દાબવાથી જખમ રૂઝાય છે.

ક. રગતપીત, માંહિસનો કોહવાટ—મીણ, રાળ, માણસના હાડકાનું ચુરણ સંભાગે લઇ તેનું તેલ પાતાળયંત્રથી કાહાડી શરીરે લગાડે ઘણુંજ ફાયદામંદ છે



## મુળો.

ખ તજા ગરમી—તજા ગરમીથી હાથ પગ ફાટે છે કોઇવાર લોહીભી નીકળે તે ઉપર મુળાના પાકેલા પાતરાનો રસ ચોળાવો

ગ બંધેજ રહે, ફજીવન આપે—મુળાના બીજ તોલો ૦। વાટી પાણી સાથ ત્રણ દીવસ પીએ તો બંધેજ રહે.

ઘ નનામા શક્તી આવે—મુળાના બીજ તોલો ૦॥ નવટાંક તેલમા ઉકા ળીને તેલ નનોપર મસળે તો નસમા જોર વધે છે

ચ. લીવર (યકૃત) ના દુખાવા માટે મુળાનો રસ તોલા ૨॥ દીવસમા ૩ વાર પાવો અને બહાર દરદવાળી ચામડી ઉપર મસળાવો

છ દરાઝ માટે—મુળાના બીની ગોળી લીંબુના રસમા કરવી અને દરાઝ ખણીને ઉપર લેપ કરવો.

જ ટાકાના દરદ, પીસાબના દરદ—પાતરા સાથે આખા મુળો સવારે ખાવાથી આ દરદોને ફાયદો થાય છે.

ઝ. પીસાબ છુટે—મુળાના પાદડાં અને સુરોખાર છુંદી પીડુ ઉપર બાંધે તો પીસાબ છુટે છે.

ટ. રેતી પીસાબે પડતી હોય—કુમળો મુળો પાદડા સાથે સવારે રોજ ખાવાથી રેતી ધોવાઇ જાય છે. મુળો સાંજે ખાવામાં અવગુણ છે.

ઠ. ગુરદાનો દુખાવો—મુળાના પાતરાંની ભાજી ઘીમાં બનાવીને ખાવી અથવા લીંબુનો રસ તોલા ૨॥ મુળાનો રસ તોલા ૨॥,

મધ તોલા ૨॥ જવખાર તોલો ૦। એના બે ભાગ કરી સવાર સાંજ પીવામાં લેવું.

ક. હરસ માટે—મુળાના પાકાં પાંદડાનો ઉપલા અરધા ભાગનો રસ ૧ તોલો, પાંચ ટીપાં ઘી નાખી સવાર સાંજ પાંચ દીવસ પીવાથી જાથૃકના મસા જાય છે.

ખ પીસાબ છુટે—મુળાના પાતરાનો રસ શેર ૦। પાશેર પીએ તો પીસાબ છુટે

ગ પીસાબ છુટે—ઉદરની લીડી તોલો ૦॥ સુરોખાર તોલો ૦॥ વાટીને દુંટી માહે ભરે અને તેની ઉપર મળાના પાતરાં બાંધે તો પીસાબ છુટે

ઘ. પરમો સારો થાય—મળાના પાતરાનો રસ તાજો રોજ બે પઇસા ભાર પીવો

ચ પારો શરીરે ફુટી નીકળે ત્યારે દરદીને મુળાના પાતરાનો રસ પેટ ભરીને પીવાડે અને શરીરે ચોપડે.

છ. જુ મારવા માટે પારાને મુળાના પાતરાનાં રસમા મસળીને લગાડ

જ. પરમો—મુળાના પાતરાંનો રસ ટાંક ૯. ગોળ ટાંક ૨॥, મીઠું ટાંક ૧ મેળવીને પાવો

ઝ. હરસ માટે મુળાના પાતરાનો રસ સાકેર સાથે રોજ સહવારે નરને કોઠે પીવો

ટ. કુતરાનો દખ—મુળાના પાનની પોટીસ કરી ગરમ ગરમ દંખ પર બાધવા.

ઠ. વીચ્છીનો દંખ ઉતરે—મુળાનો રસ દંખ ઉપર ઘસે તો ઉતરે.

પીસાબ છુટે—મુળાનો રસ તોલા ૨॥ અને સાકેર તોલો ૧ મેળવી દીનમા બે વાર પીવે.

ડ. કાનની સુળ મટે—મુળાનો રસ, સરસીઉં તેલ અને આકરાના પાતરાનો રસ દરેક ૧૦ તોલા પાણી ૨૦ તોલાને મેળવી અંગાર ઉપર ગરમ કરી પાણી બાળી નાંખે અને તેલ રહે તેના ટીપા કાનમાં નાખે



## મુસળી કંદ.

ક. વીર્ય વધે--મુસળીકંદના બીજ નવટાકના ભુકાને ગોળ સાથ ચીના બોર જેવડી ગોળી બનાવી દરરોજ ૧ ખાય તો શરીરે તાકાદ રહે.

## મોરસળી—બકુર—બોરસળી.

ખ. હાલતા દાત મજબુત થાય—મોરસળીના ફુળ મગજને બહુજ તરી આપે એની ખુસબો બહુ સારી છે આ ઝાડની છાલ રોજ ચાવે તો દાત મજબુત થાય

## મેથી.

ગ મથી--મેથીમા આગે અને ગુંદર નથી. એમાં ચરબી વધારનારૂ તત્વ છે.

ઘ મેથી ઘોડાઓને મસાળામા ખવાડે છે એ શકતી વધારે છે

ચ. બાળ ખરી પડેલા તાળકા ઉપર મેથી છુંદીને મુકવાથી બાળ પાછા આવે છે

છ ગળાના દરદ માટે મેથી ખાવામા આપે

જ ચામડી સુવાળી અને ચોખી રાખવા માટે એનો આટો પાણી સાથે મેળવી શરીરે મસળાય છે.

ઝ બરોળ માટે મેથી ખાવામા આપે છે.

ટ મેથી મગને મળતી છે પણ મગનો રંગ લીલો હોય છે

ઠ મેથી અડદને મળતી છે પણ અડદનો રગ કાળો છે

ડ આતરડું ઉતરેલુ હોય ત્યારે મેથીનો આટો, ધતુરાના પાદડાંના રસમા મેળવી ગરમ કરી લગાડવાથી આંતરડુ ચઢે છે.

ઢ. લોહી ફરતુ કરે છે—મેથી દાણા ૨૧ ખોપરાં ફગી સુક તોલો ૦ા, સાકેર ૧ તોલો, ખખળતુ પાણી શેર ૦ા નાખી આખી રાત રાખી સવારે પીવુ.

ણ. સધીવામાં લોહીનુ ફરવું બંધ થાય છે તે વેળા મેથી ખાવાનો

ચાલ સાધારણ છે. કોમળી શરીરનો ભાગ રહી જાય ત્યારે મેથી ખાય છે. ઘરડા માણસ વધુ વાપરે છે. એનું વસાણું બનાવી તથા ખીચડી પકાવી ખાય છે.

ક. અંતરગળ માટે—મેથી છુંદી પાણીમા નકાળી મસકા જેવી કરી ઉતરેલા આતરટાવાળી જગા ઉપર બાધવી. એમા સોસવાની શકતી છે માટે આતરડુ ઉપર ચડે છે.

ખ કાટો—કાટો ભાગ્યો હોય તો કાટાવાલા ભાગ ઉપર છુંદેલી મેથી બાધવી આથી કાટો બહાર આવે છે

ગ ગુમડા અને ગાઠ પાકવવા માટે મેથીને વાટી જરા નીમક સાથ પાણીમા પોટીસ કરી બાંધે તો પાકે

ઘ. તાવ એકાતરીઓ જાય—મેથી અને પમારીઆના બી સંભાગે મેળવી તેમાંથી ૦ા તોલો ચવીને ખાઇ જાય તો તાવ જાય

ચ કાનમાથી વેહેતુ પરૂ બંધ થાય—મેથીને દુધમાં ભીજવી રાખવી. તેને વાટી રસ કાહાડી કાનમાં નાખવો



## મેંદી.

છ પગના તળીયામા અગન બળે તો મેંદીના પાતરાંને લીંબુના રસમા વાટી લેપડી પગે બાધે તો અગન નરમ પડે

જ ઓરતની જાત બહાર પડતી હોય અથવા આમન સફુરાની બહાર નીકળે તો મેંદીના બીની લેપડી મુકી જોરથી કાછડો વાળવો.

ઝ. ઓરતને દસ્તાન ઘણું જાય તો જેનસીઅન ૩૨ પાઉડર અને મેંદીના કુટેલા પાતરા મેળવી ઓરતના બધે હાથે લગાડે તો લોહી બંધ થાય

ટ. કોઢને માટે મેંદીના પાતરાં ૧ તોલો લઇ પાણીમાં આખી રાત ભીજવી સહવારમા ૪૦ દીવસ સુધી પીવું.

ઠ. દરાજ માટે મેંદીના પાતરાં સરકામાં ચોળી દરાઝને ખનીને તે ઉપર લગાડવું.

દાઝેલા માટે મેંદીના પાતરાં માખણમાં વાટી લગાડવાં
વાળા ઊપર મેદીના પાતરાંની લેપડી મુકે તો વાળો બહાર આવે
હાથપગ ફાટે તે માટે મેદીને પાણીમાં પીસીને લેપ લગાડવો

ક. કમળો—કમળા માટે મેદીના પાતરાં ૨ તોલા લઇ તેને પાસેર પાણીમા ૧ રાત ભીંજવે તે ગાળીને સહનારે દરદીને પીવાડે

ખ. સફેદ કોઢ માટે મેદીના પાતરાનો ઊકાળો ઘણા દીવસ પીવામા લીએ.



## મોગરો.

ગ દુધ વધારે—ઓરતના થાન ઊપર બાધવાથી દુધ વધે છે



## મોતી.

ઘ. મોતી માછલીમા પાકે છે. તે ચોકસ દરીયામાં થાય છે

ચ મોતી સાફ કરવાની અને ચળક આપવાની રીત નીચે મુજબ છે—
આલ્કોહોળ તથા ઘથરમા હલાવે છે. એસીડ સલફ્યુરીક, આસીડ ઓકઝેલીક, પ્લેટ પાઊડર, વીગેરે ચીજો મોતી સાફ કરવામાં વપરાય છે.

છ બનાવટી મોતી—રહુ માછલીની આંખોને હીમળોકની સાથે લુગડામાં બાધવી, દોરી લાબીલટકતી રાખવી. કાદવનું એક લાંબુ વાસણ (ઘડીયું) લેવુ, તેમાં અડધું પાણી નાખવું, મોઢા ઊપર કોડીયુ મુકવું, કોડીયામા વચે કાણું પાડી તે કાણાંમાંથી પોટલી વાસણમાં લટકતી રાખવી. પાણી પોટલીને લાગે નહી તેમ રાખવુ, ચુલા ઊપરનું પાણી બાળી નાખવું. વરાળના જોરથી પેલી આંખા કાઇક જુદું રૂપ લેશે. આ પાકેલી આખો મોતીના જેવી થાય છે પણ તે મોતી વીંધયા પછી એની ખામી દેખાઇ આવે છે.



## મોતીઓ (આંખનો)

ક મોતીઓ આંખનો, આંધળો દેખે—કાળા સાપની ચરબી, સખની નાભી, નીરમળી એ સભાગે મેળવી આંખે અજન કરે તો ફાયદો થાય

ખ પરવાળા તથા મોતીઆનુ અંજન—ખાપરીયું, બરાસકપુર, ચીનાઈ સાકર,

ગ. પોરટુગલ તપકીર હીમજી વરકે એ બધાંને ૭ દીવસ સુધી ખરળ કરે. છાયામા સુકવે અને પાછુ ખરળ કરે અને અજન કરે.

ઘ મોતીઓ આંખનો—કાળા સાંપની ચરબી, સંખની નાભી, નીરમળી, કાળો સુરમો સંભાગે લઇ ખુબ પીસી લુગડી કરે. એરંડીઆના પાતરાં વીટાળી ઉપર સુતર બાંધી માટીનું પડ બે આંગળ ચડાવે પછી ચાર છાણા વચે મુકે. લાલ થાય તે કાઢે, અદરથી માંખણ જેવું નીકળે તેનુ અંજન કરે.

ચ. મોતીઓ, ફુળું—હરડા, બેહેડાં, આમળાં તોલો ૦ા, પીપળ ૧, મરી તોલો ૦ા, મોતી વાલ ૧, પરવાળું વાલ ૧, સુરમો વાલ ૧, મમેરૂ વાલ ૧૦, કસ્તુરી વાલ ૧, બરાસ કપુર વાલ ૧, લવગ વાલ ૪, એલચી વાલ ૪ એ સરવેને બારીક કરી બકરીના મુતરમા

છ. ભોજવી રાખી મટોડીના વાસણમાં રાખે, પછી ગોળી વાળે. તે ગોળી પાણીમા ઘસી અંજન કરે તો ફાયદો થાય



## મોથ.

જ. તાવ પીતનો અને તરસ લાગે તો—મોથ અને ખડસળીઓ અેકેક તોલો લઈ એનાં ચાર પડીકા કરવાં. ૧ પડીકું દોઢ શેર પાણીમાં ઉકાળી કાદવના વાસણમા આખી રાત રાખવુ. દીવસે તે નીપારીને દરદીને પાવું. આથી તરસ મટે છે અને તાવ જાય છે.

ઝ. એકાતરીઓ તાવ—(અન્યેદ્યુ) ૨૪ કલાકમાં એકવાર તાવ આવી ઉતરી જાય તે માટે મોથ, કાળી દરાખ, ઇંદ્રજવ સભાગે મેળવી ગોળી ચણા જેટલી કરી આપવી

ક બાળ કાળા અને તેજસ્વી બને—તેલમા તળેલા આમળા ૮ ભાગ, કોપરૂ ગોવાઇ સુકું ૪ ભાગ, કપુર કાચળી, કચોરો, સુગંધીવાળો, મોથ, અગર, તગર, સુખડ, ગુલાબકળી એકેક તોલો એ બધાને પાણી મા મેળવીને બાળ ઉપર લગાડે છે.

ખ ભુકાને વાપરવાની રીત—ભુકો તોલા ૨ પાણીમા આખી રાત ભીજવી સહવારે નાહતી વેળા અઠવાડીયામાં ૧ વાર બાળે લગાડે તો ફાયદો થાય.

ગ. પીસાબ એ અખબાર આવે તે ગરમીની ખુસકીની હોય તો પાણીની તરસ ઘણી લાગે તેનો ઇલાજ—ધાણા, સુખડ. લીમડાની છાળ, મોદ, એલચી. નાગકેસર એ સરવેનો ઉકાળો સાકેર સાથે પાવો.



## મોમીઆઇ - (બનાવટી)

ઘ શરીના દરદો, વા, લકવો, દમ જેવા રોગ, દબડાયલા—એને માટે ભીલામાંનું તેલ શેર ૧, સફેદ રાળ શેર ०।, ભેંસા ગુગુળ શેર ०।. હીગળો તોલો ૧ આ ચીજોને ઉકાળી પાક જેવું ઘટ થાય અને ચીની રકાબી ઉપર થાપી દેવુ. અને કટકા કરવા. દબરાયલા માણસને મીઠા તેલમા એ મેળવી મસલે છે. ચણા જેટલી મોમીઆઇને ૫ તોલા ઘીમાં ગરમ કરી તેમાથી તોલો ०॥ રોજ પીવામા આપે



## મોરથુથુ

ચ રતનજોત, આંખની સળી—એ ઘણી જાતના આખના દરદો સફા કરે છે. અંગ્રેજી તેમજ દેશી વઇદોમાં એ વપરાય છે. એની બનાવટ નીચે મુજબ છે—મોરથુથુ, ફટકી, સુરોખાર સંભાગે લેવો. આ બધા એકઠા વજનનો પચાસમો ભાગ કપુર લેવો. તેઓને અંગાર ઉપર ગરમ કરી નરમ થાય ને સળીઓ બનાવવી. (મોરથુથુ અંગાર ઉપર પકાવીને લેવું.)

છ ઉલટી કરવા માટે ૧ વાલ મોરથુથુ પાણી સાથે પીએ આ વામીટ

કીધા પછી દરદી નબળું પડતું નથી.

ક. આંખના ખીલ ઉપર મોરથુથુ લગાવે તો મટે.

ખ વાળો—મોરથુથુ જુવારના દાણા જેટલું ગોળ સાથે દરદીને ૩ દીવસ આપે વાળો મટે, વાળો છે ત્યાં સુધી વામીટ આવે નહી, વાળો મ રી ગયા પછી મોરથુથુ પોતાની અસર જણાવે અને વામીટ લાવે (એમાં જોખમ નથી)

ગ. નાસુર માટે—કામળી બાળીને રાખ કરી તેમાં મોરથુથુ મેળવી લગાડે તો રૂઝ આવે છે

ઘ. હરસ માટે—મોરથુથુ અને ટંકણખાર દરેક તોલો ૧ લેઇ બંનેને વાટી ૩ દીવસ લેપ કરે તો મસા તુટી પડે. પછી સાઠી ચોખા રાંધી તેની લેપડી કરે (આ ઇલાજ આકરો છે.)



મઠ

અ. ખીલ મોઢા ઉપરના મટે—નાક ઊપર અથવા મોઢા ઊપર ખીલ થાએ છે તેને દાબે તો અંદરથી પરૂ અથવા બીઓ નીકળે છે. ઓરતને દસતાન પેદા થાએ અને મરદને વિર્ય પેદા થાએ ત્યારે ખીલ થાએ છે. એ જુવાની સરૂ થવાની નીસાની છે, એના ઇલાજો મઠનો આટો સરકામાં મેળવી લગાડવો. મરઘીનાં બે દાના કોચલાં, અથવા હાડકાની રાખ અથવા દરાખના ઝહાડની રાખ મો ઉપર લગાડવી.

છ. પીત છાતીએ થાય ત્યારે મધ અને પાણી પીવુ અથવા ખજુરનું પાણી પીવુ



## માનો આબ્બો.

જ. ટાઢીઆ તાવ માટે—આ ઝાહાડના સારાત્રણ પાંતરાને દીવેલની ધુપ આપીને બાજુએ બાંધે તો તાવ જાએ. આ પ્રયોગ હજી વપરાયછે



ભાગ ૨જો સમાપ્ત

श्री ૫.

# છાલો પાલો મરી મરીમશાલો.

## ભાગ ૩ જો

### રંગ માહી.

ક. મંદાગ્નિ શાકની વડી—રંગ માહી ૧ ભાગ, પીપર ૪ ભાગ, મધ ૪ ભાગ મેળવીને તેમાંથી પા અથવા અરધો તોલો પાન ખાધા પછી રોજ ઘડી પાણી સાથે ખાવું

### રતનજોત.

ખ. જખમ પુરાય—રતનજોતના ઝાડના દુધમાં લુગડું ભીંજવી જખમ ઉપર મુકવાથી લોહી બંધ થાય છે. અને પોપડી બાઝે છે

ગ. કમળો—રતનજોત (તનદીરી) ના પાદડાનો રસ ૦। થી ૦॥ તોલો દહીંમા મેળવીને ખાવો

ઘ. દુધ વધે—રતનજોતના પાંદડા છાતીએ બાંધે તો સ્ત્રીને દુધ વધે છે

ચ. પાતરનો રસ છરીને ચોપડી મુકયા પછી લીંબુ કાપે તો તેમાથા લોહીના જેવો રસ નીકળે છે.

છ. રતનજોતનું ઝાડ નીપાળાના ઝાડ જેવું ગુણમા છે પણ તેમાં કસ ઓછો છે

જ. રતનજોતના ઝાડને મોગલાઇ એરંડીઓ કહે છે. એના બી ખાવા થી ઝાડો આવે છે, પાદડાથી બ્લીસ્ટર ઉઠે છે એ ઝાડનો રસ ચીકાસવાળો છે શરીર ઉપર લગાડયો હોય તો (Coll o dian) ની માફક પોપરી બંધાય છે.

ક નસોને શકતી આવે, બંધજ રહે, હાથ ધુજતા નરમ રડે—રતન જોતનું દુધ ૩ દીવસ લગાડયા કરવુ. તેથી ચામડીપર લોહી ફરતું થશે વધુ લગાડે તો ફોફ્રઇઓ ઉઠે. રતનજોતનુ દુધ ૧ ભાગ પાણી ૫ ભાગ મેળવીને તેનાં પોતાં નબળી નસવાળા ભાગ ઉપર મુકી ૧ કલાક રહેવા દેવું. એ પ્રમાણે રોજ લગાડવું. ધુજતા હાથના આંગળાં આ પાણીમાં રોજ ૧ કલાક બોળી રાખવા

ખ. દાંતનો દુખાવો, દાંતનુ હાલવું—રતનજોતના દુધમાં પાનમાં ખાવાનો કાથો ભીજવી, સુકવીને દાંતને ઘસવાથી દાંતનો દુખાવો નરમ પડે છે અને હીલતા દાંતો મજબુત થાય છે એ ઘણો જાણીતો ઇલાજ છે.

ગ. પરમો, હરસ, ધાતુ વીકાર માટે—રશનજોતનું મુળીઉં બે આની ભાર દુધમાં ઘસી સાકર સાથ પીવું.

ઘ. ધાતુ પુષ્ટી માટે—રતનજોતની કળી ૫) ઘીમા તળી સાકર સાથે રોજ બે વાર ખાવી.

## રસોત.

ચ. શરીરે પીતના ચાંદા—રસોત, મરી, અફીણ, લીમડાના પાંદડા ચાક સુકીગરી, પેટકે બીજ સભાગે લઈ તેની વટાણા જેવી ગોળી કરી રોજ ૧ વાર ખાવી. નાનુ ધાવતુ બચુ હોએ તો માતાના દુધમાં ગોળી જરા ઘસીને તેની ઉમરના પ્રમાણમા પીવાડવી.

## રસવંતીનું ઝાડ.

છ. રસવંતીનું ઝાડ નાનુ છે, અંજીરના જેવા એના પાંદડાં છે પાંદડાં પાકે ત્યારે પીળાં થાય છે. ઝાડની નીચેની જમીન પીળાશ પડતા રંગની હોય છે, તે ઝાડ કીમીઆગરને ઉપયોગી છે.

જ. બાલ મોટા થાએ, ટાલકપર બાલ આવે—રસવંતી, હાથીદાંતના વે હેરની ભસમ, ગાડરનુ દુધ, એનો સભાગે લેપ કરે અને લગાડે તો બાળ ઘણા ઉગે, અને મોટા થાય.

ઝ. કાગબીલાડી—કસવંતી, એળીઓ પીળો, રેવંચીનો સીરો સંભાગે કુમારના રસમા મેળવી લગાડે તો કાખબલાડી પાકે અથવા બેસી જાએ.

## રાઇ.

ટ. જળંદર માટે—રાઈ બારીક કરી ગાયના મુતરમા ૧થી ૪ વાલ ખાવી.

ઠ. દરાઝ માટે—રાઇના છાલાંને સરકામાં મેલી તેની પોટલી કરી દરદપર મુકવી.

ક. માથુ દુખે, પીત્તના તાવનું તો—રાઇને સરકામાં ચઢાવીને તેનું પલાસ્ટર પગને તળીએ લગાડી ૧ કલાક રાખે.

ખ. જળંદરવાળા દરદીના પેટપર દબાણુ કરીએ ને ખારો પડે તો રાઇ ગાયના મુતરમાં છુંદીને ખાવી. ૧ થી ૪ વાલ.

ગ રાઇનું પલાસ્ટર કલાક ૦ા થી ૧ સુધીમાં રાખી શકાય છે, તે જગા રાતી થાએ છે, બળતરાં બળે છે, છતા પણ બલીસટર ઉઠતુ નથી. ઘણા બળતરાં બળે તો ઘી ચોપડવુ

ઘ ઉલટી ઐમે—હોજરી ઉપર રાઇનું પલાસ્ટર મારવુ

ચ મરડો મટે—પીરૂ ઉપર રાઇનું પલાસ્ટર મારવુ.

છ રાઇના જેવું કામ સરગવાનાં મુળાની છાલનું ચુરણ કરે છે, તેમાં ગરમાવો છે, અને ચામડી લાલ કરે છે.

જ. સલેમખ માટે—રાતે ગરમ પાણીમા રાઈ નાખી તેમાં પગ બોળવા. પાણી ઠંડુ પડે તો બીજુ ઉકળતુ પાણી નાખવું ૨૦ મીનીટ પગ બોળી રાખી ગરમ ચાહ પી સુઇ જવુ.

ઝ. રાઈના ઝાડનો ગુણ. સરસીઆના ઝાડને મળતો છે. કેરીના બફાણા સરસીયાના તેલમાં, રાઇ મેળવી બનાવે તો લાંબો વખત રહે છે.

ટ. ફરાઝના દરેક મલમમાં તેલ સરસીઉ વાપરવામાં વધુ ગુણ છે.

ઠ, રાઇનો ગુણ સ્પીરીટના જેવો છે બગડી જતો સરકો આખી રાઇના જોરથી સારી હાલતમાં રહે છે.

(It has the property of stopping fermentation.)

ડ. દમ, હાંફણુ—સરસીઉ તેલ અથવા રાઈનુ તેલ ૦ા તોલો લઇ તેમાં ગોળ મેળવી ચાટવુ. દરદના પ્રમાણમાં વધતું ઓછું અને બે ત્રણવાર રોજ લેવુ આ ઉપાય બહુ સ્હેલો અને સસ્તો ઘરમાં બની શકે તેવો છે.

ઢ. ઝેહેર દરેક જાતના માટે—૧) ચમચો દળેલી રાઇ પાણી સાથે પાવી. ઓકારી થઇ ઝેહેર નીકળી જશે.

ણ. પથરી, બલોહોર માટે—રાઇ અને સીધવ સંભાગે મેળવી ૧] તોલો

ગોમૂત્ર સાથે ખવાડવુ

ક. કાખ મંજરી ( બાંગલધ ) રાઈ અને કાચ વાટી તેની લુગડી ગાંઠ પર મુકે તો તરત ફુટે

ખ. જળંદર—જેને વાયુનુ જળંદર હોય, જેનુ પેટ ઠોકવાથી ઘોળના જેવો અવાજ કરે, તે દરદીને રાઇ ૦ા તોલો અથવા ઓછો વધતો લઈને ગાયના મુતર સાથ મેળવી રોજ ખવાડવુ જેના પેટ પર આગળી દાબવાથી ખાડો પડે અથવા પેટમાં ગાંઠ બંધાય તે દરદ જોખમ ભરેલ છે.

ગ દરાઝ માટે—દળેલી રાઇને દહી સાથ છુંદીને લેપ કરવો



## રાખ ચુલામાની.

ઘ. વીંચ્છુનો દંખ—ઘરના ચુલામાની અરાયા અથવા છાણાની રાખ ગાયના વાસી મુતરમ મેળવી દંખ ઉપર લગાડે તો અગન નરમ પડે મંતર ભણી વીંચ્છુનો દંખ ઉતારનારા આ રાખ શરીર ઉપર લગાડે છે. દંખ નરમ પડે છે તે મંતરથી નહી પણ રાખના ગુણથી નરમ પડે છે, દરેક દરદીને ફાયદો થતો નથી. કારણ કે તે વીંચ્છુની જાત ઉપર આધાર છે, ઘણો સખત દંખ ઉતરતો નથી.



## રાજમ

ચ પરમો જુનો—રાજમ ખાવામાં લેછે. ઉપાય ઘણો વખણાયલો છે એનો ભુકો ખુલ્લી હવામાં ખુલ્લો રહેવા દેવામાં આવે તો, કોઇવાર હવા અને ગરમીના કારણથી આપો આપ સળગી ઉઠે છે. અંગ્રેજી વઇદામાં એ ખાવા માટે ના પાડે છે



## રાળ

છ. જખમ, નાસુર માટે મલમ—રાળ નવટાક, ઘી નવટાક બંનેને ઠંડા પાણી મા મસળી ૭ વાર ધોવુ. દાઝેલાં માટે આ મલમ બહુ ઠંડો

અને અકસીર છે મોરથુથુ, કાથો, ફટકડી દરેક વાલ વીશ ઉપલા મલ મમા મેળવી પછી જખમ, કોહવાટવાળા દરદો ઉપર લગાડે તો રૂઝ આવે.

ક. રાળનો મલમ થડો (જુઓ મલમ)

ખ. પાકવવાનો મલમ જુઓ મલમ )

ગ. કંઠમાળા માટે (જુઓ મલમ)

ઘ પીનસ—રાળને ગાયના ઘીમા મેળવી ૪ ટીપા નાકમા મુકવાં.

ચ નાકમા મના નાકમા કીડા -રાળ તોલો ૧, ગાયનુ ઘી શેર ૦।, કકડા વીને ૭ ટીપા નાકમા દીન ૧૦ સુધી મુકવા

## રાગણી ઉભી

૧ અનરગળ (ગોળી વધી હોય ) માટે--ઉભી રીંગણીનુ મુળ અને જુની છાશને, વાસી પાણીમા ઘસીને ગોળી પરદી વસમા ૭ વાર લગાડવુ. આ મુજબ ૫ દીવસ જારી રાખવુ.

## ૩—કપાસ.

જ અડગરી—કાગળની અંદર રૂ મુકી બીડા બનાવી તે સળગાવી તેનો ધુમાડો પેટમા લવામા આવે તો અડગરી મટે છે.

ઝ ાવ ઇનટરમીટંટ માટે—કપાસીઆના બીની ચાહ એક કપ ભરીને તાવ આવવાના વખતની એક કલાક આગળથી આપવી.

ટ કસ્તાની બાયડી--કપાસના મુળીઆની છાલની ચાહ કસ્તાની બાયડીને આપવાથી છોકરાને જન્મ આપે છે. ક વખતે આ ચાહ આપવાથી ઘણુ નુકશાન થાય છે.

ઠ કપાસની છાલનો અરક વીલાયતી એકસ્ટરેકટ—અરગટ લાકવીડના ગુણ કરતા જરા પણ ઓછો નથી

ડ. કસ્તાની બાયડીને એટલે જણવાનો વખત થયો હોય પણ છોકરૂં બહાર કાઢવાની શકતી બાઇને ન હોય ત્યારે નીચે મુજબ આપે

છે. એથી અંદરનો ભાગ સંકોચાય અને છોકરૂં બહાર આવે છે.

ક. કપાસના મુળીઆની છાલ ચાર આંઉસ, પાણી ૨૪ આંઉસ એને બાળીને ૨૦ આંઉસ પાણી રાખી એમાથી ૫ તોલા પાણી દર ૨૦ મીનીટે આપવું.

ખ. વાળો—નરમાની રૂના પાતરાની લેપડી મુકે તો વાળો નીકળી જાય છે.



## રેવનચાનો સીરો.

ગ. જુલાબ માટે—બારીક રેવનચીના ભુકાને ૭ વાર સરકામાં પટ આપવો. આ પકાવેલો રેવનચીનો સીરો ૧ વાલ ખાંડ સાથ ફાકે ઉપર ગરમ પાણી પીવે જેટલીવાર પાણી ગરમ પીવામાં આવેછે તેટલીવાર ઝાડો આવે છે

ઘ. બદ, કાખ બલાઇ પાકવે—રેવનચીનો સીરો, રસમતી, એળીઓ સીકોતરી, સભાગે લઇ એ સર્વને કુવારના રસમા મેળવીને લગાડવુ

ચ. વસુરી માટે ઇલાજ—રેવનચીનો સીરો, એળીઓ, ગુજર. એને પાણીમાં અથવા દારૂમાં ઘસી ઘણુ દીવસ લગાડવુ.



## રેગ માછલી.

છ. પુરૂષાર્થ માટે—રેગ માછલી ૭ ભાગ, પીપર ૫ ભાગ મેળવી ૦। તોલો મધ સાથે રોજ ખાવો, (આ ઉપાય સલામતી ભરેલો અને ચોકસ છે.)



## રેશમ.

જ. હેડકી માટે—રેશમ બાળીને તેની રાખ મધ સાથે ચાટવી.



## રેહાન.

ક પથરી માટે--રેહાનના બી તોલા ૭, પીવાના પાણી શેર ૫)માં ભીજવી રાખી કાદવના વાસણમાં ગાળી રાખવું. પાણીની તરસ લાગે ત્યારે આખો દિવસ એ પાણી પીવુ. પાણી રોજ નવું બનાવવું.

ખ. બેશુદ્ધિ બચ્ચાંને—ઝાડા કબજ હોવાથી કોઈ બચ્ચાંને બેશુધ્ધી થાય છે તે વેળા રેહાનના પાતરાના રસની પીચકારી સફરામાં મારવી.

ગ કાનમા ઢાક પડે, કસારા બોલે—રેહાન અને અજમો એ બંધેના પાદડાંનો રસ બધે મળી ૪ પઇસાભાર કાહડી, તેલ ૨ પઇસાભાર મા ઉકાળે, પાણી બળે ને તેલના ૧૦ ટીપાં કાનમા રેડો.

ઘ મોતીઓ આખનો—રેહાનના પાતરાં છુંદીને તેની લેપડી આંખપર રાતરે અને દીસે બાંધે તો આખનો મોતીઓ ખસે, આંખે દેખાવા માટે, ઘણા દહાડા ચાલુ રાખવુ.

## રગત રોહીડો

ચ હર્પ, પથરી, બલોહોર, લોહી જામેલુ—રગત રોહીડાને ગાયના મુતર માં ઘસી પાવુ અથવા ચુરણ ઘીમા લેવુ.

છ આસવ, રોહીત અરીષ્ટ—૪૦૦ તોલા રોહીડો, ૪૦૯૬ તોલા પાણી સાથ ઉકાળવુ, ચોથો ભાગ પાણી રાખી તેમા ગોળ ૮૦૦ તોલા, ધાવડીના ફુલ તોલા ૬૪. પીપર, ગવક, પીપરીમુળ, ચીત્રો સુંઠ (પંચ કોલ) દરેક ૪) તોલા, તજ, તમાલપત્ર, એલચી (ત્રીજાત) દરેક ૪) તોલા, ત્રીફળા ૧૨ તોલા મેળવી બરણીમાં ભરી તેનું મો ૧ માસ બધ રાખવુ.

જ. ભાંગેલાં હાડકા ઊપર રોહીડો છુંદી ગરમ કરી બાધે તો હાડકું જલદી સંધાય.

## રતાળુ કંદ

ક વીંછુનો દખ બેતે—રતાળુના પાનની અથવા સુકા કંદની લેપડો દખ પર મુકવી



## રસ કપુર.

ખ સાપનું ઝેહેર લાગે નહી સાપ નાહેસે--જે માણસ પાસે ૧ તોલા ને આસરે રસ કપુર હોએ તેને સાપ કરડે નહી તેનાથી સાપ દુર નાહેસે તેને કરડ તો ઝેહેર ચરે નહી



## રામ બાવળીઓ

ગ. હડકવા—રામબાવળીઆ ઉપર પીળા ફુલ થાય છે. તે ફુલની પાન રીંગારસ ૨) તોલા ૩) દીવસ પાવાથી કુતરાનુ ઝેહેર લાગતુ નથી.



## રીસામણી

ઘ આખની કીકાપર પડદો આવે તો—રીસામણી પાનનો રસ અને ઘોડાનુ મુતર સભાગે મેળવી અંજન કરવુ

ચ હરસ માટે રીસામણીના પાનનો રસ દીનમાં ૨) વાર લગાડવો.



## રીસામણી=લજામણુ.

છ. ગોળી મોટી થઈ હોય તો— પાન વાટી ગરમ લેપ કરવો

જ. આમન બહાર નીકળે તો—રીસામણીનું પાન અથવા મુળાનો રસ હાથે ચોળીને તે હાથે આમન અંદર બેસાડવી.



## રેહાન=સંબજો.

ક સાપના ડંખ માટે—રેહાનનો રસ પા તોલા આપવો ૩) ૪) વખત આપવાથી ઘણું સખત ઝેહેર ઉતરશે



## લવનડર.

ખ મચ્છર, માખને એ લવંડરનો વાસ પસંદ નથી



## લવનડરના ફુલ=ઊસ્તક દુસ

ગ હાફણુ નરમ પડે—ફુલ ૧થી ૨) તોલાનો ચાહ બનાવી પીવાથી દરદ સાફ થશે



## લવગ

ઘ. બળગમ ૬ માસમાં દુર થાય—લવગ નગ ૩, જવખાર વાલ ૨) આદુના રસમા વાટી ચેવલી પાન સાથે ખાવુ.

ચ કોલેરા પ્રોવેનટીવ—કોલેરા લાગુ નહી પડે માટે રોજ બેવાર નીચે લખેલી ચીજો ખાવી
લવગ ાા તોલો, મરચા ાા તોલો, સુંઠ ાા તોલો તજ ાા તોલો, જાવત્રી ાા તોલો, જાયફળ ૧ નગ, ખાટી ર આઉસમા સાત દીવસ ભાજવી, ગાળીને લેવુ. ૧થી ૨ તોલા રોજ પાણીમા પીવુ

છ. અડગરી, ગળુ બેઠેલું—હોય તો તે માટે લવગ ચારને દીવેલના તથા ઘીની બતી ઉપર ગરમ કરી તેના ફુલને બાળી મુકી મોઢામા તે લવંગ ચાવી ચુસ્યા કરવું.

જ. દાંત—દાંતના પારાને લવંગ મજબુતી આપે છે. ખરાબવાસ દુર કરે છે દુખતા અને કળતા દાંત ઉપર લવંગ ચાવીને રાખવાથી દુખાવો નરમ પડે છે. મ્હોં ખરાબ વાસ આપે તેવા માણુસોએ ચાર લવંગ રાતરે મોઢામા રાખી સુવું, સહવારે થુકી નાખવા

કરણ ફુલ—લવંગને સોનાનું પડ ચડાવી તે લવંગ કાનની શોભા માટે આગળના વખતમાં લોકો બહુ રાખતા હતા.

ક. ગળું બેઠેલું—લવંગ સાકેર ચુસવાથી ખુલ્લું થાય છે.

ખ. મુર્છા—વાયુ માટે—લવંગ ઘસી અંજન કરવુ.

ગ રતાંધળો—બકરીના મુતરમા લવંગ ઘસી અંજન કરવુ

ઘ, કોલેરાની દવા—લવંગ ૦। શેર તેને ગરમ કરી છુંદવ તેમાં રૂ૦ ૧ ભાર આકરાનું દુધ નાખી ખરલ કરવુ ખરલ કરતા જવું અંદર મધ મેળવતાં જવું સારી પેઠે મળે ત્યારે તેની ગોળી ચણા જેવડી વાળીને એકજ વખત ૧ ગોળી ગરમ પાણી સાથ ગળાવવી. ૧ ચણા જેટલી અથવા ૨ વટાણા જેટલી ગોળી બનાવવી.

ચ. વાયુથી બત્રીસી બંધ થાય—તો લવંગ, લીડીપીપર, ટંકનખાર ફુળવેલો સંભાગે લઇ ઠીકરા પર ગરમ કરી, ચુરણ બનાવી શીશીમાં ભરી રાખવુ ખપ પડવે મધમા મેળવી બત્રીસી અને પારા ઉપર લગાડવું દરદી હુશીઆર થાએ સુઆવરી બાઇડીને બી કામ આવી શકે,

છ. હાફ્ણ માટે—ઉપલુ ચુરણ બેઆની ભાર મધ સાથ સહવારે રોજ ખવાડવું

જ શરીરની નસો મજબુત થાએ લવંગ, સુંઠ અકલગરો સભાગે લઇ બારીક કરીને ચામડી ઉપર મસળવુ.

ઝ. ઉધરસની ગોળી—લવંગ, સફેદ મરી, બેહરાની છાલ અથવા ગર દરેક ૧ તોલો, ખાવાનો કાથો તોલા ૩. એનુ ચુરણ કરવું બાવળની અંતર છાલ ૧૦ તોલાને ૧ શેર પાણીમાં નાખી ઉકાળવુ. ૦। શેર પાણી રાખી તેમાં ઉપલું ચુરણ ૧ કલાક ખરલ કરવું. અને ચણા જેવડી ગોળી બનાવી એકેક ગોળી મોંમા રાખી રસ ગળવો. તરત ખાસી નરમ પડે છે.

ટ. આખનુ ફુળુ કપાય—લવંગ અને ધોળી ચણોટીનું મુળીઉં પાણીમાં ઘસી આખે લગાડે તો ફુળુ મટે.

ઠ. કુતરાના દાતને પાણીમાં ઘસી આંખે લગાડે તો ૨૦ વરસનુ ફુળુ

કપાએ.

ક. નાગર મોઠ (ચીયાની મોઠ) મોટા બકરાના મુતરમાં ઘસી આંખે આંજે તો જનમનું ફુળુ મટે,



## લસણુ

ખ. આમને પાચન કરવામાં સુઠ જેવી અકસીર છે તેવું લસણુ પણુ છે.

ગ. આમ, અતીસાર, કોલેરા—એના આવતા ઝાડા માટે લસણુનો રસ પીવાથી ઝાડા બધ થાએ છે.

ઘ. ખરજવા માટે—લસણુની લેપડી મુકે તો બધાં ભીંગડાં નીકળી જાય છે. જગા લાલ થાય ત્યારે ઠંડો મલમ મેલી રૂઝ લાવે.

ચ. કુતરાના ઝેર માટે—લસણુની લેપડી કરી ડંખ ઉપર મુકે લસણુનો રસ પીવામા આપે અને લસણુ ખાવામાં ખોરાક સાથે વાપરે (એ ઉપાય ઘણો જાણીતો છે.

છ. અડદીઓ વા–મોઢું વાકુ થાય–તો લસણુ વાટી તલના તેલમા ખાવું, અડદના લોટમાં લસણુ મેળવી તેના વડા કરી તેલમાં તળી ખાવાં. લસણુ ખાનારા માણુસે ગોળ ખાવો નહી

જ. સાપનો ડખ—લસણુ છુદી ગાયના ઘીમા મેળવી ડંખ ઉપર મેલવુ.

ઝ. પથરી માટે—સુકું અથવા લીલુ લસણુ ખાવામાં રોજ ઘણુ વાપરે તો તેને પથરી બાઝતી નથી.

ટ. શરદી માટે, બેસુદ્ધી માટે, નાડી ધીમી હોય ત્યારે—લસણુ, રાઇ, અને સરકો ભુખ મેળવીને તેનું પલાસતર પગના તળીઆમાં અને ટેટાં ઉપર મારવુ. ઘણી અગન બળે તો કાહાડી લેવું. છાગરા ઉઠે તો અડચણુ નહી. એ કામ માટે કેનથારદીસ માખીને સરકામાં છુંદી લેપ લગાડે છે. તેમજ ચીતરો, તથા જમા લગોટાના બીને છુદીને લેપ કરે છે. ફોફ્ફ્ા ઉઠાડવાની શકતી એમાં વધુ છે.

ઠ. કોલેરામાં—લસણુ છોલી તેના હારડા બનાવી દરદીના ગળામાં પહે

રાખવો, તથા કમરે બાધવો, સરદી દુર થાય અને ફાયદો કરે એ હારડા, ઘરના દરવાજામા પણ ટાંગે છે.

ક. તાઢીઆ તાવ માટે સસ્તી દવા—જમવા પેહેલા દરદીએ લસણ અને તલ સાથે વાટીને ખાવી ઘણો સરસ ઉપાય છે.

ખ. કુતરાના ઝેરનો. હડખવાનો ઉપાય—ફ્રેન્ચ એકેડેમીક સાએન્સમા નવી. શોધ થઇ છે જે કુતરાના ડખ ઉપર લસણ છુદી તરત બાધી દેવા અને લસણનો ઉકાળો ૭ દીવસ પાવો તો હડખુ માણસને લાગે નહી. આ ઇલાજ દેશી વઇદામા તો બહુ આગળનો જણા યલો છે. પશ્ચીમના દેશોમા સાધો થાય છે તે દેગે દેશ જણવામા આવે છે. દેશી વઇદોમા જે દવા ઉમદા છે તે ઘરનો પાડોશી પણ જાણી શકતો નથી આ રીતો મુજબ વઇદુ ડુબી ગયલું છે.

એક કળીવાળુ લસણ વધુ જોસ રાખે છે

ગ. કાનનો દુખાવો, બેહેરાપણુ, સરદી થયલી હોય તો—એક લસણ ની કળી કાનમા રાખે અથવા લસણને છુંદી તેલમા કકડાવી કાનમા મુકે તો શરદી તુટે છે

ઘ, લોહી ફરતુ કરવા માટે—લસણનો રસ ૧૦ તોલા, બદામનુ તેલ (તલનુ તેલ પણ ચાલે) ૨૮ તોલા ઉકાળવુ, રસ બળે, અવાજ નીકળતો બધ પડે ત્યારે ચુલા ઉપરથી ઉતારી લેવુ, તે મસલ વામા લેવું

ચ. લસણનુ તેલ—એક ભાગ લસણ છુદેલી અને ચાર ભાગ તેલ ને રસ બળી રહે ત્યા સુધી ઉકાળવુ.

છ. મરદને શક્તી માટે—લસણ, આદુ તથા કાદાનો રસ દરેક ૦। તોલો મધ ૦॥ તોલો, ઘી ૦॥ તોલો, ઇડાની દાળ કાચી ૧ એ સઘળુ મેળવીને ૧૨) દીવસ સુધી રોજ ખાવું, ઇંડાની સફેદી તથા મસાલાના છુછાને ઘીમા તળી રોટી સાથ ખાવુ.

જ. કાનમા પાણી ભરાવાથી કાન પાકે તેનો ઇલાજ—લસણની કળી ૩, ફટકી બે આની ભાર બ નેને ઉકળતા પાણીમાં ભીંજવી રાખવી. ૬ ઘડી સુધી રાખીને મીન તોલો ૦।, ધુપેલ તોલા પાચમાં

ઉકાળી ત્રીન ભાગે ત્યારે થડુ પાડીને તે તેલના ૧૦ ટીપા કાન માં નાંખવા.

ક સાપનું, વીચ્છુનું, ઉંદરનું—ઝેર મટે કાળા મરીના ભુકાને લસણના રસ સાથે ગોળી બનાવી રાખે તેને પાણીમા ઘસી દરદીને અજન કરે

ખ ફાંસ લાગે અથવા કાંટો ભાગે તો લસણ છુદીને બાંધવુ, કાંટો ન નીકળે તો પછી બકરાનું ફેફસું બાંધવુ, કાંટો ખેંચાઇ આવશે.

ગ આંકડા આવે તેનો સેક—લસણ ૧ તોલો, ઈંટના કટકા સોપારી જેટલા નાના ૧ તોલો, ભાત (કરડનુ) ૧ તોલો, મીઠું ૧ તોલો આ બધાને ઠીકરા ઊપર સેકીને લુગડામાં મુકી સેક કરવાથી શરીરમા આવતાં આંકડા બંધ પડે

ઘ હડખાયેલાં કુતરાના ઝેર માટે—લસણને છુદવી. ડંખને ધોઇને પછી લસણ છુદેલી ડંખપર ઘસવી અને તેનો છુંછો ડંખપર બાંધવો દરદીને ૭ દીન સુધી લસણનો ઉકાળો ખોરાક ખાતી વખતે ખોરાક સાથે પાવો હડખુ લાગશે નહી, એની અસર અચુક છે.

ચ સંધીવા, લકવા માટે—લસણનુ તેલ મસળવામા આવે છે. તેમજ એને ઘીમાં તળીને ખાવામા લીએ છે.

છ ઊપડ્યુ બચ્ચાને થાએ તે વખતે લસણનુ તેલ છાતીએ મસળે છે Indolent tumour, ને પીગળાવવા માટે લસણની લેપડી મુકાય છે

જ. કાનનો દુખાવો, બેહેરાપણુ—એ માટે લસણની બે કળી ૧ તોલા મીઠા તેલમા કકળાવી કાનમા ટીપા નાખવા

ઝ. ગળાંનો કાકરો મોટો થાએ ત્યારે કાસ્ટીકની માફક લસણનો રસ તે ઉપર લગાડે છે.

ટ. વીચ્છુના દંખ માટે લસનનો રસ મધમાં મેળવી પાવો.

ઠ. જળંધર—જે જળધર વાથી થાય છે તે દરદી પાણી બહુ પીએ છે તેનુ પેટ ઠોકીએ તો ઢોલના જેવો અવાજ આવે તો લસણ ની કળીઓના છોલટા કાહડી તેને પથર પર વાટીને પુરતા મધ માં મેળવી રાખવી સાત દીવસ પછી અથાઇ રહેને તેમાંથી ૦। તોલો અથવા વધારે દીન ૪૦) સુધી ખવાડવું, સહવારે ને સાંજે.

ક. વીચ્છુનો ડંખ ઊતરે—ડંખ ચઢીઓ હોય તેની ઊંપર સુતરની દોરી બાધવાથી ડખ આગળ વધતો નથી લસણ છુદી ડખ ઉપર લેપડી મુકીને બીજી અગન વાળી જગા ઉપર લસણ મસળવુ.

ખ. કુતરાનુ ઝેહેર, સાપનું ઝેહેર--લસણુની લેપડી ડખ ઉપર મુકવી અને જેમ બને તેમ વધુ વસણુ દરદીને ખાવામાં આપવી, અથવા લસણુનો ઉકાળો પાવો. મોંહે ગરમી જણાય તો ઘી પાવુ લસણુના રસમાં સમુદ્રફળ ઘસી અંજન કરવુ

ગ વીંછીનો ડખ ઉતરે-લસણુ અને મીઠ સભાગે મેળવી તેની લેપડી દખ ઊપર મુકવી,

ઘ. લસણુ અને અઘેડો સંભાગે મેળવી દખ ઉપર પોટલી મુકવી

ચ હડખીના ઠાંસાવાળા બચ્ચાંઓની છાતીએ અથવા બરડાની કરોડ ઊપર લસણુનું તેલ અથવા મલમ ચોપડે તો ખાંસી નરમ પડે.



## લશોઢા.

છ. બાલ ઊગે નહો—લસોઢા પાણીમા ઉકાળી તે પાણીથી બાલ કાઢ વાની જગા ભીંજવવી.



## લાકડાંનો વેહેર.

જ. આલકોહોળની બનાવટ નીચે મુજબ છે. વેહેરને પાણીમાં નાખવો, તેની અંદર એસીડ સલર્ફ્યુરીક નાખી ગરમ કરવુ, આથી ગ્લુકોસ ઊતપન થાએ છે; તેને બાન (ferment) આવવા દઇ જંતરમાં ગાળી કાઢવું. એટલે વેહેરમાથી આલકોલ થશે.



## લીમ (બકાલ) મીઠો.

ઝ. ગોળીમાંથી પાણી કાઢવાનો ઇલાજ—(જુઓ ખુરાસાની અજમો).

ક. માથાનો ખોડો તથા જીની ફુલ્લી—લીમડાની મીંજ તેલમાં ઊકાળી ને લગાડવી.

એ તેલ દુરગંધનાશક છે

## લીમડો કડવો.

ખ. બાલ કાળા થાય—વેગણુ લીલું, જમાલગોટો, ભીલામો સંભાગે છુંદીને તેની લેપડી કરી. લીમડાના ઝાડને કાણું પાડી અંદર તે લેપડી મુકી તે કાણુ, ગાબડું મારી પુરી લેવુ, ઉપર છાણુ કાદવ લગાડી દેવો ઝાડ ઉપર ફુલ આવશે તે કાળા રંગના આવશે તે પાન સાથે ખાવાથી બાળ કાળા થાય છે બકરાને એ ફુળ ખવાડે તો સફેદ બકરૂ કાળું થઇ જાય છે, ઇલાજ બહુ મેહેલો છે

લીમડાના ઝાડની હવા તંદુરસ્તી આપે છે.

ગ. કરમ--પાદડાંનો રસ પીવાથી કરમ મરે છે શરીરના કોહોયલા ભાગ ઉપર પાંદડાંની પોટીસ મુકવાથી, કોહોવાટ નીકળી જાય છે, જીવ જંતુ મરી જાય છે અને રસી નીકળતી બંધ પડે છે.

ઘ. લીમડાનુ તેલ--એનાં બીનાં મગજમાંથી કાઢેલું તેલ હોય છે.

ચ. મસા હરસના—તેલ મસા ઉપર જાથુક લગાડવું. એ જાણીતો ઇલાજ છે, ઠંડક આપે છે અને મસા ચીમલાઇ જાય છે.

છ. બાળ વધે છે—લીંબોડીનુ તેલ વાલનો વધારો કરે છે, ખરી પડેલા બાળ પાછા લાવે છે સારી પેઠે મસલવું જોઇએ

જ. જુ—લીંબોડીનુ તેલ ચોપડવાથી માથામાંની જુ મરી જાય છે

ઝ. પાઠું—લીબડાની છાલને છુંદી પાઠા ઉપર સાત દીવસ બાંધે તો પાઠું બેસી જાય છે, જુનું હોય તો તે પાકે છે

ટ. ગુરદાના દરદ, રેતી—લીમડાની છાલનો કાહવો દીવસમાં ત્રણવાર પીવાથી દરદ નરમ પડે છે.

ઠ. હરસ—૧ તોલા લીંબોડીના તેલમાં ૧ વાલ કપુર મેળવીને એક ટીપું

પતાસામા નાખી, સવારમા સાત દીવસ ખાવાથી મસા સારા થાય છે.

ક દાંતણ--લીમડાની ડાળીનું દાતણ કરવાથી મોઢાંના જીવ જતુ મરી જાય છે

ખ ગુરદાના દરદ માટે-ફળ અથવા લીમડાના ઝાડનો કોઇ પણ ભાગ રેતી અથવા ગુરદાના દરદને ફાયદો કરે છે, કોઇ પણ રીતે એ ખાવામા લેવાથી ફાયદા થાય છે

ગ. ભુખને મારવા માટે લીમડાના પાદડા ચાવવાથી ભુખ મરી જાય છે જંગલના સાધુઓ ભુખ ઓછી કરવા તે પાદડા ચાવે છે શીતળાના દરદીને લીમડાની કુમળી પાતરી (કુમળાપાન) અને જેઠી મધનું છોડું ઘસી પાણી સાથે તેની ગોળી બનાવી ૧ વાલ જેટલી ગોળી દરરોજ દાણા દેખાય ત્યા સુધી આપવી આથી દાણા બહુ નીકળે નહીં, અને પીડા ઓછી થાય છે

ઘ સાપનુ ઝેર ઉતારે --સાપે કરડેલો માણસ ૩ દીન સુધી મરતો નથી. એવી કહેવત ચાલે છે પુરાણમા એમ છે જે કેટલાક ભરવાડ લોકો સાપે કરડેલા દરદીને રાખી મુકી તેની આગળ ૩ દીવસ ને રાત ચાલુ ભજન કર્યા કરે છે કેટલાક ગામમા એવો રેવાજ છે કે સાપ કરડેલા દરદીને લીમડાના ઝાડ ઉપર ઝોળી બાંધી તેમા ૩ દીન સુવાડી રાખે છે.

ચ લીમડાને અને સાપના ઝેરને વેર છે, સાપે કરડેલા દરદીને લીમડો ખવાડે તો કડવો લાગતો નથી, ઝેર ઉતરે ત્યારે કડવો લાગે છે એટલે ઝેરનુ જોર વધુ હોય તો લીમડાનુ જોર જણાય નહી,

ઘણે વખતે લીમડાનું જોર વધે ત્યારે ઝેરનુ જોર ઘટે છે. લીમડો ઓછા પ્રમાણમા લેવાથી ભુખ વધારે છે.

તાવ—આખુ ઝાડ તાવના કામમાં વપરાય છે.

મધ—લીમડાનું મધ કડવું, અને વધુ ગુણકરતા છે.

ગળો—લીમડાની ગળો વધારે ફાયદો આપે છે.

"નીમ ગુણ છત્રીસ, હડ ગુણ બત્રીસ"

આ કહેવત હજુ ચાલુ છે એટલે લીમડાના ઝાડમાં ૩૬ ગુણ છે, અને હરડેમાં ૩૨ ગુણ છે. એટલે એ બે ચીજોનું સેવન કર્યું હોય તો ફાયદો થાય છે

"નીમ ગુણ ૩૬, હડ ગુણ ૩૨" વિદ્વાનો એની સમજુતી એવી આપે છે કે કોઇ પણ સાથે તકરાર કરતા અથવા કજીઓ કરતાં સામેનાને નમી જવું તેમાં ૩૬ ગુણ છે, અને તેનાથી હટી જવું તેમાં ૩૨ ગુણ છે એટલે તકરારનું અને કજીઆનું સમાધાન હટી જઈને અથવા નમી જઈને કરે તેને બહુજ ફાયદો છે લડવામાં બેહદ નુકસાન થાય છે

ક. વીંછુનો દંશ ઉતરે - લીમડાના પાનનો રસ જોરથી કાનમાં ફુંક મારવી. શરીરની ડાબી બાજુ દંશ હોય તો જમના કાનમાં ફુંકવું. જમની બાજુએ દંશ હોય તો ડાબા કાનમાં ફુંકવું

ખ. હરસ માટે- લીમડાના ૨૧ પાનને ફોતરા વગરની મગની દાળ સાથ વાટી તેના વડા બનાવી ઘીમાં તળીને ૨૧ દીન સુધી રોજ ખાવા ગમ્મતનું મીઠું ખાવું નહીં, સાંજના થોડો ખાવો

ગ. શરીરે બળતી દાહ માટે લીમડાની કુંપળોને વાટી પાણીમાં વલોવતા જે ફીણ આવે તે શરીરે લગાડે

ઘ પીનસ લીમડાના બીજનું તેલ સુંઘવાથી ચીપડા બંધાતા નથી અને ખરાબ વાસ દુર થાય છે

ચ. કુતરાના ઝેર માટે—લીમડાના પાનડાંનો રસ ગાળેર લઇ ખાંડ નાખી ને પાવાથી ઝેર ઉતરે છે

છ. નાસુરવાળો દરદી—હમેશાં લીમડાનું દાટણ કરે તો ફાયદો થાય છે.

જ. રતાંધળો—લીમડાનુ મુળીઉ અને બાવળની પાળીનો કવાથ પીવામાં લેવો.

લીમડો સાપના ઝેરને ચોકસ હદમાં દાબે છે.

ઝ. ભુખ વધે—મોઢે સ્વાદ આવે—લીંબોળી અને લવંગ પાણીમાં વાટીને પીએ છે.

ક. રગતપીત માટે—આમળા તથા લીમડાનો રસ દરેક ૦॥ તોલો મેળવી ને સાકેર સાથે દીન ૨૧ પીએ (ઈલાજ ચોકસ છે)

ખ. કોલેરાના અને પ્લેગના બચાવ માટે—લીમડાની ગોળી રોજ ૧ ખાવી. લીમડાની ગોળીની બનાવટ—પાતરાં રૂપીઆ એક ભર, કપુર રતી ૧, હીંગ રતી ૧, ગોળ ૦ાથે ચણા જેવડી ગોળી બનાવી રાતરે રોજ ખાવી.

ગ. આતેસક માટે—લીમડાની તથા સરસની છાલ અને બાવળની છાલ દરેક તોલો ૨॥, પાણી સેર ૧॥ ઉકાળીને પાણી ૧ સેર રાખી તેમાંથી તોલા ૪ એકવાર પીવું.

ઘ. કોહોઢ—કોઈવાર લીમડામાંથી રસ ઝરપે છે તે પીએ અને ચોપડે તો કોહોડ સારો થાય છે.

ચ. સફેદ કોહોડ—લીમડાની મીંજ, પાતરાં અથવા ફુળ ૨ થી ૬ માસા રોજ ખાય તો દીન ૪૦માં કોહોડ સારો થાય છે.

છ. તાપોદીઆ માટે—લીમડાની છાલ અને નતાંજરી ઘસીને ચોપડે છે

જ. દરેક જાતના તાવ માટે—લીમડાનો ઉકાળો પીએ, તાવ હોય ને પીએ તો નુકસાન નથી જીવડા પડેલી જગાને લીમડાના પાતરાંના ઉકાળાથી ધુએ છે.

ઝ. લીમડાના પાતરાં સાથે ઉકાળેલા પાણીથી નહાય તો શરીરની ચેળ નરમ પડે

ટ. ગર ગાંઠ પકવે—લીમડાનાં પાતરાંની પોટીસ કરે તો ગર પકવે પકવે છે.

નાકમાંથી બોડી પડે, જીવડાં પડે—તો લીબોળીનું તેલ નાકમા મુકે છે.

ઠ. કાળા કોઢ માટે—લીમડાની મીંજ સરકામાં ઘસી ચોપડે છે.

ડ. સુકી ખુજલી માટે—લીમડાનું કુંપળ તોલો ૦। પાણીમાં વાટીને ગાળીને દીન ૧૫ પીવું.

ઢ ધાનમાં દુધ આવે—સ્રીને તેમજ ગાયને ખોરાક લીધા પછી ૩) દીન પાનનો રસ ખવાડે તો દુધ વધે અને અનેક વ્યાધી દુર થાએ. સરદી થવાનો સંભવ લાગે તો મરી, સુંઠ સાથે આપવુ.

ણ. સ્રીને પ્રસવ જલદી ન થાય તો લીમડાના મુળને કમરે બાંધવા.

પ્રસવ થયા પછી તરત મુળ કાહાડી નાખવુ.

ક. વીચ્છીના દંખ માટે—હરદીને પાતરાં અથવા ફુલ સુંઘાડવા. અથવા પાલો ચાવી તેની હવા બીજી ગમ જવા ન દેતાં દંખની સામી બાજુના કાનમાં ફુંકવી.

ખ. હરસ ખરી પડે—પાન ૨૧) વાટીને મગની દાળમાં મેળવી ઘીમાં સેકી ૨૧) દીન ખાવાથી હરસ ખરી પડે છે.

માઠાંને બદલે સીધાલુણ ખાવુ.

ગ. સાપના દંખ માટે હરદીને અકેક તોલો લીમડાના પાતરાંનો રસ ઉપરા ચાપરી પાયાજ કરવો. દખ ઊતરે ત્યા સુધી પાવો.

ઘ લીમડાના પાંતરા જે માણુસ રોજ ચાવીને ખાતો હોય તેને સાપનું ઝેહેર લાગે નહી.

ચ. અસં, હરસ માટે—કડવા લીંમડાના ૨૧) પાન વાટીને મગની દાળ તેમાં મેળવીને રાબડી બનાવી, ઘીમાં તળી ને ખાવી અસં ખરી પડે. ૨૧) દીવસ ખાવું.

નીમખને બદલે સીધાલુણ ખાવામા લેવુ.

છ. તાવ માટે—લીમડાનું આખુ ઝાહાડ ઉપયોગી છે તાવના કામમાં તેમજ તાવ ગયા પછી નબલાઈ માટે ઘણું ફાયદા કારક છે.

જ. કમળા માટે લીમડાના પાતરાનો રસ ૧) તોલો પીવાડવો.

ઝ. જીવજંતુ મારે—લીમડાના બીનુ તેલ ઘા ઉપર કારબોલીક તેલની જગાએ વપરાય છે. જીવડાને મારે છે, અને રૂઝ લાવે છે.

ટ. જુ મથામા અથવા શરીરે હોય તો લીમડાના બીનુ દાબીને કાઢેલુ તેલ લગાડવુ.

ઠ. સફેદ કોહોડ માટે એનું તેલ મસળવામાં લીએ છે.

ડ. તેલને બદલે બીઆને પાણી સાથ છુદી દરેક કામમાં વાપરે છે.

ઢ. જખમ રૂઝે—શરીરે વાહાડ કાપ કર્યા પછી જો જખમ રૂઝાતો ન હોએ તો લીમડાના પાનની પોટીસ મુકવાથી જલદી રૂઝ આવે છે

# લીંડી પીપર

ક દાતનું મંજન. હાલતા કળતા દાંત સારા થાય--લીંડી પીપર નાની, સીંધવ લુણ, જીરૂ, બદામના કાચલા બાળેલા સભાગ મેળવી સવાર સાંજ દાતે ઘસવું

ખ અજીરણ, અધકોષ, જીર્ણજ્વર, જુનો તાવ--માટે ચોકસ ઇલાજ નીચે મુજબ છે,—હરડે નગ ૨૦૦, આમળા નગ ૨૦૦, લીંડી પીપર નગ ૨૦૦ આ બધી ચીજને કાચના વાસણમા મુકી ખાખરાના ખારમા ભીંજાવી રાખી તે સુકાય ને તેનું ચુરણ કરે પછી ચુરણ ૧ ભાગ સાકેર ૦। ભાગ, મધ ૪ ભાગ, ઘી ૩ ભાગ એ બધાને મેળવી બરણીમા (માટીના રીઢા વાસણમાં) મુકી, બરણીનુ મોઢ બંધ કરી ૬ મહીના જમીનમા દાટે એમાથી ૧ તોલો રોજ સવારે ખાઇ ઉપરથી દુધ પીએ તો બળ, બુદ્ધી પાછી આવે છે.

ગ ઉંઘ ન આવે તો એના મુળનુ ચુરણ ૦॥ તોલો ગોળમાં ખાવુ

ઘ દમ—પીપરને આઠ પહોર ખરલ કરી મધ સાથ ખાવી

ચ થાનમા દુધ વધે - ૨ માસા પીપરનું ચુરણ દૂધમા પીવુ.

છ ઉલટી, હેડકી માટે પીપરનુ ચુરણ મોરના પીછાના રાખ સભાગે મેળવી ૨ વાલ મધમા વારવાર ખાવી.

જ રતધળો, પીપરને ગોમુત્રમા ભરી અજન કરવુ અગથીઆની ભાજી રોજ ખાવી.

ઝ. પથરી--પીપર, મધ, છાસ, પીવી

ટ દમ, સાસ, ખાંસી—ચુરણ ૪ વાલ મધ સાથ ખાવુ

ઠ હાંફણ સાથ ખાસી હોય તો મટે—લીંડી પીપર વાલ ૪ મધ અથવા જુનો ગોળ ૦॥ તોલો મેળવીને રોજ આ મુજબ ત્રણ વાર ખાવુ.

ડ. ભુખ વધે—લીંડી પીપર ૧) તોલો પાણી ૧૦) તોલા ઉકાળીને ૨॥ તોલા રાખી મધ સાથ પીવુ (કેરબાની માળા દાફણવાળા દરદીને પહેરવાથી ફાયદો થાય છે.)

ક. અજીરણ, બધ કોષ, જીર્ણજ્વર-જીનો તાવ-માટે ચોક્સ ઇલાજ. હરડે નગ ૨૦૦) આમળા નંગ ૨૦૦) લીંડી પીપર નગ ૨૦૦) એને ખાખરાના ખારથી ભીંજાવી માટીના વાસણમાં ઘાલી સુકાવી ચુરણ કરે ચુરણથી ચોથા ભાગે સાકેર, ચુરણથી ૪ ઘણુ મધ અને ત્રણ ઘણુ ઘી મેળવીને બરણીમા (માટીના રીઢા વાસણમા) નાખો તે વાસણનું મોહ બંધ કરી જમીનમાં ૬) માસ દાટે પછી આમાથી ૨) તોલા વજન રોજ સહવારે ખાઇને દુધ પીએ. જીર્ણજવરથી ઘસાઇ ગયલુ શરીર વધે, બળ બુધ્ધી પાછી આવે.

## લીંબુ

ખ. તરસ મટે--ખાટાં લીંબુ ૨-૩નો રસ ખાંડ સાથે સરબત કરી પીએ, અથવા કાળી દરાખ ૨ તોલા ઠંડા પાણી સાથે ચોળી ગાળીને પીએ છે.

ગ. દાઢી પાકે-તે માટે લીંબુના રસમાં લુગડાને ૩ પટ આપવા તેની રાખ કરવી દાઢી ઉપર લીંબુનો રસ ચોપડી ઉપર તે રાખ ભભરાવવી, આથી દાઢી પાકેલી સારી થાય છે.

ઘ. દાંતમાંથી લોહી નાકળે ત્યારે લીંબુ દાતે તથા પારાએ ઘસે છે કોઈ થી ખટાશ સેહેવાય નહી તો મીઠાં લીંબુ વાપરે તેનો ગુણબી ઘણો છે.

ચ. માકડીના ફુલ્લા માટે લીંબુનો રસ અને તેલ મેળવી લગાડે તો સારૂ થાય છે.

છ. હરસ માટે--વાડીમા જઇ લીંબુના ઝાડ ઉપરથી ૭ લીંબુ આતવાર ને દીવસે લાવે. રોજ એકેક લીંબુ ૭ દીન સુધી દરદી ચુસે, તો હરસનું લોહી બંધ થાય

જ. સાંધીવા માટે—લીંબુનુ સરબત પીવામાં દરદીને ચાલુ આપવું. પણ કેટલાક દરદીને લીંબુ ખાવાથી સાંધા તરત પકડે છે તે જાણવું.

ઝ. ખુજળી માટે—લીંબુનો રસ તલના તેલ સાથે સંભાગે મેળવીને મસળવુ.

ક. દરાજ માટે—લીબુના રસમાં આમલીનો ચીચોડો ઘસી લગાડે તો દરાજ મટી જાય છે.

ખ. કમળો જાય--લીબુની ફાડમા ચુનો મેળવીને ચુસે.

ગ કમળા માટે—લીબુના રસમાં સમુદ્ર ફીણ ઘસીને આખમાં આંજે.

ઘ પાકુ લીબુ આખ ઉપર ઘસે તો ગરમી મટે છે. પાકાં લીબુની ઉપર માખણ ચોપડી, તેને પાણીમાં આખી રાત મુકે, પછી તે માખણ આખમા લગાડે તો ઠડક આપે છે અને આખના દરદને કાપે છે.

ચ. કીડ—લીબુનો રસ, સુખડનુ તેલ, દીવેલ સરખે ભાગે મેળવીને મસળવુ.પીવાની ચાહમાં ખાંડ તથા લીબુનો રસ નાખીપીવાથી હાફણુ નરમ પડે છે (સાથે દુધ લેવુ નહિ જોઇએ)

છ. સાપનુ ઝેર—દરદીને લીંબુનો રસ પીવામાં આપે અને શરીરે ચોપડે. બે ત્રણ વાર આ મુજબ કરવુ. તડકે શરીરની ચામડી કાળી પડે ( Sun burn ) તો લીબુનો રસ અને ગ્લીસેરઇન, સરખે ભાગે ચોપડવું.

જ. કેસરમાં લીબુનો રસ નાખવાથી રગ પાકો થાય છે.

ઝ. દાત ફુટે--બચ્ચાંના, તેમજ (Wisdom teeth) તેજ મોટા માણસના દાત ફુટે ત્યારે, તથા દુખાવો થાય ત્યારે, લીબુનો રસ પારા ઉપર મસળે છે.

ટ. કાલેરા--લીબુના રસનો ગુણ જીવજંતુ મારવાનો છે માટે એના રસ માં હીંગ, જીરૂ, લસણુ, સુઠ, ગધક, મરી, પીપર, સીધવ સંભાગ મેળવી ૦॥ તોલો દર ૩ કલાકે દરદીને આપવુ.

. કાલેરા--કારેલાના રસમાં તલનું તેલ નાખી પીવાડવુ.

ડ. કમળા માટે--લીબુના રસના ટીપા ૨ દરેક આંખમાં નાખે છે.

ઢ. બાળ વધારવા માટે—લીબુના રસમાં આમળાનો ભુકો મેળવી લગાડવુ.

ણ. આંખની ગરમી માટે-લીબુ કાગડી લઇને તે આખે ઘસીઆ કરવુ.

ત. તેલના ડાઘા કાઢવા માટે—લીંબુ અને ટરપેનટાઇન મેળવીને ડાઘાપર મસળવું.

ક. વીન્છુનો દખ—લીંબુ (ખાટા)નો રસ દખ ઉપર મુક અથવા દંખા યલા માણસે બહુ જોરથી દોરવુ.

ખ. ઉજાગરો થાય તેનો ઈલાજ—ઉજાગરાથી શરીર સુસ્ત થાય. કામ કરવા ગમે નહી ત્યારે લીંબુનો રસ ૧ તોલો ખાંડ ૧ તોલો અને પાણી ૦। શેર મેળવીને પીવુ •

ગ બદહજમી મટે—રોજ સહવારે થદા પાણીમા ફાવે એટલુ ખાટુ લીંબુ નીચોવી પીવામા લેવું

ઘ. બાળ ખરે નહી—માથાના ખરતા બાન પર લીંબુ મસળાવુ

ચ મોઢાની ખુબ સુરતી વધ—દુધમાં લીંબુ નીચોવી ને તે સહવાર સાજ મોઢે મસળે

છ. માથાનો સખત દુખાવો મટે—ખાટુ લીંબુ માથે ધસવુ

જ. ઉલટી જમીઆ પછી થાય તે માટે ખાટુ લીંબુ જે ઈંડાના આકાર નુ લગભગ હોય તેનો રસ ૧ તોલો તેમા બેઆનીભાર પીપર નું ચુરણ મેળવી સહવાર સાજ ખાવુ.

ઝ હાફણુ-સાસ—પીવાની ગાદમાં શાકર નાખી લીંબુ ૧ ફાળનો રસ નીચવી પીવે તો હાફણુ તરત નરમ પડે છે.

## લુણીની ભાજી

ટ અફીણનું ઝેર —લુણી ભાજીનો રસ તોલા ૧૦ પીવાથી ઉતરે છે.

ઠ ધાત જાય ત્યારે ભાજી કાચી સહવારે ૦ાથી ૧ તોલો ખાવી અથવા ઘી સાથે પકાવી ખાવી. આથી પીસાબે જતી ધાત અટકે છે.

ડ. તોતડાપણું—લુણીના ભાજી ખાવાથી તોતડાપણુ કમી થાય છે.

## લોઢું.

ઢ. પીસાબ બે અખત્યાર આવે—શરદીનું કારણ હોય તો તરસ લાગે નહી અને પીસાબ ઉતાવળો આવે. મારેલું લોઢુ ૧૦ ભાગ, સુંઠ

૨૦ ભાગ, સાકેર ૩૦ ભાગ મેળવીને દરરોજ ૦। તોલો ખાવું.

ક પીસાબ ઘણી છુટે તો ટીકચર સ્તીળ ટીંપા ૨૫ અને પાણી આઉંસ ૧॥ પીવુ. બબે કલાકે ૩ વાર પીવાથી પીસાબ બંધ થાય છે.

## લોધર.

ખ લોહી બાઝી ગયું હોય તે જગાએ લોધર અને આમળા વાટી લેપ કરવો

ગ પરમો—જુના પરમા માટે લોધરનો ભુકો તોલો ૦। મધ સાથે ખવાડે છે.



## લોબાન

ઘ. મીઠી પીસાબ માટે–લોબાન ફુલ વાલ ૧ થી ૨ જમવા અગાઉ તરત લેવુ ખાંડ ખાવી નહી ( Boston. Medical Journal ) ખાવાના વખત સીવાય કં વખતે કંઇ ચીજ નાખાવી

ચ. રેતી કાઢે છે—એમોનીઆ બેનઝોએટ રોજ ૧૦ ગ્રેન ખાવાથી ધાત જતી અટકે. રેતી પીગળે છે. લોબાન ખાંડ દરેક ૧॥ પૈસાભાર અને ધઉનો આટો પૈસા ૩ ભાર મેળવીને ૧॥ પૈસાભાર ભુકો મધમા લેવો (ઉપાય ચોકસ છે)

છ જખમનુ લોહી બધ પડે–લુબાનનો અરક રૂમા બોળી જખમ પર મુકે લુબાનના ફુલની ધુઇ સફરાને આપે તો હસરનુ લોહી બધ થાય છે.

જ, તેલો અને મલમો ખરાબ ન થાય માટે લુબાનના ફુલ અંદર મેળવે છે

દરાઝ માટે—લોબાન લાબુના રસમાં ધસી ચોપડવુ.

ઝ વળો–૦॥ તોલો લોબાન વાટી મધ સાથ ખવાડે તો વાળો બહાર આવે. વાળો બધો બહાર નિકળે તેટલા દીવસ ખાવું.



## વચ્છનાગ.

ટ, વચ્છનાગને સાફ કરવો–ગાયના મુતરમાં ત્રણ દીવસ બોળી રાખવો,

એટલે ચોખ્ખો થશે.

ક. સંધીવા, માથાનો દુખાવો, વાળા પગે હોય–સંધીવામાં જ્યારે સોજો ન હોય ત્યારે અને માથાના દરદ માટે તેમજ વાળા માટે વચ્છ નાગ પાણીમાં ઘસી લેપડી મુકવી

ખ. તાવ—તાવ ચઢવા પહેલા વચ્છનાગના અરકના પાંચ ટીપાં પાણી સાથ આપવાં.

ગ. ઠંડી માટે, શરીર દુખે તે માટે ૨) ટીપા ટીકચર એકોનાઈટ દર પંદર મીનીટે પાણી સાથે આપવામાં ફાયદો કરે છે

ઘ. તેલ વચ્છનાગનું—ા શેર વચ્છનાગ ખુંદી પાણીમાં પલાલવા, તેમાં ૪ શેર દુધ, ૧ શેર તેલ નાખી ઉકાળવું. આવો બની તેલ છુટું પડે ને ગાળો લેવુ દુધને બદલે કોઇ પાણી વાપરે છે.

ચ. સુણ બેહેરી, લકવો—વચ્છનાગનું તેલ મસળે છે તેથી ફાયદો થાય છે.

છ. સલેખમ માટે—વછનાગના ટીકચરનુ ૧ ટીપું ગરમ પાણી સાથે દર કલાકે પીયા કરવું

જ. મરડા માટે—વછનાગના ટીકચરનું ૧ ટીપુ પાણી સાથે દર ા કલાકે પીવુ. ૧ કલાક પછી ૧ ટીપુ પાણી સાથે દર ૧ કલાકે પીવું.

ઝ. નસો ઢીલી પડે ત્યારે—વછનાગ, અફીણ, ધતુરાનાં બી સંભાગે ચુરણ કરી ગાયના ઘીમાં મેળવી નસો ઊપર લેપ કરે તત્કાળ ચમત્કાર બતાવે છે અને નસોમાં શકતી વધે છે.

ત. નસો ઢીલી પડે ત્યારે—વછનાગ, ભીડા, ગળો સંભાગે ઘસીને નસો પર લેપ લગાડવો. લેપ સુકામા પછી ઊના પાણીથી ધોઇ પછી ઘી મસળવુ.

ઠ ગોળીએ અંતરગળ હોય તો-વછનાગ રાંધેલો, એળીઓ, જવખાર, ઊંપલેટા, ગુંગળ એ સરવેને ખખરાવી લેપ કરવો.

ડ, સાપનું ઝેર—વછનાગ બે માસા પાણીમાં ઘસીને તરત પીવાડે તો ઝેર ચડે નહીં. કેટલાક ગોવાળીઆઓ હમેશાં પોતાની પાસે વછ

નાગ રાખે છે. સાપ કરડે કે તરત તે ચાવીને લેપડી મુકી દે છે. આ ઇલાજથી ઝેર ચઢતુ નથી

ક અતરગળ માટે—વચનાગ, (શોધેલો) એળીઓ, જવખાર. ભીપલેટ, ગુગળ સભાગે ખલીને બાંધિ, ખખડાવીને લેપ કરવો, અરડાના પાતડાના રસમા ખખડાવી, ચોપડવો ઉપર એરનડીઆનુ પાંતરૂ બાંધી લગોટ વાળવી. અથવા ગાયના પીતાનુ પાણી ગોળીએ ચોપડે તો અંતરગળ નરમ પડે બીજો ઇલાજ.

ખ. કાયકાની મીચ, અકકલગરો, મરી, એરડીઆના બી સભાગે વાટી ને પાનના રસમાં ચાની બોર જેવી ગોળી કરીને સહવાર સાંજ ખાવી કાનમાં દુખાવો થતો હોય તો વચ્છનાગના અરકનુ ૧ ટીપુ રૂમા મુકી ને રૂ કાનમા ખોસવો

ગ. વચ્છનાગ સીધ થાય—વચ્છનાગને લુગડાના પોતનીમા મુકી ૨ શેર દુધમા ૨ પોહોર ઉકાળે તો સીધ થાય છે

ઘ કરમાલા ગર ગુમડા. કાખબલાઇ. સોજો, બદ—વચનાગ લીબડાના રસ મા ઘસી ચોપડે તો તરત ગાંઠ બેસી જાય છે

ચ. વીછુનો ડખ—વચ્છનાગ પાણીમા ઘસી લગાડવું

ગોળી મોટી થાય ત્યારે વચનાગ પાણીમા ઘસી ગોળીએ લેપ કરવો.



## (વછનવેલો)-વસંતવેલો-ગારૂડી-પાતાલ ગરૂડી

છ. હરસ માટે—જુવારના ખેતરમાં વછનવેલો ઘણા થાય છે. એના પાદડાની લેપડી સકરા ઉપર મુકવાથી લોહી બંધ પડે છે.

જ. હરસ માટે—વસતવેલો જનતે ઘણો ઠંડો છે એના પાદડાંનો રસ કાઢી કાંદાના કોડીઆમા રાખવાથી જેલા જેવ બંધાય છે તે હરસ માટે ખવાય છે ને તેથી લોહી પડતુ તરત બંધ પડે છે.

ઝ. વસંતવેલો-ગરૂડી-પાતાલગરૂડી, પાણીમા અમળાવાથી પાણીને જમાવે છે. પાણીને ધાડું કરે છે

ટ. મસા માટે—વસંતવેલાનો રસ તથા સત્યાનાશીના છોડનો રસ સરખે ભાગે મેળવવો, ગરમ કરવાથી પાતલો થશે તે બાટલીમાં ભરી

રાખો તે મસા ઉપર લગાડવાથી મસા ખરી પડે છે

એના વેન બે વરસ પછી બહુ ઉંચો વધે છે. એનુ ચુરણુ લુગડામાં મુકી પાણીમા મસળે તો પાણી બંધાઇ જાય છે, જેમ પાણી બાંધે છે તેમ ધાતુ બાંધે છે એવુ દરદીને સમજાવી ઠગારાઓ તેઓ પાસે પઈસા ઘણા કઢાવે છે.

ટાળવામાં બચ્ચાંને ખારો પડે તો એની લેપડી મુકવી. હરસ ઉપર લેપડી બંધાય છે. અને રસ પીવાએ છે.

## વજકાવળી.

ક ફીફ્રુ—મુરગી—મરગી માટે મોટા ઉદર (કોહોર)ના સફ્રગમા વજ કાવળી મુકે તે ઉદરને હાંડીમા મુકી ૩ માસ જમીનમાં દાટવો પછી આ વજકાવલીને જવના પાણીમા ઘસીને ટીપાં ૩ નાકમાં નાંખે તો કીડો મરે ને ફીકરૂ નરમ પડે છે.

ખ, જુ—શરીરે જુ પડે તો વજકાવલી ૧ ભાગ અને ઉપલેટ ૨ ભાગ તેલમા ઉકાળીને ૭ દીન શરીરપર ચોપડીને નાહવુ

## વજ—બાળાવેજ.

ગ દાંત બચ્ચાને આવે છે તે વેળા બહુ વેદના થાય છે, કોઇવાર લીલા ઝાડા બહુ આવે છે તાવ ખસતો નથી, બચ્ચુ મુરદાલ થઈ જાય છે અંગ્રેજી દવામાં સુધોગસીરપ, ટીઠીંગ પાઉડર, કેળોમળ આપ વામા આવે છે દેશી વઇદુ બાળાવજની ભલામણ કરે છે. બાળા વજને પાણીમાં ઘસીને મોઢાના પારા ઉપર મસળે છે અથવા બાળાવજનું આંગળીયું બનાવી ગળામાં નાખીઉં હોય અને તે આંગળીઉ બચ્ચુ ચુસીઆ કરે તો વેદના ઘણી ઓછી થાય છે.

ઘ. નસો છુટી પડે—વજ, આસંધ, ગજપીપર સંભાગે ભેંસના માખણ માં મેળવી મુરદાલ જગાપર લેપ કરે તો શકતી આવે.

## વજદંતી

ક, દાત હીલતા, દાત દુખતા—આ દ૦દ માટે વજદતીના ઝાડની છાલ ચાવે તો ઘણો ફાયદો થાય છે. આ ઝાડના પાતરાં બોરડીનાં પાંતરાં જેવા પણ જરા નાના છે.



## વડ.

વડના ઝાડની છાલ ધાતુપુષ્ટ છે.

ખ કુમળી જડ—ધાતુપુષ્ટ છે, શકતી લાવે છે

ગ વડની છાલ—લોહી પડતુ અટકાવે છે.

ઘ દુધ—પરમા ઊપર પીવામા વાપરે છે.

ચ. દાત દુખવા માટે—દુધ રૂમા ભીજવી દાત ઊપર મુકે છે.

છ હાથ ફાટે—તે ઊપર દુધ ચોપડવું.

જ પરમો—૦। તોલો દુધ, સાકરમાં ચાટવુ. ઉપરથી દુધ ખાવું તેથી પરમો નરમ પડે છે.

ઝ હાફણુ—દુધ વાલ એક, આરારૂટમા ગોળી બનાવી દીવસમાં ત્રણ વાર લેવી

ટ. હરમ—વડની રેખા કુમલી સવારે ખાવી.

ડ મીઠી પીસાબ- ઝાડની અતરછાલ ૪ તોલા, પાણી એક શેર એને ઉકાળી ૦। શેર રાખી પીવુ

ઢ. વડવાઇ—વડની જડ, દાતણુ માટે સારી છે.

ણ. વડવાઇની લેપડી—ભગંદર ઊપર મુકે છે. જેથી ફાયદો થાય છે

ત. દાત મજબુત રહે—વડનું દાતણુ રોજ કરવાથી દાત મજબુત રહે છે.

થ બદ, કાખબલાઇને પકાવે—વડનું દુધ કાગળ ઊપર લગાડી પટી મારે તો દરદ પાકે છે.

દ. દુખાવો—શરીરના કોઇપણુ ભાગ ઊપર દુખાવો થાય ત્યારે વડનું દુધ લગાડે છે.

ક પગમાં ચીરા--વડનુ દુધ લગાડવાથી ફાટેલા પગને ફાયદો થાય છે
દાંતનો દુખાવો હોય ત્યારે વડનુ દુધ દાંત ઊપર તથા પારા ઉપર મુકવું

ખ શરીરે શકતી, મીઠી પીસાબ— વડના ઝાડની છાલની ચાહ પીવાથી શરીરે શકતી ઘણી આવે છે અને મીઠી પીસાબવાળા દરદીને ઘણો ફાયદો થાય છે. છાલમાં ૧૦ ટકા એસીડ ટેણીક છે.

ફુરા, પાહા વગેરેમાંથી પરૂ કાહાડવા માટે વડના પાતરા ગરમ કરી દરદ ઊપર મુકાય છે.

લોહીનો સુધારો કરવા માટે વડની મુળીની ચાહ પીવાડે છે.

ગ. પરમો—મુળી સાકરસાપેરેલાના મુળીઆ જેવું કામ કરે છે. Hæmoptysis માટે મુળીની ચાહ ઉપયોગી છે.

ઘ. ઓકારી--મુળીની કુમળી દાખળી સખત ઓકારીને અટકાવે છે

ચ મરડો. ઝાહડો— કુમળા પાતરાં ખાવામા આપે છે.

છ. અતીસારનો ઈલાજ—વડના કુમળા પાન અને તેની ડીસીઓ (કુપળ) ને લાકડાની ખાનનીમાં ખાંડી તેના કુચા કરનાં ૧૬) ભાગ પાણી નાખી ઉકાળવુ, અરધુ પાણી બળે ને કુચો ગાળી કહાડવો, ફરી તેને ચુલાપર ઊકાળી ગોળ જેવો ઘટ બનાવી તેની ૧) વાલની ગોળી કરવી, તે ગોળી ૨), દીનમા ૩) વાર દહી સાથ ખવાડવી.

જ. પ્રમેહ—વડવાઇનો કાહવો પાવો

ઝ. વીચ્છુના ડંખ ઊપર વડનુ દુધ ચોપડવુ.

ટ. ધાતુ પુષ્ટી માટે વડનુ દુધ બતાસામા ખાવું.

ઠ. કાખ બલાડી—દુધનો લેપ વારવાર કરવો

ડ. અતિસાર--વડવાઇને ચોખાના ધોવાવણમાં વાટી છાસ સાથે પીવી.
ખરજવું, હરસ-પાકા પાનની રાખ તેલમાં મેળવી લગાડવી

મૂત્ર બંધ થયુ હોય તો પાકેલાં સુકા પાનનો કાવો પીવો.



## વરીઆળી

કપડામાં ઘાલી મસલવાથી એની અણીઆળી ડાંખળી (છોતરાં) નીકળી જાય છે. એનો ભુકો ઘીમાં લાલ કરવો, સાકરના સીરામાં નાખી તેના કટકાને બનાવવા. રોજ સવાર સાંજ ખાવાથી ઝાડા આવે છે.

ક ભગંદર માટે—ભગંદરવાળા દરદીને ઉપર મુજબ દરરોજ લાંબા વખત સુધી ખાવું. અથવા વરીઆળી ઘીમાં સેકીને તે ભુખે પેટ ખાવી, વધારે ખાવામાં નુકસાન નથી.

ખ લોહી સાફ થાય—વરીઆળી, ધાણા, કાસની સંભાગે મેળવી ૦॥ તોલો ફાકી મારવી. ઉપર વાસી પાણી પીવુ.

વાગેલું, લોહી બાઝેલું, દબડાયલું—વરીઆળીની જડ વાટી પાણી સાથે પીવી.

ગ. મરડો મટે—સેકેલી વરીઆળી ૧) તોલો, વગર સેકેલી વરીઆળી ૧) તોલો, સાકર ૨) તોલા એનું ચુરણ ૦॥ તોલો દીનમાં ૩) વાર ફાકી ઉપરથી પાણી પીવુ

ઘ ઉલટી માટે—વરીઆળી ૨) તોલા ખાંડી ૧) શેર પીવાના પાણીમા તેની પોટલી મુકી રાખવી તરસ લાગે ત્યારે પાણી પીવુ.

ચ. આમ—અતિસાર-વરીઆળીનો કાહવો પીવો અથવા વરીઆળી, સુંઠ એઓને ઘી લગાડી ભુજીને ૦॥ તોલો ચુરણ ખાવુ.

ખાસી ગરમીની, વરીઆળી સાકર મોંમા રાખી રસ ગળવો.

છ પીતનો તાવ વરીઆળી સાકરનો કાહવો પીવો

જ ધાવન વધે—સ્ત્રીએ વરીઆળી રોજ ચાવીને ખાવી.



## વાઘ.

ક. કુતરાનું ઝેર—વાઘનું માસ ખાવાથી કુતરાનુ ઝેર ચઢતુ નથી

ટ. આંખનું ફુલુ—વાઘણનુ દુધ આંખે લગાડવાથી ફુલું કપાય છે

ઠ. આખનું ફુલું—વાઘણનું દુધ. દાભાનું ફલ, ચીનાઇ સાકર, બકરીના દુધમા ઘસી આંખે લગાડવું.

ક, આંખનું ફુલુ—અખીરાના બીજ, ઉજળી ગુજ પાણીમાં ઘસીને આંખે લગાડવું

ખ. કુતરાનુ ઝેર—સાબરસીંગના વેહેર ૩ તોલા પાણી શેર એકમાં ઉકાળી ૦॥ શેર રાખીને પીવુ

ગ. કુતરાનું ઝેર—સાબરસીંગ ગરમ પાણીમા ઘસીને પાવુ.

ઘ. કુતરાનું ઝેર—તાબાના પઇસા ઊપર મરઘાનું ચરક (છેડ) લગાડી ડંખ ઉપર મુકવું.

ચ. કુતરાનું ઝેર—કોઇપણ ડખ ઉપર દારૂગોળો મુકીને સળગાવવું. કોઇ પણ જાનવરના ઝેર માટે આ ઇલાજ ૧૫ વરસ સુધી મી૦ મોરીઆરીએ અજમાવેલો છે

છ. કોહોળીનો દંખ—વરસાદની ગર્જનાના ગભરાટથી તેમજ ટુકી ખજુરીઓની ઘણી તાડી પીવાથી કોહોળી મસ્ત બનીને લોકોને કરડે છે તેનો ઉપાય વાઘના ચામડાંના રાખ ૧) ચોખાપુર અથવા વધારે દરદીને ખાવામાં આપવી





## વાઘની ચરબી

જ. નસોને શકતી આવે—ચરબી મીઠાં તેલ સાથે ગરમ કરી તેમા થોડોક મુસક નાખી, તે તેલ ધીલી પડેલી અને નબળી નસો ઉપર લગાડે તો તેમાં શકતી આવે છે.



## વાયવળંગ

ઝ. કરમ—વાયવળંગ કરમને મારે છે આથી કરમ પેટમાં મરી જાય છે માટે તેને બહાર કાઢવા દીવેલનો જુલાબ જરૂર આપવો જોઇએ.

ટ. ખરાબ પાણીથી થતી દરેક બીમારી—વાયવળંગની ચાહ બનાવી રોજ બે વાર પીવી. ખરાબ પાણીવાળી જગામાં તાવ લાગુ પડે છે, બરોળ મોટી થાય છે, ઝાડો સાફ નથી થતો, ભુખ લાગ

તી નથી. એવી જગા ઉપર રહેનારે આ ચાહ રોજ પીવી. અથવા પીવાની ચાહમાં વાયવળગ નાખી રોજ પીવી.

ક ખરાબ પાણીવાળી જગામા રહેનારાઓએ નીચલા ઇલાજો ચાલુ રાખવા પાણી ફીલ્ટરમાં ગાળીને પીવુ. સોડા એસીડ ચાલુ વાપરવું. લીવરપીલ્સ અને કયુનાઇન ચાલુ પીવામા લેવુ. એ બધા ઉપાયમા દેશી ઉપાય સેહેલો ને સુતરો એ છે જે વાયવળગની ચાહ અથવા પીવાની ચાહમાં વાયવળગ નાંખી રોજ બે વાર પીવી આથી પાલ લાગે નહી અને બદહજમી થાય નહી.

ખ. ગુરદા તેમજ પીસાબના દરદ માટે વાયવળગની ચાહ બનાવી પેટ ભરીને પીવી પાસાબ લાલ રગનો થશે.

ગ દાત હાલતા હોય-વાયવળંગ, મરડાસીગ અને કાથો એનુ મંજન કરી હીલતા દાત ઉપર મુકી ઊંઘી જાય તો દાંત મજબુત થાય છે. દરેક ચીજ સમભાગે લેવી

ઘ કરમ માટે વાયવળગની ભુકી તોલો ૧, કપીલો તોલો ૧ મેળવી તેમાંથી બે વાલ મધ સાથે લેવી.

ચ કમળા માટે—વાયવળગ, કપીલો સમભાગે મેળવી તોલો ॰। અથવા ॰॥ થોડાં મધ સાથે ખવાડવુ.

છ કરમ—૨ વાલ વાયવળગની ભુકી પાણી સાથે લેવાથી કરમ પડે છે. દાતના કીડા નીકળે—વાયવળંગના બીજને લીબુના રસમા ગરમ કરવા. તેની પોટલી દાતપર પોહોર ૧ મુકે તો દાંતના કોડા નીકળે છે. પીસાબની બીમારી ને ગુરદાની બીમારી માટે—એની ચાહ પીવાય છે

જ. બચ્ચાના કરમ માટે—૧ વાલ વાયવરંગ, ॰॥ વાલ કપીલો, મધ સાથ મેળવી રાતરે સુતી વખતે બચ્ચાંને ખવાડે અને સહવારે દીવેલનો જુલાબ આપે તો કરમ પડે છે

ઝ. કરમ નીકળે—વાયવરગ વાલ બે દહી સાથ મેળવીને બચ્ચાંને રાતરે ખવાડે તો કરમ નીકળી પડે છે.

૮. કરમ માટે—વાયવડગનું ચુરણ ૪) વાલ મધમા મેળવી ખાવુ અથવા કાહવો બનાવી ગોળ નાખી પીવો.

બાળક નીરોગી રહે—બાળક ૧) મહીનાનું થાય ત્યા સુધી રોજ ૧) વાયવર નું ચુરણુ મધ સાથ આપવુ પછી ૨) મહીનાનુ થાય ત્યાં સુધી બે આપવા આ મુજબ દર માસે એકેક વધારીઆ જવુ.

ક. અરૂચી-તાવ—ચુરણુની મધ સાથ ગોળી બનાવી મોમા રાખવી, હઠીલો તાવ બી મટશે

ભમરી આવે તો વાએવડંગની માળા કરી કાને બાધવી.

ખ. ઉધરસ બાલકને—એનુ ચુરણુ મધમાં આપવું.

ગ મળ સુદ્ધી થાય—વાવવરંગ અને અજમાનું ચુરણુ ૦ાા તોલો મધ મા આપવું



## વાળ કાળા.

ધ. વાળ કાળા—ત્રીફળ (હરડા બેહેરાં આમળાં) ગળીના પાન, લોઢાનો ભુકો, ભાગરાના રસમાં છુ દી ઘેટાના મુતરમા મેળવી બાળ ઉપર લેપ કરવો. બીજો ઉપાય:—

ભાગરાનો રસ લોટાનો કાટ, હરડા, બેહરા, આમળા, ઉપલસારી ના મુલ (સારીવા) (એ સારીવાને બદલે સારસાના મુળ ચાલે) સરખે ભાગે લેવુ ઘીમા આચે ઉકાળવુ આ લેપ લગાડવાથી બાળ કાળા મજબુત થાય છે.

ચ વાળ મોટા થાય -કોલનવોટર ૨ આઉસ, ટાંકચર કનઠારદીસ ૨ ડ્રામ, લવનદર તેલ ૧૦ ટીપાં મેળવી દીવસમાં બે વાર ખુબ ઘસવુ. ચામડી સુજી આવે તો બધ કરવુ. ચોથો ઉપાય—
કોપરાના તેલ ૧ શેર સાથે કપુર ૧ તોલો મેળવી લગાડવું.

છ. બાળ વધારવા માટે—ગોખરૂ, તલના ઝાડના ફળ, મધ, ઘી સરખે ભાગે વાટી, લેપ કરી તાલકમાં લગાડવું, સોમળ ખાધા પછી અને બલીસ્ટર લગાડયા પછી ખરી ગયલા વાળ પાછા આવે છે.



## વાળો

વાળો એ દોરા જેવો ઝીણો કરમ છે ૧ ફુલ્લી થઇ ને પાકે છે અને અંદરથી તારની માફક કરમ નીકળે છે તે ફુલ્લાની આસ પાસ ઘી મસળાતા જવુ, તે કીડો ઉપર નીકળે એટલે ૧ સોટી ઉપર કીડાને વીટાળતા જવુ. ૦ાા કલાકમા બધો નીકળી આવે છે, પછી તે જખમ ઉપર સીંદૂર દાબવો



## વાંદો=ઝાડ ફોડો.

આંબાના ઝાડ ઉપર વાંદો થાયછે તેના પાનડા કરમદીના ઝાડના પાનડા જેવા હોય છે.

ક. પુરૂષાતન માટે—આંબાના ઝાડનો વાંદો, ગોખરૂ સુનવેહેલ મેળવી સમભાગે ૨-૩ પઇસાભાર વજને સાકર સાથે ખાય અથવા ઉકાળો કરી પીવો

ખ મસા—કાળીચઉદસની રાતરે આંબાના ઝાડપરના વાંદાને રીતસર આ નત્રણ કરી, આતવારે કાપી લાવી તાવીજમા મુકી દરદીને બાંધે તો દરસ મુળથી જાય છે (કેટલાક છાલાપાલાને ચોકસ વખતે અને અમુક દીવસે કાપવાનું લખાણ દેશી વઇદામાં ઘણી વાર થાય છ. તેનો મુદ્દો સમજાતો નથી )

ગ. ગર્ભસ્થાનને ફાયદો કરે—પુષ નક્ષત્રને દીને વાદાનો ૫ ભાગ, (ફળ, ફુલ, પાતરા, મુળ વગેરે) લાવી રાખવા તેમાનો ૧ અથવા બે તોલા પંચાગ દુધમાં ઉકાળી સ્ત્રીને પીવાડે તો તેના ગર્ભસ્થાનને ફાયદો થાય છે.

ઘ. ગર્ભસ્થાનને ફાયદો કરે—પુષ નક્ષત્રમાં બોરડીપરનો તથા આમલીપર નો, તેમજ આંબાપરનો વાંદો લાવી કાળી ગાયના દુધમા સ્ત્રીને આપ્યો હોય તો તેણીના ગર્ભસ્થાન સુધરે



## વાંદો=વૃક્ષાદની.

એના પાન કરમડીના જેવા છે ફળો પીળા, ગુલાબી, સેંદુરી રંગના હોય છે. આ વેલો જે ઝાડ ઉપર ચઢે તેને ફળ થવા દીએ નહી. જે ડાલી ઉપર હોય તે ડાળીને તોડી પાડે છે

ક. કર્ણ સુળ, કાનમા ફુળો—વાંદાના પાનને કેળના પતરામાં વીટાળી સેક કરવો પછી પનનો રસ કાહાડી કાનમાં નાખવો

ખ. ગર્ભસ્થાનને ફાયદો થાય વદના ઝાડ ઉપરના વાનાને સ્ત્રી માથે આવ્યા પછી ચાથે દીવસથી ૩) દીન સુધી ૧)તોલો રસ પીવાડવો

સાધારણ તાવ માટે—એના પાનમા પાણી નાખી રસ કાહાડવી તે પાવો

ગ. તાવ ચઢે—અનુરધ અથવા ઊતરાભાદ્રપદ નક્ષત્ર વખતે આબો, ખાખરો એ ઉપરનો વાંદો લઇ હાથે બાધે તો તાવ આવે છે.

ઘ વીછીનો દખ મટે—વાંદાની લેપડી મુકવી

## વાંસ લોચન

ચ. સ્ત્રીના પેટમાનો છોડ નીકળે—વાસલોચન, ઊપલેટ, ૭૩ સભાગે લેવુ તેમાંથી ૦ાા તોલો ૭ દીન ખાવુ

છ. બચ્ચાને ખાસી દમ—વાચલોચનનું ચુરણ મધમા આપવુ અથવા વાસનો ગાંઠ ઘસી પાવો

## વાંસ કપુર

જ. બચ્ચાને ખાસી. માટે—વાસલોચન અને વાસકપુર દરેક ૦ાા વાલ મધ સાથે મેળવીને ખવાડવુ.

## વાવડીંગ—વાયવરણુ.

ઝ. યાદદાસ શકતી વધે—અઘેડો, કુષ્હગળો, વાવડીગ, હરડે, સંખાવળી સભાગે મેળવા ૦। તોલા ભાર રોજ ખાય તો મગજની નબળાઈ દુર થાય છે.

## વાંઝીઆપણું.

અ ઘઊં અથવા જવના સાત સાત દાણા લઇને માટીના કોરા વાસણમાં મટોડી નાખી તેમાં નાખવા અને પાણી સાથે તેને એકરસ કરવા. હવે ૧ વાસણમા ૭ દીન મરદ પીસાબ કરે, બીજાં વાસણમા ઓરત પીસાબ કરે. જેના વાસણમા છોડ ઉગે નહી તેને વાઝંટ સમજવુ.

ગલાસમાં પાણી નાખી વીર્ય નાખવાથી જો વીર્ય પાણી નીચે ડુબે તે વાઝંટપણુ ગણાય નહી, વીર્ય પાણીની ઉપરજ રહે તો વાઝંટપણુ જાણવું

કાહું, કદુ, દુધેલુ. દુધેલી, દુધીઊ એમાના કોઇબી એક છોડમાં પીસાબ કરે અને તે છોડ મરી જાએ તો તે પીસાબ કરનારને વાઝંટ સમજવું.



## વીછું.

ક પથરી માટે—વીછુની બાખ (વીછુને ઠીકરાંપર સેકીને ભુકો કરવો) તોલો ૧, જેનસીઅન તોલો ૦ાા, શુઠ માસા ૪, પીપર, કાળાં મરી દરેક તોલા ૮, કાકજના (પનીબધ) બી તોલા ૨, કેસતોરી અમ તોલો ૧ા મેળવીને તેમાથી ૨ વાલ મધ સાથે ખાવો.

ખ. આંખના દરદ માટે—તરત મારેલા કાળા સાપના કટકા કરવા, તેને ૨૫ શેર દુધના સાથ ૧ તાંબાના વાસણમાં મુકવા, તેમાં ચાર વીન્છુ નાખવા, મોઢુ વાસણનું બંધ કરી ૨૧ દીવસ રાખી મુકવું, પછી વાસણમાં બધાયલા દહીને વલોવી માખણ કાઢવુ તે માખણ એક કુકડાને ખવાડવું તે કુકડાની અઘાર આંખે આંજે તો આંખે તેજ વધી ઘણા દરદ સારા થાય છે કાલા સાપની ચરબી પણ આંખના મોતીઆની દવા બનાવવામાં ઉપયોગી છે.

ગ. બાલ ઉગે નહી—વીછું તેલમાં ઉકાળી લેપ કરી બાલ ઉપર લગાડે તો બાલ ખરી પડે છે અને ફરી ઉગે નહીં.



## વીંછીડા.

આ છોડ ઉપર વીછુંના આકારના ફળ થાય છે.

ક. સાપ અને વીછીના ડંખ ઉપર--એના પાતરાની તથા મુળીઆની લેપડી મુકવાથી ફાયદો થાય છે.

## વીદારીકણ

ખ સુવાવડી બાઇડીઓમા પોટવાઇન દારૂ પીવાનો ખપ વધ્યો જાય છે, જે માણસો દારૂ હાથમાબી નહીં પકડતા તેઓ પેટમાં નાંખતા શીખ્યાં છે, એમા નુકશાન છે.

ગ. સાકભાજી, લીલી તરકારી ખાનારી સુવાવડી બાયડીને આ પોર્ટવાઇન નુકશાન કરે છે. દારૂ માઉસ, ખાનારાને માફક છે અને શાકભાજી ખાનારનો વેરી છે એટલે દારૂને માઉસનો ખોરાક જોઇએ છે શાકભાજી ખાનારાઓ દારૂ પીએ છે તેમા દરૂને જોઇતું માઉસ શરીરના માઉસમાથી આપે છે, અને શરીર દુરબળ થાય છે. માટે માઉસ ખાનારને જે છાજે તે શાકભાજી ખાનારાઓને કરવુ નુકશાનકારક છે.

ઘ. સ્ત્રીના થાનમાં દુધ વધે--શાકભાજી ખાનારાઓને વીદારીકણ બહુજ સારો છે. એનો ભુકો ૧ થી ૨ તોલા દુધમાં રોજ ખાય તો ધાવણ માં દુધ વધે.

ચ. વીર્ય વધે--તાજા કણુના કટકા કરી છાંયડામાં સુકવવા. તાજા કણુનો રસ કાઢી પેલા સુકા કટકા અંદર બોળી રાખવા. રસ પેવસ થાય ને ઉપલા કટકાને પાછા સુકવવા. તેનો એક તોલો ચુરણ દુધ સાથ ઉકાળી ખાવામા લેવાથી વીર્ય વધે છે.

છ દુધ થાનમા—આવે ઉપર મુજબ વીદારીકણનુ ચુરણ રોજ ખાવું: ધુજારી ભાંગે—આ ચુરણ ધઉના આટામાં મેળવી પુરી કરી રોજ ખાવી અથવા ચુરણ દુધમાં પકાવી પીવું. વીદારીકણનુ ચુરણ પોટવાઇન જેવી મોંઘી વસ્તુનો ગુણ ધરાવે છે

## વીર્ય.

જ. વીર્યશ્રાવ—સ્વપ્નામાં ધાત જાય તે ધાત જતી વેળા વીર્યનું જોસ ન હોય તો દરદીને નીચે મુજબ આપવુ. ઇસ્ત્રીચનીઆ એન એક, એસીદ

ફાસફેરીક ડાઇલુટ આઉંસ ૧ મેળવીને એમાંથી ૨૫ ટીપાં ૨ આંઉંસ પાણી સાથે ખાધા પછી દીવસમાં બેવાર આપવુ

ક ધાત જતા વીર્યનો જોસ બહુ થતો હોય તો એસીદ હાઇડરોબરોમીક ડાઇલુટ ટીપા ૨૦, સોડાબરોમાઇડ ગ્રેન ૨૦, ટીકચર અરગટ ટીપાં ૧૦, પાણી ૨ આંઉસ મેળવીને રાત્રે સુતી વેળા પીવું

ખ. વીર્ય હોય તો પુરૂષારથ થાય. પુરૂસારથ છે ત્યા વીર્ય છે વીર્ય એટલે શકતી. જેમ વીરયનો બચાવ કરો તેમ શકતીમા વધારો થાય છે શકતી હોય તોજ પુરૂષારથ થઈ શકે. શકતી હોય તોજ મહાન કારયો થઈ શકે છે

ગ. કેટલાક કારયો પઇસાથી થઇ શકે છે એ ખરૂ છે, પણ પઇસા ઘણા હોવા છતા કેટલાકથી મહાન કારયો થઇ શકતા નથી. કારણ કે તેઓ પાસે પઇસા હોવા છતા વીરય નથી વીરયની કોટાઇને લીધે પઇસા કાઢવાની જે હીમત અને જુસ્સો જોઇએ તે તેનામા નથી તેથી તેનાથી કોઇ કાર્ય થતુ નથી, પઇસે જબરો હોય શરીરે જબરો હોય પણ શરીરમા વીરય ન હોય તો સહામીક કામ થઇ શકે નહી અને તે પુરૂષ બાયલામાં ખપે છે.

ઘ. વીરયવાળો માણુસ માહાન કારયો પઈસાવાળા કરતાં વધારે કરે છે શકે છે.

ચ. વીરય સાચવવામાં કે વધારવામા મુખ્ય ચીજ જોઇએ છે તે કસરત છે, કસરત વીરયને વધારે, સુધારે અને હાબે છે માટે મહાન પુરૂષ થવું હોય તો બચપણમા અને જુવાનીમા કસરત કરવી જોઈએ વીરયને ફાયદો આપનારી કસરત બેઠકની કસરત છે. દરેક માબાપે તે જાણી તે ઊપર અમલ કરવાની આ જમાનામાં ખાસ જરૂર છે.



## વેગણ.

અફીણનું ઝેર--વેગણનો અથવા વેગણના છોડના પાંદડાંનો રસ ૩ તોલા પીવો.

ક- ગાંઠ- વેગણા અથવા પાંદડાંની પોટીસ ગાંઠ પકવે છે.

ખ. હાથે પગે શરદી લાગે તો—વેગણાને છોલી કટકા કરી પાણીમાં ૪ કલાક સુધી ભીંજવવું, તે પાણી હાથ પગને મસળવુ.

ગ. સફેદ કોઢ—વેગણાને પાણીમાં બાફવા તે વેગણાને તેજ પાણીમા ચોળી એકરસ કરી કપડાથી ગાળી કાહાડવુ આ રસ ૮ ભાગ અને તલનું તેલ ૭ ભાગ મેળવી ઉકાળવુ પાણી બળી જાય ને તેલ વાપરવુ

વાગેલુ, દબડાએલું, ભીતરનુ બાઝેલુ લોહી માટે--૧ તોલો કાચુ વેગણ બાફ સાથે ખાવુ

ઘ. ધતુરાના ઝેર માટે--વેગણના ૨ કટકા કરી તેને પાણીમા ખુબ મેળવી તે પાણી પીવાડવું અથવા ૨ તોલા ગઉમુતર પીવાડવુ અથવા ૧ તોલો નીમક (મીઠુ) પાણીમા દ્રાવી પીવાડવું.

ચ. વીચ્છુનો ડંખ ઉતરે—વેગણનું મુળીઉ પાણીમા ઘસી લેપડી કરવી.



## વજ (ખુરસાણી)

છ વીચ્છુનો ડખ ઉતરે—વજ મોમા ચાવીને ડંખની સામી બાજુના કાનમાં ૩) ૪ ફુંક જોરથી મારવી. ઉપાય ચોકકસ છે



## વજ=ઘોડાવજ

જ. ખાસી માટે—વજનો કટકો મોઢામા રાખે તે કફ લોજનજીસનું કામ કરે છે (એની ટીકરી બનાવી વાપરી શકાય છે)



## વડાગરૂ મીઠું.

ઝ વાળા ઉપર ૩) દીન મીઠું બાંધે તો સારૂ થાય છે.



## વાળની દાળ.

ક. કમરે ચસકા મારે, સાંધામાં પવન થાય—તો વાળની દાળને પાણીમાં ૧) કલાક ભીંજવી તેને મલમ જેવી વાટીને ચોપડે. જ્યારે તે સુકાય ત્યારે અંદરનો પવન ખેંચી કાહાડે છે



## વંતાકડી=બૈગન.

ખ વાળા માટે—વંતાક સેકી ભરતીઊ કરી ૭) દીન લેપડી મુકે.
ગ. ઘોડાને કુરકુરી માટે—કુમળા વતાકનો રસ પાવો.
ઘ. ગોળી મોગી થાય તો મુળ ઘસીને ચોપડીઆ કરવુ.
ચ. ઊંઘ આવે—રાતરે વતાક સેકી મધ સાથ ખાવુ. તરત ઊંઘ આવે



## વાવલા.

છ. વાવલાની છાલ તોલા ૨) સુંઠ તોલો ૧), પાણી શેર ૧) ઉકાળી ०। સેર રાખી તેના ૪) ભાગ કરવા. ૧) ભાગ ૭) દીન રોજ ૧) વાર પીવુ. નાની ઉમરવાળાને ०॥ ભાગ પાવો. જો ફેર જણાય તો ૭) દીન વધુ પાવો નહી ફેર લાગે તો વધુ પાવું નહી.



## વાડ દુધેલા.

જ. વાળા ઉપર વાડ દુધેલીના વેળાના પાતરાની લેપડી રોજ મુકે.



## શેરડી.

ઝ. જુનો ગોળ—જુલાબ લાવે છે, બચ્ચાને સસણી અને ઉપલ્યાં માટે અપાય છે.

ટ. જળદર—કડવી શેરડી ખાવાથી જળંદરને ફાયદો છે

ઠ. કુતરાનું ઝેર--ડખ ધોઇ કાસ્ટીક લગાડવું અને શેરડીનો સરકો ૧ આંઉસ પાણી સાથે મેળવી આઠ દીન પાવો.

ક. કુતરાનુ ઝેર—ડખ ધોઇને ચુના તરત લગાડી દેવો ને શેરડીનો સરકો પાવો.

ખ. તાવ માટે—શેરડીનો સરકો ૧ ભાગ, પાણી ૫ ભાગ મેળવી તેના પોતાં મુકવાથી તાવનો ગરમી ચુસાઇ જાય છે. કોઇ તાવમાં આખે શરીરે સરકો લગાડવો પડે છે અને એ જગાએ કોલનવોટર વપરાય છે

ગ. પરસેવો—ખઇવાળા દરદીને પુષ્કળ પરસેવો થાય તે વેળા છાતી ઉપર શેરડીનો સરકો ૧ ભાગ, પાણી ૨ ભાગ મેળવીને છાતી ઉપર લગાડવુ.

ઘ. જીવજંતુ મારવા માટે સીક માણસના બીછાના પાસે શેરડીનો સરકો છાટવો

ચ. આખનુ ફુલુ—થોડા વખતનુ હોય તો આતવારે શેરડીનુ મુલ લાવીને ફુલાવાળી આંખની પાસેના કાનપર બાધવુ



## સ્કેમોનાઇ=સકમુનીઆ.

છ. બનાવટી (false scamoni) બાજરીના આટામા ખપે એટલું કટારીઆ થુવરનું દુધ મેળવી લોંદો બનાવો અથવા આરારૂટમાં આકરાનુ દુધ મેળવી લોડો બનાવવો.



## સતાવરી

જ. ધાતુ વર્ધક, મગજને પુષ્ટીકારક—એ શીતળ છે. એનું ૦ા તોલો ચુરણ ઘી અને સાકર સાથે ખાય છે સ્ત્રીઓના દરદો માટે ખાસ છે.

ઝ. રકતપીત—પીસાબ સાથે લોહી પડે તો સતાવરીનુ ચુરણ તોલો ૦ા દુધ તોલા ૨૦, પાણી તોલા ૨૦ મેળવી પાણી બળી જાય ત્યાં સુધી ઉકાળી સાકર તોલો ૧, ઘી તોલો ૧ સાથે મેળવી પીવું.

ટ. નાસુર માટે—સતાવરીનું મુળ પાણીમા ઘસી લગાડવુ તો નાસુર જાય છે.

ઠ. થાનમાં દુધ કમી થાએ ત્યારે નીચલી ચીજ પીવાથી દુધ વધે છે. સતા

વરીનું મુળ ૦। તોલાનો ભુકો ૦।। શેર દુધમાં ઉકાળી રોજ પીવો.

ક. થાનમા દુધ વધે—૦। તોલો મુળાઆં દુધમા વાટી પાવાં. જાણુવરને બી એ ફાયદો આપે છે.

ખ નાવ તાઢીઓ—સતાવરી અને જીરાંનું ચુરણુ ૧ તો. પાણી સાથ આપવુ

ગ. ધાતુપુષ્ઠી માટે—મુળનુ ચુરણ ૧ તો દુધ સાથે રાતરે રોજ પાવું

## સમુદ્રસોસ

ઘ સમુદ્રસોસ—એના પાંદડાંનો ઉપલો ભાગ, ઝાગરો ઉઠાડે છે અને એનો નીચલો ભાગ રૂઝ લાવે છે.

ચ નાસુર ઉપર સમુદ્રસોસની રાખ મુકવી. અથવા નાસુરમા ભરવી,

છ. શરદી જાએ. ગરમી આવે—સમુદ્રસોસ, જાયફળ, જાવંત્રી. લવંગ સ ભાગે લઇ પાનના રસમા ચીનીબોર જેવડી ગોળી કરીને રોજ ખાવી

## સમુદ્રફીણુ Cuttle fish bone=માછલીનું હાડકું.

જ. ખુજલી માટે—સમુદ્રફીણુ લીંબુના રસમા બોળી ભુજવું. આ મુજબ સાતવાર ભુંજીને તેનો ભુકો ખુજલી ઉપર મસળવો.

ઝ. પીટના ચાઠાં માટે—સમુદ્ર ફીણુ ૧ ભાગ, સરકો ૧ ભાગ, મેળવીને લગાડવો.

ટ. રતાંધળો, આંખની રતાસ માટે—સમુદ્રફીણુ જે ૧ જાતની માછલીનું હાડકું છે તે સાકર સાથે ઘસી આખે લગાડવું.

ઠ. ખીલ—સમુદ્રફીણુ પાણીમાં વાટી ચોપડવું.

ડ. ફમળો—સમુદ્રફીણુ લીંબુના રસમાં ઘસી આખે આંજવુ.

‘. રગતપીત—૧ ભાગ સમુદ્રફીણુ અને તેટલોજ સરકો લઇ મલમ જેવુ બનાવી પિત ઉપર લગાડવું. દારૂ, માછલી, તેલ, મરચુ ખાવુ ન ખાવુ

ક. આખનો મોતીઓ—સમુદ્ર ફીનને પાણીમા વાટીને તેના ફડકા આખમા રોજ મારવા



## સમુદર ફળ.

ખ. બચ્ચા નું પેટ કડણ હોય તે પોચુ પડે—સમુદર ફળ ૦। અથવા ૦॥ વાલ દુધમા મેળવી પીવામા આપવુ.

ગ. ઉંઘ લાવવા માટે— સમુદર ફળને બકરીના તાજા દુધમાં ઘસીને આંખ ના પોપચા ઉપર તથા કપાળપર લગાડવું.

ઘ. સાપનું ઝેર ઉતરે-૦। તોલોસમુદર ફળને છોકરાની પીસાબમા ઘસીને પાવુ.

ચ. આખની રોસની વધે—સમુદર ફળને બકરીના દુધમા ઘસીને આંખે લગાડવું

જ દીવાનો માણુસ હુસીયાર થાય—સમુદર ફળ ૦। તોલો દરદી એ પોતાની પીસાબમા ઘસીને પીવુ.

ઝ. કાનનો બેહેરાત ભાગે— સમુદર ફળ ભાગરાના રસમા ઘસીને કાને ટીપા મુકવા

ટ. પેટમાના કરમ પડે, પેટનો દુખાવો જાય, સ્ત્રીનો ગરભ કાચો પડતો હોય તે અટકે—સમુદર ફળ ૦। તોલો ગાયના દહીમાં ઘસીને પીવું

ઠ. મોહપર ચાંદા પડે તો સમુદર ફળ એરડીઆમાં ઘસીને ચોપડવું

ડ. આંખે તમ્મર આવે તો સમુદર ફળનું અજન કરવું

ઢ. પીસાબ બધ થયલી ખુલે—સમુદર ફળ લીંબુના રસમા ઘસીને દુટી અને પીરૂ ઉપર લગાડવુ.

ણ. સફેદ કોહોડ જાય—સમુદર ફળ આકડાના પાતડાં સાથના રસ ઘસીને ર ભીજવી કોહોડપર મુકવો.

ત. તાપ જાય—૦। તોલો સમુદર ફળ ગોળ સાથ ખાવું.

થ. ભુખને વધારે—સમુદર ફળ ૦। તોલો કપાસના પાતરાં સાથ ખાવુ.

દ. મોંઢાની ગંધ જાય—સમુદર ફળ ગાયના ઘી સાથ ખાવુ.

ધ. આખનું ફુલું જાય—સમુદર ફળ અને ગધેડીનો દાંત પાણીમાં ઘસી ને આંખે આંજવુ.

ક. આંખે પરદો હોય તે જાય—સમુદર ફળ ગાયના ઘી સાથ ઘસી આંજવુ.

ખ. વીછુનો ડંખ મટે—સમુદર ફળ લીમડાના મુળ સાથ ઘસીને ડખ ને લગાડવું.

ગ. આધાસીસી—સમુદર ફળ બકરીની પીસાબમા ઘસી નાકમા ટીપા મુકવા.

ઘ વધનુ દરદ જાય—૦। તોલો સમુદર ફળ મીઠાં સાથે ખાવુ

ચ. કંઠમાલા જાય—સમુદર ફળ ઘી સાથ મેળવી લેપ કરવો.

છ કમળો જાય, પેટમાનુ દરદ જાય—સમુદર ફળ લીબુના રસમાં ખાવુ.

જ. પેટનો ગોળો જાય—સમુદર ફળ ૦। તોલો ભાંગરાના રસ સાથે ખાવુ.

ઝ માથુ દુખવા માટે—સમુદરફળનુ ચુરણ, સુંઘવાથી નીટ નાકમાથી નીકળે છે, છીક આવી માથુ નરમ પડે છે

ટ આખના ફુલા માટે—સમુદરફળ પાણીમા ઘસી આંખે આંજવુ

ઠ આખના ફુલાં માટે—ઉજળી ચણોઠીનુ મુળ ઘસી આંખે અજન કરવુ



## સમુદ્રફળ=કૈથલફલ

ડ એના મોટા ઝાડ દરીઆ કીનારે થાય છે પાન બડામરીના જેવા છે જાયફળ જેવા ફળ થાય છે

ઢ બાળકને કફ—ફળ ૨ વાલ જેટલુ પાણીમા ઘસીને આપવું, ઉળતી થશેને ફાયદો જણાશે

ણ. બાળકના પેટમા લેહીની ગાઠ—એ વાલ ફળ દુધમા ઘસી પાવુ.

ત. આખોના પડલ ઉપર ફળને ગાયના ઘીમા ઘસી અજન કરવુ.

થ. આધાશીશી—ફળ બકરીના મુતરમા ઘસી સુઘવું,

દ ફુળુ—ફળને ડોડીના રસમાં ઘસી અંજન કરવું.

ધ સન્નીપાત—ફળ પાણીમાં ઘસી અંજન કરવુ.

ન. સાપનો ડંખ—ફળ લસણના રસમા ઘસી અજન કરવું

પ. કરમ—૨ વાલ ફળ પાણીમા ઘસી પાવું,

ક. માથે લોહી ચઢે, ગુસ્સાથી, કજીઆથી અથવા તાવથી—તે માટે સમુદર ફળ જે જાએફળ જેવુ મોટુ થાએ છે તેને બકરીના દુધમાં ઘસી માથે ભરવુ

ખ. કાનમાં નાસુર હોએ તો ાા વાલ ગોળને ાા તોલો પાણીમાં મેળવવો તે પાણીમાં સમુદરફળ ઘસીને કાનમા ૫ ટીપા નાંખવા.



## સરકો.

ગ. કુતરાંના ઝેર માટે—બે તોલા શેરડીનો સરકો પાણી સાથે સવાર સાંજ પીવો.

ઘ. સાપનુ ઝેર—સરકામા નીમક વાટીને ડંખ ઉપર મુકવુ

ચ. માથુ દુખે પીતના તાવનું, તો કોઇબી જાતનો સરકો લઇ તેમા લુગડું ભીજવી માથે મુકવો, અથવા જલદ સરકો સુંઘાડવો.

છ. દાઝેલા ભાગ ઉપર તરત સરકો નાખે તો ફાયદો થાય છે

જ. સોજો—સરકો, જવ, મગ, કપાસીઆના આટા સાથે પાણી મેળવી લેપ કરવાથી સોજો નરમ પડે છે

ઝ કપુર પીગળે—કપુર વગેરે ગુંદરવાળી ચીજો જેઓ સ્પોરીટમા પીગળે છે તે ચીજો જલદ સરકામા પીગળી શકે છે

ટ. ખુજળી મટે—સરકો અને મીઠ તેલ મેળવીને મસળવુ.

ઠ. ખીલ મોઢાના સારા થાય—કડવા વાલનો આટો સરકામાં મેળવી લગાડવો.

ડ. કુતરાનું ઝેર લાગે નહીં—ડંખ ધોઇને, કાસ્ટીક લગાડવું અને ૧ આંઉસ સરકો પાણી સાથે મેળવી આઠ દીન પાવો

ઢ. કુતરાનુ ઝેર લાગે નહીં-ડંખ ધોઇને ચુનો તરત લગાડી દેવો.

ણ. તાવ માટે—સરકો ૧ ભાગ, પાણી ૫ ભાગ મેળવી તેના પોતાં માથે મુકવાથી તાવની ગરમી ચુસાઇ જાય છે. કોઇ તાવમાં આખે શરીરે, સરકો લગાડવો પડે છે.

ત. પરસેવો—ખઇવાળા દરદીને પુષ્કળ પરસેવો પડે તે વેળા છાતી ઉપર

નીચે મુજબ લગાડવુ ૧ ભાગ સરકો અને ૨ ભાગ પાણી મેળવીને છાતી ઉપર લગાડવુ

ક જીવજતુ મારવા માટે—સીક માણસના બીછાના આગળ સરકો છાટવો

ખ. કુતરાનુ ઝેર ચડે નહી—ઝખમને સરકાથી ધોઇ નાખવો, અને સવા તોલો સરકો તેટલાજ પાણીમા મેળવી દીવસમાં બેવાર ૭ દીન પાવો

ગ ગોળી મોટી થાય તો સરકાની સાથ એરડાની જડ ખખડાવીને દીવસ મા ૩ વાર ગોળીપર લગાડવી

ઘ બાળ ઉગે નહી—સરકાની સાથ હસપગુળની લાબ મેળવી બાળ કઢાવીને તે જગા ઉપર લગાડે તો બાલ ઉગે નહી

ચ બાળ ઉગે નહી, બાલ ખરી પડે—સરકાની સાથ ઉદરની લીટી મેળવી બાળ ઉપર લેપ કરે તો બાલ ખરી પડે અને બીજા ઉગે નહી.

છ. અતરગળવાળા દરદીને જીરા પાક ૦॥ તોલો રોજ બેવાર ખાવો જીરા પાક બનાવવાની રીત—શેરડીના સરકામા સફેદ જીરાને ૨૪ કલાક ભીજવી રાખી પછી સુકવે પાશેર જીરાના ભુકા સાથે છઠી તોલા સુઠને મધથી મેળવી પાક બનાવવો

જ. મોઢાના ખીલ માટે સરકો ૨ ભાગ, મધ ૧ ભાગ મેળવીને મોંઢે લગાડે.

ઝ. સાપ ધામણ વુછઙ મારે છે ને દરદી કોહીકોઇને મરણ છે તે દશ ઉપર સરકો જળાડ લઇને તેમા કપડ ભીજવી મુકે. સાપના દશ થી શરીર ફુલે., લોહી નીકળે, તે વેળા ૨ તોલા સરકો ૩, ૩, કલાકે પાવો



## સરગુવા—સરગવા.

ટ પીસાબ ટપકે, વારમવાર થાય તેનો ઇલાજ–સરગુઆ સેર ૦।, પાણી શેર ૨. માં ઉકાળી ૦। સેર રાખી તેમાંથી પાચ તોલા રોજ બે વાર પીવુ

ક. લીવર (કલેજા)ના દરદ માટે સરગુઆનું મુળ ૫ વાલ પાણીમા ઘસી પાવું અને કલેજા ઉપર ઘસેલુ મુળ ઉપર લગાડ્યા કરવુ

ખ. પીસાબ છોડવવા માટે—સરગવાનો ઉકાળો ગરમ કરી પીએ. રાઈની માફક સરગુઆના મુળની છાલ પ્લાસટર તરીકે વપરાય છે

ગ. વસોળી, ગાઠ—સરગુઆના મુળની છાલ, સાટોડી, સુંઠ, દેવદાર, એનો જાડો લેપ કરી મુકવાથી ગાઠ નરમ થાય છે અને અંદરના મવાદને ધીમે ધીમે ખેંચી લે છે લેપથી બળતરા બળે તો થોડો ઘઉંનો આટો ઉમેરવો.

ઘ પ્રસવ જળડી થાય—મુળનો રસ પગે ચોપડવો

ચ. પથરી—છાલનો કાઢવો, મરી, પીપર, સાથ પીવો

છ. આખના ખીલ બનય, સરગવાના બી પાણીમા ઘસી અંજન કરે.

## સરડો=કાકીડો—રગેમાહી.

જ શકતી વધે—સુકાયલા સરડાનો બારીક ભુકો કરીને ખાવામા લે છે. તેથી પુરૂષાતન વધે છે અને નસોમાં શકિત આવે છે.

ઝ. સધીવા, ખેંચાઇ ગયલી નસો માટે તેલ—જીવતા સરડાને છુંદી નાખી તેલમા ઉકાળ‍્યા પછી તે તેલ ફરીથી અંતરગળમાથી ગાળી કહાડે પછી સધીવા માટે અને ઢીલી થયલી નસો માટે મસળવામાં વાપરે.

ટ. પુરૂષાતન માટે—આ તેલના પાચ ટીપા, પાનમા ખાવાં અને ખે ચાઇ ગયલી નસો ઉપર તેલ માલીસ કરવુ

ઠ. કંઠમાળા માટે—સરડાને તેલમા ઊકાળી તે તેલ લગાડે તો કંઠમાળા પાકીને ફુટે છે. પછી રૂઝ માટે ગાંઠ ઉપર સફેદ મલમ ચોપડે છે. કંઠમાળાને પાસડાં પાડીને તેલ ચોપડવું

## સરપંખા.

ડ. આ ઝાડ દરીઆ કીનારે થાય છે, વડોદરા, અમદાવાદમાં ઘણા થાય છે પાતરાં આમલીના ઝાડના જેવાં છે, ૧ પાતરાને ૧ હાથે પકડી

બીજે હાથે ખેંચીએ અને તોડીએ તો એક કટકાનું નાકુ ભાલા જેવું અણીવાળું થશે. બીજા કટકાનું નાકું વચમાં ખારો અને આસપાસ અણી જેવુ થશે.

ક. પથરી માટે—૪ તોલા સરપખાના પાતરાનો રસ સાકેર સાથે રોજ પીવો. એ ખાત્રી ભરેલો ઉપાય છે. પથરીને ધીરે ધીરે પીગળાવી નાબુદ કરે છે. પેટમાં પથરી કેટલી હતી તે જાણવુ હોય તો ફરદીની પીસાબ રોજ ઝીલવી, તે સુકાય ને રેતી એકઠી કરી જોખવી, જે થાય તે પથરીનો વજન જાણવો

ખ. કંઠમાળા માટે સરપખાનુ મુળ ગોમુતરમાં ઘસી દીન ૧૪ લગાડવું.

ગ. ગર્ભસ્થાન સુધરે—સરપંખાના મુળ, પાતરા, ડાળ વગેરે એટલે આખો છોડ રવિવારે લાવવો. તેનો ૦। તોલો ભુકો એક વરણી ગાયના નવટાક દુધમાં ૧ કન્યાને હાથે મરદન કરાવવુ નવટાક દુધ રતુ કાળમા વઝા સ્ત્રીને ખવાડવું ગર્ભસ્થાનની કાંઇક ખામી દુર થાય છે. ખોરાકમાં ખીર, ખાડ, ચોખા, મગ, મીઠો આહાર આપવો.

ઘ દરાજ માટે—સરપખાના બીનું તેલ અથવા બી વાટી તેલમાં ઉકાળી દરાજપર લગાડવુ.

ચ બરોળ માટે સરપખાનુ ૧ માસામુળ છાસમાં ઘસીને પીવુ

છ. વધરાવળ માટે મુળનું ચુરણ ૧ માસા પાણી સાથે રોજ ખાવું.

જ. સુકી ખુજળી માટે—સરપખાની કુમળી પાતરી તોલા ૨ સુધી પાણીમાં વાટીને પીવી

ઝ એના પાંદડા ગળીના પાદડાને મળતા છે એનુ પાતરું બે હાથ વતી આકુ પકડીને તોડીએ તો તે પાદડાની વચમાં ખાચ પડીને તુટે છે, એટલે બે કટકે જોડાયલું હોએ ને છુટું પડે તેમ પડે છે. અને ૧) કટકો બાન (તીર) ના જેવો ત્રીકોણ દેખાય છે. એના ફુળ રાતાં અને ઝીણા છે, રાતા ફુળવાળો છોડ ઉભો રહે છે. ધોળા ફુલ વાળો સરપંખો જમીનપર પથરાએલો રહે છે. એના પાન જરા નાના હોય છે એની ઊપર સીગ થાય છે.

ટ. હાફુણુ, હેડકી—માટે મુળના ચુરણ ૧ માસાની બીડી કરી પીવી.

ઠ. ભોલી સાફ થાય, ગભાસ્થાન સુધરે, પરમો સારો થાય. બરોળ સારી

થાએ—સરપખા ૫) આઊંસ, સ્પીરીટ ૨૦) આઉંસમાં અરક બનાવી તેના ૩૦) થી ૬૦ ટીપા સુધા પાણી સાથ પીવાં.



## સરસડા

ક. સાપના ઝેરનુ ઔષદ--સરસડાના ફળ, મુળની છાલ, થડની અંતર છાલ, લીલાપાન, ફુલ દરેક ૨૦ તોલા લઇ માણસના મુત્રમા વાટીને પછી ૧૦૦ તોલા મુત્રમા મેળવવુ ચુલે ચઢાવી ખખડાવવુ અને તેમા ૫૦ તોલા ઘી નાખવુ મુત્ર બધુ બળી જાય ત્યારે ઘી બાટલીમા ભરી રાખવુ. ૧ શેર ઘી દરદને પીવાડવાથી જરૂર દખ ઊતરે છે ૫ રતલ સુધી પીવાની કોઈ દરદીને જરૂર જણાય છે.

ખ સાપના દખવાલા દરદીને કોઈ વાર વીસફુટક જેવા ચાઠા ફુટી નીકળે છે



## સરસના બીજ

ગ આખે અંધાપો આવે તેનો ઇલાજ—કાચની મીસીનો બહુજ બારીક ભુકો તોલા ૩, સરસના બીજ સાત, એઓને વાટી સુરમા જેવુ બારીક કરી ખાતા લીબુના રસમા ૩ દીવસ ખરળ કરી તેની સાથે બરાસ કપુર એઆનીભાર મેળવી આધળાને આંજે તો કાયદો થાય છે આખના બીજા દરદો પણ મટે છે,



## સરસવ

ઘ. મરદને શકતી આવે, ખેંચાયલી નશો છુટે—સરસવના ઝાડનાં કુમળા પીળા, દુધમા અથવા ઘીમા મેળવી લેપ કરે, નરમ ચામડીપર નહીં; પણ ધીળી નશોપર લગાડે.



## સલફોનળ.

ક. સ્વપનામાં જતી ધાત માટે—સલફોનળ પાચ ગ્રેન, સાત દીવસ સુધી રાત્રે સુતી વેળા લેવુ બીજે અઠવાડીએ આંતરે આંતરે રાત્રે સુતી વખતે લેવુ.



## સલાજીત (બનાવટી.)

ખ. પોરબદરી પથ્થરને, ગાયના મુતરમા પલાળી રાખવા પછી તેને ગાળાને માવો બનાવવો અને સુકા કટકા કરવા

ગ જાનવરના લોહીને કાદવના વાસણમા મુકી તડકે સુકવીને તેના કટકા કરે છે.

ઘ કાળી મટોડીનો બારીક ભુકો ૧ ભાગ અને લોહી ૭ ભાગ મેળવીને સુકવી તેના કટકા કરવા, આવી રીતે બનેલો સલાજીત પાણીમાં મુકો તો તે સપાતી ઉપર રહેશે, અને પાણીમાં ર ગની સેંડા (સેર) છુટશે.

ચ. ચોખ્ખાં લોહીનો જે વૈદક ગુણ છે તે ગુણ આ સલાજીત ખાવાથી માલમ પડે છે, નબળાઇ ટાળવામા, શરીરને પુષ્ઠ બનાવવામા. ક્ષયમા એનો ગુણ છે



## સ્વપનું

છ. અજીરણ થયુ હોય ત્યારે સ્વપનુ ખરાબ આવે છે, તેના ઉપાય માટે હલકો ખોરાક લેવો ફકત દૂધ પીને સુવુ અથવા ભુખ્યા સુવું.



## સસલું જાનવર

જ. સસણી અથવા ઉપલીઉં બચ્ચાને થાય ત્યારે સસલાના લોહીને છાતી અને ગરદને ચોપડવું, અને પીવાડવું. સસલાનું તાજુ લોહી તુરત રૂમાં બોળી લઈને છાયામાં સુકાવી રાખે છે. જયારે લોહીનો ખપ પડે ત્યારે આ રૂ પાણીમાં ભીંજવીને લોહી છુટું પાડે છે.

ક. મસા, જડમુળથી જાય—સસલાને કાપી તેના કાળા ગુરદા તરત કાચા ચાવીને ખાઇ જવા



## સાઇટરણુનો મલમ.

ખ. કમળમા સડો અથવા જખમ હોય તો આ મલમ લગાડે તો સારૂ થાય છે

ગ. પાઠાને અને સડેલા માસને—સાઇટરણુ આઇંટમેટ લગાડવાથી રૂઝ આવે છે, આ મલમમા પારો અને એસીદ નાઇટરીક આવે છે આખ દુખવા આવે તો પોપચા ઉપર સાઇટરોન મલમ લગાડે છે.



## સાકર

ઘ સાકર ચીનાઇ ઘણી ચોખ્ખી હોય છે

ચ. આખની ગરમી—સાકર પાણીમા ઘસી આખે આજે તો ગરમી મટે છે

છ. આખની ગરમી માટે—સાકર તોલો એક, માખણ ગાયનુ તોલા ત્રણ સફેદ મરી નગ સાત. સવારે નનને કોઠે રોજ ખાવું,

જ. મરડો—સાકર ત્રણ ચાર તોલા સવારે ચાવીને ખાવાથી મરડો મટે છે, ઘણા જણનું કહેવુ છે કે તે ચુસીને ખાવી પણ ચાવીને ખાવી નહી.

ઝ. સાધાનું અડી જવુ—ખટાસથી સાધાને નુકસાન થાય છે તે કરતા વધુ નુકસાન મીઠાસથી થાય છે.

ટ. રકતપીત, ઝાડાનું લોહી—સાકર તોલો ૧, દુધ તોલા ૨૦, પાણી તોલા ૨૦, પાણી બધું બળી જાય ત્યા સુધી ઉકાળવું અને પીવું

ઠ. હરસના મસા, મરડાનું લોહી—માટે દીન ઉગતે સાકર તોલો ૧ ખાવી.

ડ આખનુ ફુલું બચ્ચાનું કપાય—સાકર અને ચલ્લાની અઘાર વાટી બારીક કરીને આખમા છાંટવુ

ઢ પીસાબ ખંચાય ત્યારે સાકર અને જુવારનો આટો સંભાગે મેળવીને । થી ॰॥ તોલો રોજ સહવાર સાંજ પાણી સાથ ખાવુ.

ક. વીચ્છુનો દંખ તરત ઊતરે—સાફેરનો સીરો બનાવી દંખ ઉપર મુકવો.



## સાજીખાર=સજ્જીખાર.

ખ. સાજીખારના ગુણો જવખારને મળતા છે.

ગ. સરીરે પીટનાં ચાઠા—સજ્જી ખાર અને સીંધાલુણ કડવા તેલમા મેળવીને શરીરે ૧ કલાક સુધી મસળાવા પછી ગરમ પાણીએ સેક કરવો અથવા પાણીનો બાંફ લેવો.

ઘ. સંધીવા માટે—સાજીખાર ખાવામાં આપે છે.

ચ કંકુ-સાજીખારનુ પાણી તથા હલધરને મેળવવાથી કંકુ બને છે. સાજીખારનુ સખત પાણી, ચુનાની ફાક સાથે મેળવી, લાકડા ઉપર મારેલો સફેટો કાઢી નાંખવા વપરાય છે.

છ. કમળા માટે—બે વાલ સાજીખારને લીંબુના રસમાં ખાવુ.

જ. વીર્ય વધે—સાજીખાર વડની જટાની મુળનો ભુકો અને સાકર સ ભાગે મેળવી ૦॥ તોલો ખાય તો વીર્ય વધે છે

ઝ. તાવ માટે—સાજીખાર ફુલવેલો બે ચણા ભાર સરબત સાથે ખાય તો તાવ જરૂર જાય

ટ. એના અનુપાન નીચે મુજબ છે. એક વખતે ૨ વાલ ખાવો.

ઠ. ભુખ લાગે—સાજીખાર મધ સાથે ખાવો.

ડ પીત જાય—સાજીખાર ખાંડમા ખાવો

ઢ. ધાત વધે-સાજીખાર સાકર સાથે ખાય તો નવી ધાત વધે.

ણ. નમળાઇ ટળે—સાજીખાર ગોસમાં ખાવો.

ત. નરોગી થાય—સાજીખાર ખાડ અને ઘીમા ખાવો.

થ. માથાના દરદ જાય—સાજીખાર ગાયના માખણમા ખાવો

દ, તાવ જાય—ખારી છાસમાં અથવા દહીમાં સાજીખાર ખાવો.

ધ મોઢાંપર નુર આવે—ગાયના દુધ સાથે સાજીખાર ખાવો

ન. પગમાં ચાલવાનું જોર વધે—હરણના દુધમાં સાજીખાર ખાય તો ઘોડા જેવો ચાલે.

પ, મોઢાંની ગંધ જાય—સાજીખાર ખારકના પાણી સાથ ખાવો.

ક. ભુખ લાગે—સાજીખાર ખજુર સાથે ખાવો.
ખ. હર્ષો નબલુ હોય તો સજીખાર દારમની કળીના રસમાં ખાવો.
ગ. જુનો તાવ જાય—સાજીખાર આદુના રસમાં ખાવો
ઘ. આંખે તેજ વધે—સાજીખાર લીલી દરાખના રસમા ખાવો.
ચ. ઓકારી જાય-સાજીખાર ભાંગરાના રસમાં ખાવો.
છ. ધાત વધે—સાજીખાર ચણાના છોડના મુળના પાણીમા ખાવો.
જ. પરમો છાસીઓ જાય-સાજીખાર તજ સાથ પાણીમા ઘસીને ખાવો.
ઝ કમળા માટે—સાહજી અને ખાડ સભાગે લઇને ૦॥ તોલો ફાકા મારી ઉપરથી ગાયનું દુધ અથવા પાણી પીવુ

ટ દાતના પારા કાળા થયા હોય તો, સાજીખાર મધમા મેળવી ઘસીઆ કરવુ. મુરડાલ માંશિ સ નીકળી જશે, નવુ આવશે.



## સાટરા.

ઠ તાઢીઆ તાવ માટે—સાટરા ૬, પીતપાપડો ૫, કાળામરી ૪, અને મધ ૩ ભાગ એ સઘળાની મેળવણી કરી વાલ એકની ગોળી કરી, બબે ગોળી ખાવી



## સાટોદા=ખાપચ=સોગધની

ડ. સાથ એટલે સોજો, ગની એટલે મારવુ=સોજાને મારનાર. સાટોદા સોજાને મારે છે. જલંદરને કાપે છે, પીસાબ અને ઝાડો લાવે છે

ઢ. જલંદર, બરોળ, લીવર, પીસાબ—આ દરદો માટે ૦ તોલો સાટોદા, સુંઠ અને કરીઆતાનો કાવો, પીવામાં આપે છે.

ણ. વીછુના ડંખ ઉપર સોરોડા ૦ તોલો પીવામા અને ચોપડવામાં આવે છે.



## સાટોડી.

ત. આ ઝાડ સાટોદાના જેવું છે, અને ગુણ પણ તેના જેવો છે.
થ. ચોઠીઓ તાવ જાએ—સફેદ સાટોડીનું મુળ ૦ તોલા જેટલું ગાયના દુધમાં ઘસીને પીવાડવું.

ક નાસુર—સાટોડીના પાતરાની લેપડી નાસુર ઉપર મુકે તો ફાયદો થાય.

ખ. વીચ્છુનો ડખ—ધોળી સાટોડીનુ મુળ આતવારે કાપવું, તે મુળ હાથમા રાખી વીચ્છુને ચીડવીએ અને વીચ્છુ ડખ મારે તો પણ તેનુ ઝેર ચઢે નહી

ગ આ મુળીઉ મોઢામાં ચાવીને વીચ્છુ ઉપર મોંઢાંની ફુંક ઉરાડીએ. આવી રીતે છટાયલો વીચ્છુ ડખ મારે તે કોઇને લાગે નહી.

ઘ. ધોળો અધેડો—સગતરો—એનું મુલ્યું પણ એ કામ કરે છે.

વીછુ નો દખ—સાટોડીનું મુળ દરદીએ ચાવવુ અને તે મુલ ડખપર બાધવુ

ચ. નાસુર, ભગદર—સાટોડીના પાદડાને છુંદીને નાસુર ઉપર મુકે તો પરુ સુસાઇ જાય અને રૂઝ આવે



## સાટોડી (વસુ) ધોળી અને રાતી.

છ. ફુળુ આખનુ મટે—આખ ગળે તો—ધોળી સાટોડીનુ મુળ મધમાં ઘસી અંજન કરવું.

જ. પડળ દુર કરવા, મુળ પાણી સાથ ઘસી અંજન કરવું

ઝ રતાંધળો—કાજી સાથ મુળ ઘસી અંજન કરવુ

ટ. હરસનું લોહી—એનું ૦। તોલો મુળ હળદરના કાઢામાં પાવું

ઠ. ગુલ્મ રોગ—૦। તોલો પંચાગ ચુરણ, સીધવ ૧ માસ સાથ ખાવુ.

ડ. કમળી માટે—૦। તોલો પચાગનુ ચુરણ સાકર મધ સાથે ખાવું.

ઢ. રોગ થાય નહીં—૦। તોલો પંચાંગ ચુરણ દુધમા પાવુ.

ણ. વીચ્છુનો દંખ-૦। તોલો આતવારે કાહેદેલા મુળ દરદીએ ચાવી ખાવા

ત. પીત ખાતું છાતીએ—૦। તોલો મુળ સહવારે રોજ ચાવી ખાવું ૧૪ દીન સુધી.

થ. ચોથીઆ તાવ માટે—૦। તોલો મુળ પાનમાં મુકી ખાવું.

દ. ગુલમ વાયુ—જળાંદર—જળોદર—૦। તોલો મુળ અને સીંધવ સંભાગે મેળવી કલપ કરવો, તેમાં ઘી નાખી ખાવું.

ધ. ગુલ્મ માટે અને જળોદર માટે ૦। તોલો મુળ ઘી નાખી ખાવુ.

ક ફળુ—રવીવારે મુળ લાવી, ધુપ દઇ કાને બાધવુ

ખ. કુત્રાનુ વીષ—સાટોડીનો ૨ તોલા રસ પાવો



## સામર.

ગ. શરીરે શકતી વધે—મુળની છાલનું ા તોલો ચુરણ મધ સાથે ખાવુ.

ઘ. શીતળા થાય નહી—સામરનો રસ, સફેદ ચદન અને જેઠીમધ સંભાગે ઘસીને ૧ તોલો ખાએ તો શીતલા કદી નીકળે નહી.



## સાંધાનું તેલ.

ચ. સંસ્કૃતમાં સધ એટલે નપુસક. સધનું તેલ એટલે નપુસકને લગાડવાનું તેલ. "સધનું તેલ" એ શબ્દ બદલાઇને "સાંધાનું તેલ" બોલાતા લાગો છે. એમ એક અનુભવી લખે છે

છ. સાંધાનું તેલ—માલકાકણીના તલમાં સાંધાના માઉસને ઉકાળવુ.

જ. સાંધાનું તેલ—મરદને શકતી માટે ઉપયોગી છે. સાંધાને ચીરી. અંદર નીચે મુજબ મસાલો ૧ રસ કરી ભરવો. જાયફળ, જાવંતરી, લવંગ, કેસર, એકેક ભાગ, સફેદ લોબાન, માલકાકણી બબે ભાગ, સાંધાની અંદર મસાલો ભરી તેને સીવી લેવો. પછી ચુલા ઉપર કોળ બંકો મુકીને તેલ નીકળે તે કાઢી લેવુ-આ તેલ ઢીલી પડેલી નસને ચોળીએ તો નસ મજબુત થાય કોમળ ચામડીને લગાડે તો ફાયદો છે.



## સાંધ વૃક્ષ

ઝ. હાડકું ભાંગેલું જલદી સધાય—સાંધવૃક્ષની છાલ છુંદીને ૩ દીવસ ભાંગેલાં હાડકાં ઉપર બાંધવી.

ટ. બાવળની છાલનું ચુરણ ા થી ાા તોલો મધ સાથ રોજ ખાય તો ભાંગેલાં હાડકાને જલદી ફાયદો થાય.



## સાપ

ક. સાપનો ડંખ કોઇબી માણસ ચુસી શકે. ચુસનારના મોમાં છાગળા અથવા ઘસારો કોઈબી જાતનો ન જોઇએ ચુસનારે ખાંડી અથવા ઘી ના કોગળા કર્યા કરવા; ચુસાએલું ઝેર બાહાર થુંક્યા કરવું. ગળવું નહી ચુસનાર માણસે દરૂ પીવો જોઇએ ૧ કલાક સુધી ચુસવું પડે છે. ચુસતા ચુસતા માણસ થાકી જાય તો બીજો માણુસ તરત વળગે

ખ. મરઘાનો સફરો ડંખ ઉપર દાબવો મરઘુ મરી જાય તો બીજુ લેવું એ પ્રમાણે મુકયા કરવુ ઝેર હશે ત્યાં સુધી મરઘાં મરી જશે

ગ. રૂમળી વાટે ઝેર ખેંચાય છે.

ઘ. ડંખેલા માણસને વાઈન આપવાની જરૂર છે

ચ. ડંખેલા માણસને સ્પીરીટ આર્ટમ હેરણુ ૩૦ થી ૬૦ ટીપાં પાણી મા આપવાં.

છ. દરદીને સાબરસીંગાનો ભુકો તોલા ૩ એક શેર પાણીમા ઊકાળી, ૦। શેર પાણી રાખી તે ગાળીને પાવું.

જ. ડંખ માટે—સાબરસીંગુ ०॥ તોલા ઘસીને પાણી સાથે પાવુ.

ઝ. પ્યુર નોનાઈટ્રેટ પોતાસ અથવા કાસ્ટીકથી ઘા બાળવો.

ટ. મરઘાની તાજી કલેજી ડંખપર બાંધવી, તે ઠંડી પડે ને બીજી મુકવી.

ઠ બંદુકનો દરૂ ડંખ ઉપર મુકી સળગાવી દેવો.

ડ હમેલથી સ્ત્રી છુટે—સાપની કાચરીનો ધુમાડો છુપા ભાગપર આપે તો સ્ત્રી કષ્ટાય નહી.

ઢ. નાસુર માટે સાપની કાચરીની રાખ ઉમરાના દુધમા મેળવી તેનુ પુમડું નાસુર ઊપર ૧૦ દીવસ મુકીઆ કરે.

ણ. બાલ કાળા થાય—સાપની મુરી કાપી નાખવી એક હાંલામાં ઘઊં શેર ૧૦ ભરી તેમાં ડોકા વગરનો સાપ મુકે તેની ઉપર થોડા ની લીંડ મુકી ૪૦ દીવસ સુધી જમીનમાં દાટે. પછી ઘઊં મરઘીને ખવાડે તો મરઘીના સફેદ પીછા કાળાં થઈ જાય. તે મરઘી હલાલ કરી તેના માસની ગોળી બોર જેવી માણુસ રોજ ખાએ તો બાલ કાળા થાય અને જુવાન દેખાય.

ક કંઠમાળા—સાપની કાંચરી, અસ ... કપીલા સંભાગે વાગી તેના ૨ તોલા કરંજના ૦। શેર તેલમાં ઊકાળ ... તેલ ગાંડપર મસળો.

ખ. સ્ત્રી કસતાતી હોય, છોકરૂ પેટમાં મરી ગયું હોય—તો હાથે પગે સાંપની કાચળી બાધવી તથા છોકરૂં બહાર પડે છે.

ગ. બાલ કાળા થાય—સાપની કાચળીનુ તેલ બાલે લગાડે તો બાલ કાળા થાય છે

ઘ. નખ કાળા થાય, હાથ પગ ફાટીને લોહી નીકળે—સાપની કાંચળી વાલ ૨ ખજુરમા મેળવીને ખાય તો આ દરદોને ફાયદો થાય.

છ. રગતપીત—રગતપીતવાળો દરદી સાંપની કાંચળી ૧થી ૨ વાલ માસ એ સુધી ખજુર સાથે રોજ ખાય તો વણો ફાયદો થાય (મુજરબ છે)

જ બાલ ખરી પડે નહી, બાલ પાછા ઉગે—સાપની કાંચરી અગુરી સરકામાં ખરલ કરી લેપ કરવો.

ચોથીઓ તાવ જાય—૧ વાલ સાપની કાચળી ગોળ સાથે ખાય તો તાવ જાય

સાંપનો ડંખ—તરત ઇંગ.૨ મુકીને ડંખ બાળી મકવો એ પહેલો ઉપાય.

ડંખની જગાપર નીચે જોરથી પાટો બાધવાથી લોહી ફરતુ બંધ થાય છે.

સાપનું કરડેલું માણસ ત્રણ દીવસ સુધી મરતુ નથી. એવુ દેશી વઇદુ કહે છે, તે અંગ્રેજી વઇદુ અને આ જમાનાની સાધારણ અક્કલ માનતી નથી પણ જેઓથી બને તેઓએ નીચલો સહેલો

ઝ. ઊપાય અજમાવી જોવો—સાપના ડંખથી બેસુધ થઈ પડેલા માણસને અથવા સાપના ડંખથી મરી ગયલો સમજવામા આવતા દરદીની આખે સુરોખાર બારીક વાટીને આંજવો. દરદી સુધ્ધીમા આવે અને તે જીવતો છે એવી ખાત્રી થાય તો પછી અરીઠાનું પાણી પીવાડીને તે દરદીને વામીટ કરાવવુ. ૨—૩ વાર અરીઠાનું પાણી પીવાડી વામીટ કરાવ્યા પછી તેને ઉંઘ બહુ આવે પણ જરાબી ઉંઘવા દેવો નહી. સુઇઆ ભોકીને પણ જાગત રાખવો. એટલે હોશીયાર થશે. આ ઇલાજ ઘણી બાજુએથી એક સરખી રીતે વખાણવામાં આવે છે.

ક. સાપનો ડખેલો માણુસ ૩ દીવસ મરતો નથી તેના પુરાવા નીચે મુજબ છે—કોની ચોક્સ જાતમા આવો રીવાજ છે કે સાંપે કરડેલા માણુસ આગળ ૩ દીવસ સુધી ભજન વગેરે કરયા કરવુ. ૩ દીવસમા જો તે પાછો ન ઊઠે તો મરી ગયલો સમજવો

ખ. કેટલાક ગામમા રીવાજ હજી એવો છે કે સાંપે કરડેલા માણુસને ઝોળી મા સુવાડી તે ઝોળી ૩ દીવસ લીમડાના ઝાડ ૦। ઉપર બાંધી રાખે છે લીમડાની ઠંડી અસરથી સાપનુ ઝેર કપાય છે. પણ જો ૩ દીવસમા ફરી હોસીયાર ન થાય તો પછી તેને મરી ગયલો જાણે છે, આ કહેણી દેશી વઈદોમાં છે તક મળે અજમાવી જોવું

ગ. આંખનો મોતીઓ—કાળા સાપની ચરબી અને પાણીમાં ઘસેલી નીરમળીને એકતી આંખમા લગાડવાથી, તરતનો મોતીઓ કપાય છે.

ઘ. આંખના દરદો માટે નાચલી દવાઓ આખમા આંજવાથી ફાયદો કરે છે. નીરમળી પાણીમ ઘસીને કાળા સાપની ચરબીની મેસ, સંખની ભસ્મ અને ઘીની મેસ. આ આંજવાથી આંધળો દેખતો થાય, એવું તેજ વધે છે

ચ. ચીત્રા સાપનું ઝેર ઉતરે—ઉમરાનું મુળીઉ ૦। તોલો પાણીમાં ઘસીને પાવું અને ઘસાડો ડખ ઉપર મુકવો.

છ. ઘાયડા સાપનુ ઝેર ચઢે નહીં—અરદુસો, કપાસ, દતેરો, વાઝણી કંટોલા એમાનુ કોઈબી મુળીયુ ૦। તોલા જેટલુ ગઉમુત્રમાં ઘસી પીવાડવું.

જ. રકતપીતવાળા દરદીને સાપની કાચરી બાળીને તેની રાખ ૧ ચોખાં ભાર ( એક ગ્રેન ) જેટલી રોજ એકવાર ઘી સાથે ખવાડવી, ખોરાકમાં દુધ અને ભાત સીવાય બીજુ કાઇ ખવડાવવુ નહી જેટલા દીવસ દવા ખાવામાં લે તેથી બમના દીવસ પરેજી રાખવી.

ઝ. નાસુર—સાપના કાચળીની રાખ નાસુર ઉપર ભભરાવે તો ફાયદો થાય.

ટ. અંધારાના ઉપાય—કાળા નાગના પેટની અંદરની ચરબી તાવી લેવી. સંઘેડાનો રસ કહાડી ૧ કાદવના કોડીયાંને ચોપડી છાયામાં સુકવવુ એ મુજબ ૩ વાર સુકવવુ. ચીની કબાળા તોલો ૦। એલચી ૦। તોલો, બરાસ વાલ ૧ ને ખુંડી મેળવવુ. પેલા કોડીઆની અંદર

આગળી જેવી જોન વાત મુકી પેલો ભુકો વાત ઉપર અને તેની આસપાસ ભમ ાવવો. તેમા ચ ભી નાખીને વાટ સળગાવી દેવી. ઉ ાર બીજુ કાડીકે ધાન્યુ સેમ અકડી કરી આખે ૪૦ દીવસ અજન કરવું અધાપો જાય જાય.

ક. વાળે.-૧ વાલ સાપની કાચળી ગોળ સાથ મેળવીને વળ ઉપર મુકે તો વળો બહાર નીકળી આવે છે

નરૂવળા દરદીને સાપ ાા ૦ા વાલ કાચળી ગોળ સાથ મેળવીને સવાર સાંજ ખવાડે તો ફુજળ થાય કાચળીન ગુણ છેવ જ તુને મારી નાખવાનો છે

ખ. રગતપીટ માટે--સાપની કાચળી માસા બે લઈ ખજુર સાથ ખવાડે. જો પગના તળીઆમા નાસુર પડે તો હળ ૨ ૧૦ ભાગ. પારો ભાગ ૫), ઘી ભ ગ ૩૦ ને ૪ પોહોર ખરળ કરી રૂમા મેળવીને ભુકવી.

કાનનો અથવા કોઇ બી નાસુર મ '—સાપની કાચળીની રાખ ૨) ગ્રેન કાગલની બીડીમા મુકી કાનમા ફુકવી.

ઉંદરના ડંખવાળા દરદીને સાપની કાચળીની ધુણી ૩ દીવસ આપવી.

# સાબર સીંગું

ગ. તાવ, હાંફણુ, ચમકા મટે—સાબરસીગાના કટકા કરી હાલ્લીમા મુકી કપડ ખંડ કરી ભઠ્ઠીમા સળગાવી દેવા. તેમાથી ખાખ તોલો ૦ા દહી તોલા ૫ સાથે ખવાડવી, (દહીં જેવી સરદીવાળી બીજી ચીજોનીબી હાફણુ માટે ઘણીવાર ભલામણ કરવામા આવે છે)

ઘ. મરદને શકતી—સાબરસીગાની ખાખ તોલો ૦ા મધ સાથે દીન ૫ ખાય તો શક્તી વધે છે.

ચ. વા કમરનો, વા સાંધાનો તોડે—સાબરસીંગું પાણીમાં જાડું ઘસેલું તોલો ૦ા મધ અને દારૂ (દારૂ વગર બી ચાલે) સ થ મેળવી સવારે નનને કોઠે ચાટી ઉપરથી દુધ શેર ૦ાા પીએ. દીન ચાર પીએ. તો રહી ગયલા મ ણસને જરૂર ફાયદો થાય. સઘળા બીજા ઉપાયોમાં આ પેહલો અજમાવવો, ઉપાય ઘણો જાણીતો, સેહેલો, અને સસતો છે.

ક હુક-ટચ યુ—એ માટે સુંઠ, સાબરસીંગુ એને દારૂમા ઘસી જરા ગરમ કરી તરત લગાડવુ દિનમા ૩ વાર લગાડવુ

સાપના દંખ માટે સાબરસીંગુ પાણીના જાડુ ઘસી ૦ાા તોલા જેટલું ગરમ કરી પાવુ.

ખ મરદને શકતી માટે—સાબરસીગાની રાખ તોલો ૦ા રોજ મધ સાથ ખાવી.

ગ. ખહી માટે—સાબરસીગાની ખાખ ૦ા તોલો રોજ મધ સાથ ખાવી. (હાથે દાતની ભસમબી ચાલે)

વાગેલુ, દભરાયલુ અને લોહી બાઝેલુ હોય તે ૦ા તોલો માટે સાબરસીંગુ ઘસીને પાણીમા પીવું. ફાયદો ઘણો કરે છે

માતુની નબળાઈ, સુજેલી ગોળી, નબળુ હૈયું, ખહી, ખાંસી, હાફણ—સાબરસીગાના ટુકડા કરી તેને આકડાના દુધમા મેળવ્યા પછી, ખુલ્લા અંગારમા ભુજવા તેની ખાખ ૨ વાલ મધ સાથે આ દરદો માટે ખાવી

ઘ ફુળુ—આખના ફુળા માટે, સાબરસીગ પાણીમા ઘસીને આખે લગાડયા કરવુ.

ચ સાપના દંખ માટે સાપનો મોહોરો બનાવટી—સાબરસીગાને આમલીના ચીચોડાના કદ જેવા કટકા કરવા, તે કટકાને ઘાસમા વીટાળી ત્રાબાની દબીમા પેક કરી, છાણાના તાપથી પકવવા આ પકવેલો સાબરસીગાનો કટકો સાપના મોહરા તરીકે વેચાય છે મદારીઓ આ કટકાની કીમત રૂપીઆ પાચ કહી પછી ભાવમા ઉતરતા ઉતરતા છેક આના પાંચથી વેચે છે. તેઓ એકના એકવીસ કરી લે છે. આ પકાવેલા સાબરસીગાના કટકામા ઘયાને ખોટા સાપના મોહરામાં ગુણ એવો છે જે સાપના દખ ઊપર પણી લગાડીને જ યારે એ મોહરો મુકે છે ત્યારે તે કટકો ડખને વળગી રહે છે, થોડીવારમાં છુટો પડે છે આ છુટા પડેના કટકાને દુધમાં ધોઈ પાછો ફરીથી ડંખ ઉપર મુકો તો ફરીથી ચોટે છે. આ મુજબ ઝેર ઊપર ત્રણવાર ચોંટે છે. આ ક્રીયા નજરે જોવાથી, અજાણ્યા માણુસો મદારી માંગે તે કીમત આ મોહરાની આપે છ

ક. ફુલુ આંખનું—હરણ (કરોળીઆ)નુ સીંગડુ દીકરીના માતાના થાન ના દુધમાં ઘસી આંખે આંજે

ખ. સુળ—સુળ એટલે શરીરમા ખીલા મારે તે વાયુથી ઉતપન થતા સુળ પીઠમા લાગે, પીતથી ઉતપન થતા સુળ દુટીમા લાગે, કફ થી ઉતપન થતા સુળ સાંધાઓમા લાગે. એ દરદ માટે સાબર સીંગની ભસમ ૦। તોલો, હીંગ ૧ વાલ ઘી સાથે મેળવી રોજ ખાય તો દરેક જાતના સુળ નરમ પડે.

સાબરસીંગને ૧) આખો દીવસ કુમારના રસમા ભીજવી રાખવુ પછી તે સાંબરસીંગુ કુમારના પેતામાં મુકી ત કુમારને પાછા તથા થી બાંધી લેવો, તેને છાનામા મુકી બાળવો ચુના જેવી ફાક શેર.



## સાબુ કેસ્ટાઇલ અથવા સાંબુ કપડવંજી

ગ. પથરી માટે—એ સાબુની ચણા જેવી ગોળીઓ બનાવી તેમાથી રોજ આખો દીવસ ગોળી ૨૦ થી ૩૦ સુધી ચુસ્યા કરવી

ઘ. કરારીઆ માટે—સાબુ અને સામરના ફુલ સમભાગે મેળવી શરીરે લગાડવુ.

ચ. કોઇપણ જાતના સાપનુ ઝેર ઊતરે ગામડી સાબુ ઘસીને એક આંખે આંજવો અને આંખ ઉઘાડ ધાક કરવી.



## સાયંતા.

ક. કુતરાનુ ઝેર ઊતરે—સાયંતીનો પાલો દરીએ કીનારે ઉજડ જગામા થાય છે, તેના પાતરાં ૦। તોલો ખવાડવા. સામતાં ખવાડવાં નહીં કારણ કે તેથી ઊલટી થાય છે. માટે ૧ પાનરૂં ચાવીને પછી બીજું, એ મુજબ ૦। તોલો પાતરાં ખાઇ જવા. ઉલટી થાય નહીં તો દરદી બચે ઉલટી થઇ તો દરદીની આશા થોડી રાખવી

જ. કુતરાનું ઝેહેર—સાયંતીના પાતરાં બાવળની પાલી કરતાં જરા મોટા છે. તેનું ફુલ જાંબુરા લાલ રંગનું છે. સવાદ કડવો છે વાસ ઝેરી બદામના જેવો છે. તેના પાતરાં થોડાક ખવાડાવ૧(

પાતરૂં ખવાડી પછી ગીજુ ખવાડવુ એ મુજબ થોડા પાતરાં ખવાડતા નહી વામીટ આવે તો સારૂ થએ. જો વામીટ આવે તો દરદી જોખમમા જાણુવો. એ પાતરા ખાધા પછી બીજેજ દીવસે કોઇ બી જાતનો ભય અથવા દરદના નીસાન દેખાસે નહીં.

ખોરાક ઘઊની રોટી. અને ચણાની દાળ દીવસ ૧૫ સુધી ખવાડવી.



## સાલમ

ક વીર્ય માટે—સાલમ તોલો ૧ ને દુધમા ઉકાળી ૭ દીવસ રોજ પીવામા લેવુ.

ખ. વીર્ય માટે—સાલમ તોલે ૧ તથા દુધ શેર ૧ ને ઉકાળી શેર ૦॥ રાખી, અંદર જાયફળ, જાવંત્રી એલચી, લવગ અને કેસર અકેક વાલ નાખવુ બદામના મીજ, અખરોટ, પસ્તા ખસખસ વરીઆળી સાકર સભાગે મેળવી તેનો એક તોલો દુધમા નાખી પીવુ.

ગ લકવાના અસર—સાલમ લકવાની અસરવાળાને આપે છે શરીરની નસો ઢીલી પડી હોય તો સાલમ ૦॥ થી ૧ તોલો સુધી દુધમા ઉકાળી પાવામા આપે છે. વીલાયતી સેનેટોજનના બધા ગુણો એમા છે.



## સાવરી

ધ. માડી પીસાબ માટે—સફેદ સાયતીનુ મુળ ૧ તોલો પાણીમા ઘસી દીવસમાં બે વાર પીવાડવુ દરદના પ્રમાણુમા મુળીઉં ઓછુ વધતુ લેવુ

ચ. દસ્તાન માટે—દસ્તાન ઘણુ જાય ત્યારે સફેદ સાવરીના મુળીઆનો ભુકો ૦। તોલો લઇ દુધ સાકેર સાથ રોજ ખાવો.



## સધેસો

ક. વીચ્છુનો દંખ—સંધેસાના મગાળ્યા દંખના ચડેલા ભાગ આગળથી મુલ દંખ વાળી જગોએ ફેરવ્યા કરવું. (સુકામાંની રાખ પણ ચાલે.)



## સરગવો.

ખ. આંખના ખીલ સારા થાય—સરગવાના બી ઘસીને આંખે લગાડે.



## સોતાબ.

ગ. સીતાબ-કપુર તથા ખોમાઇની મફક સીતાબ વીર્યને જોરા નરમ કરે છે, એ ખાવામાં અપાય છે

ઘ કરમ માટે—સીતાબના પાનનાં રસ બાળકને કરમ માટે પીવડે છે અથવા પાંદડા ગળે બાંધે છે એમ કરવાથી કરમ ઝાડાની વાટે નીચે ઉતરે છે. સીતાબ ગર્ભસ્થાનને નુકશાન કરતા છે

ચ હરતાન અને પીસાબ છુટે—હરતાન અને પીસાબ છુટવા માટે સીતાબ ૩ વાલ ખાવામાં અપાય છે

છ આંખે તેજ વધે, મરદને શક્તી વધે, ઢીલી નસો મજબુત થાય—સીતાબના બી તોલો ૦॥ ગાયના ઘીમાં તળી, રોજ ૭ દીવસ દીવસ સુધી ભુખે પેટે ખાવાં.

જ. કરમ—બે વાલ પાનના રસને ધાનાના પાણી સાથ પાવો

ઝ. સરદી બચ્ચાને—ઉપળાઉ—ખાંસી—સીતાબના પાનને કેળના પાનમાં વીટાળી ગળે બાંધવુ.

ટ. સગ્રહણી—સીતાનો રસ અને બાવચીનો રસ ૦તોલો મધ સાથે પાવો.



## સીતાફળ=અનુંસ.

સીતાફળના પાંદડાં તથા બી જીવ જંતુને મારે છે.

ટ. કોહવાટવાળા બાગમાં, પાંદડાની પોટીસ મુકવાથી કોહવાટને રૂઝવે છે.

ક. વાળા માટે—બી તથા કાચા ફળના લેપડી વાળા ઊપર મુકવી.

સાપ. વીચ્છુ અને કૈતરાનું ઝેર ઉતરે—સીતાફળનો અથવા રાનસુ ખડીનો ઠળીઓ પાણીમાં ઘસી ડખ ઉપર લગાડવો.

ખ. જુ મરે—બીનુ ચુરણ માથે લગાડી આખી રાત બાંધી રાખે તો નીખ અને જુ મરે.

ગ. પીસાબ છુટે-સીતાફળનું ફુલ ૦। તોલો પાણીમાં ઘસીને પીવુ



## સામર=શીમલો.

એનો રસ તે મોચરસ છે.

મુત્રકૃચ્છ—૦॥ તોલો છાલનુ ચુરણ દુધમાં પીવું.

ઘ. વીચ્છુનો ડખ—પુષ્ય નક્ષત્ર રવીવારે ઉતર બાજુનું મુળ લાવવુ. લાવનારનો ઓળો ઝાડ પર પડે નહીં આ મુળ ચડેલા ડંખઆગળથી નીચે ફેરવવુ. અથવા ઘસી ડખપર લગાડવુ.



## સીનકોના સલફસ.

ચ. ચોઠીઆ અને તાઢીઆ તાવો માટે—સીનકોના સલફસ અથવા કુઈનાઈન ૩ ગ્રેનનું (અરધા વાલનું) પડીકું ૧ તાવ ચઢવાની એક કલાક આગળથી આપવુ. ઉપરથી દુધ વગરની સાબુ ચોખાની કાજી પાવી. તાવ ચઢે તે વેળા એવું બીજુ પડીકું આપવું, એક કલાક પછી ત્રીજુ પડીકુ આપવું.



## સીંદુર.

કંઠમાળાનો મલમ (જુઓ મલમ)

છ. કંઠમાળા માટે—સીંદુર, એળચી, કપીલો, સાપની કાંચરી સંભાગે ચુરણ કરી લગાડે.

જ કંઠમાળા માટે મલમ—સીંદુર, મરી, નીમક, દરેક ૫ તોલા, મીઠુ તેલ ૦। શેર, ગરમ કરી સાબુ તોલા ૫ નાખવો

ક. કઠમાળા માટે--સીદુર મરી, લુન, સાબુ, મીઠું તેલ સભગે લેવું. થાળીમા મુકી કળાસીઆથી ધસવુ અને કઠમાળાપર લગાવું.

ખ કાળો મલમ. ગર ગુમડા માટે—સીદુર શેર ||, તેલ શેર ૧ માં ખુબ ઉકાળવુ, ચાસણી આવે ને મીણ નવટાક ઉમેરવુ.

ગાઠ, દરદ પીગળાવવા માટે મલમ (બેરજીનો મલમ)--સીદુર શેર ૦||, તેલ શેર ૧મા ઉકાળો ચાસણી આવે ને બેરજી શેર ૦|| નાખે

ગ. દરદ ફુટે (નસ્તર મારવુ ન પડે)——ઉપર મુજબ કાળો મલમ તો.૨ મોરથુથુ તોલો, ૦||, સોમલ તોલો ૦|| મેળવીને તેનું ૧ ટીપું દર દપર મુકે તો તે ફુટે નસ્તર મારવુ ન પડે

વાદરો કરડે તેનું ઝેર ઉતારવા માટે- સીદુર માખણમાં મેળવી ઘા ઉપર લગાડવુ.

ઘ. પાઠુ રૂઝવવાનો મલમ—સીદુર, રાહાલ, કપુર, કાઠો, દરેક ૧ તોલો ૦|| શેર ગાયના ઘીમા મેળવી થાળીમા મુકી ત્રાબાના કાસીઆથી મસળવુ.

સીદુર, ગધક, હડતાલ, મનસીલ, સભાગ મેળવી કપડા ઉપર લેપ કરવો અધારામા તે અગ્ની જેવું દેખાય છે



## સીંધવ=લુણ.

વાળાના ઉપર સીધવખાર ૧ રાત બાધે તો વાળો મરી જાયછે.

ચ. અફીણનું ઝેર ઉતરે—સીધવખાર ખાવાથી ઝેર ઉતરે છે

ઢીલી નસ માટે -સીધવ પીસી, ઘીમા મેળવી લેપ કરવો

દાંત હાલતા હોએ તો સીધવ અને પીપરનુ ચુરણ દાતે ઘસવુ

દાંત ફળે અને હાલે તો નીચલુ મજન રોજ બેવાર કરવુ.—

સીંધવ, લીંડી પીપર, જીરૂં, બદામના કોચલાની રાખ મેળવી મં જન બનાવવું.

છ. નબળી નસોનો લેપ- સીધવ અને કબુતરની છેડ સંભાગે લેવી મધ સાથ મેળવી ૭ દીન લેપ કરવો. ઢીલી નસો મજબુત થાય છે

ક નસો ગઠાયલી હોય, નસો ધોળી પડી હોએ—તે માટે સીંધવ તથા તથા સીંદુર સંભાગે મેળવી ગાયના ઘીમાં મલમ કરી મસળવો

ખ. શરીરે ગરમાવો આવે--મીઠું તેલ ૧) શેર સીધાલુણ ૦। શેર ઉકાળીને મસળવું.

ગ. પથરી માટે—સીંધવ ૨ તોલાના પડીકાં ૨૧ બનાવી તેમાનુ પડીરોજરૂ ગાયની છાસમા પીયે પછી ઉભો ઉભો પેટ ભરીને છાસ પીયે તો પથરીનો મરજ ટળે

પથરી માટે સીધા લુણ ૧ તોલાના ૧૨ પડીકાં કડીકા કરી તેમાંથી એક સહવારે ખાવું અને અને ઉભા ઉભા ગાયની છાસ પીવી.

ગોળી મોટી થાય, અંડ વધ્ધી—૧તો સીંધા લુણને ૪ તોલો ઘી સાથ મેવળાવુ ત્રાંબાના વાસણમા તેનો લેપ કરવો. તેને સુરજના તાપમા રાખી ગેડીના ઉન વડ ખુબ ચોળવુ તેથી જે મેલ (કાટ) થય તે તે કાટ ગોળી ઉપર ૨૪ કલાક ઘસ ઘસ કરવાથી ગોળીના સરવે દરદ તરત નાસ પામે. આ પ્રયોગ ચમત્કારી છે.

ઘ ભૂખ લાગે—લીંબુનો રસ ॥ તોલો, આદુનો રસ ૧ તોલો, સીધાલુણ ૧ ॥લ મેળવી ખાવાના ૧ કલાક આગળથી પીવું.



## સીલારસ.

અ. બાળ ન ઉગે—સીલારસ ચોપડીને ઘડી ૨ રાખી ઉપર સેક કરવો તો બાલ જાય છે ફરી ન થાય ૧ વાર કરવાથી ન બને તો ૩ વાર કરવુ



## સીસમ.

અ. કોઢ, લોહીના ઉપદ્રવ માટે—સીસમનો વેહેર શેર ૦। અને નદીનુ પાણી શેર બે ઉકાળીને પાણી શેર દોઢ રાખી, તે ગાળી, તે પાણીમાં ૧॥ શેર સાકેર નાખી સરબત બનાવી રાખવુ.

વેહેર સીસમનો તો૦ ૦। તેને પાણી સેર ૦માં ઉકાળીને નવટાંક રાખવુ આ નવટાંક પાણીમાં ઉપલુ સરબત ચમચો ૧ મેલીને

દીન ૪૦ પીવું, ખટાસ, દુધ, દહીં, સાકભાજી ખાવા નહી

ક. લોહી સુધારનાર—સીસમનો વેહેર ૦ા સેર, ૩ સેર પાણીમા આખી રાત ભીજવી રાખવો. તેને ગાળીને ૧ાા સેર સાકર નાખી સરબત બનાવી દર વેળા ૧ તોલો દીનમા બે વાર પાણી સાથ પીવું



## સુખડ

માથુ દુખે, પીતના તાવનુ, તો સુખડનો પાણી સાથે ઘસારો કરી માથે લગડવો

તાવમા તરસ લાગે તો સુખડ તોલો ૧ પાણી ૧ાા સેર સાથે ઉકાળી તે પાણી પીવામા લીએ તો તરસ મટે છે

ખ. કરોળીઓ—સુખડને ટંકનખારમા ઘસીને શરીરે ચોપડે તો કરોળીઓ મટે છે

ગ. ખુજળી માટે—સુખડનુ તેલ લીંબુના રસ સાથે સભાગે મેળવી લગાડે છે નરમ મીજાજવાળા દરદીને આથી તાપ આવી જાય માટે મીઠુ તેલ સાથે સંભાગે લેવું.

ઘ ગોળા મોટી, અંતરગળ—સુખડ, સોપારી લાલ, રસવતી, અફીણ સંભાગે એકેક તોલો, જવનો આટો તોલા ૪. લીલા ધાણાના રસમા મેળવી લગાડે છે

ચ ચામડીનો રંગ સુધરે—સુખડને પાણી અથવા ગુલાબજળ સાથે ઘસીને મોડા ઉપર મસળવું.

છ. માથાના દુખાવા માટે—સુખડ પાણીમાં પાતળુ ઘસી માથે ચોપડવુ તે સુકાયને તરત ફરી ચોપડવું. ઘણીવાર મુકવાથી ગરમી ચુસાઇ જઇ માથાનો દુખાવો નરમ પડે છે. આવી રીતે ઘણીજવાર મુકવાથી બરફની ગરજ સારે છે.



## સુખદરસન.

જ. આગળપેરા માટે—પાનરા, દીવેલ સાથે છુંદી લેપડી આગળાપર મુકવી.

## સુંઠ

ક કાન—શરદીથી કાન બેહેરા થાય તો સુઠ, અને કોપરૂ ચાવીને દુખતા કાનની બાજુએ મેઢામાં રાખવુ છાણા બાળીને, તેનો સેક કરવો, તેનો ગરમ ધુમાડો કાનમાં જવા દેવો.

ખ. શીફરાં માટે—સુઠનો ભુકો, માથા ઊપર ઘસવો અથવા સુંઠ પાણીમા ઘસીને ત્રણ ટીપા નાકમાં નાખવા

સળેકમ થયો હોય તેને સુઠની ચાહ પાવી, ગરમ ઊકળતા પાણીમા સુઠ છુંદીને નાખવી, ૦। કલાક પછી પીવી

માથાનો દુખાવો. અજીરણ, પેટનો દુખાવો મટે, લોહીનું ફરવું થાય— સુઠ. દારૂમા ઘસી માથે લગાડવી, સુઠ ગોળ સાથે ખાવી

સુઠ ૪, ભાગ, અજમો ૫ ભાગ છુંદી તેનો ભુકો શરદીવાળી જગાએ મસળવો કળતર પણ દુર થાય. શરદી પણ નરમ પડે છે.

ગ. અગની, દીપનગોળી - સુઠ ૧ ભાગ, ગંધક ૨ ભાગ, ઇંદ્રજવ, મરી, સીંધવ એકેક ભાગ મેળવીને એની ગોળી કરી ખાવી. શરીરે ગરમાવો આવે છે. ભુખ લાગે છે, પાચન શકિત વધે છે.

ઘ. હાફણુ—સુઠ, મરી પીપળ, સંભાગે મેળવી ૦। તોલો મધમાં ચાટવુ.

ચ. સંધીવા માટે—સુઠ. એલચી એકેક ભાગ, ગોળ બે ભાગ મેળવી ૦॥ તોલો દીનમાં ૨ વાર ખાવો

છ. કરમ—સુંઠ અને વાયવળંગ ખાવાથી કરમ મરે છે.

જ. અજીરણનુ ચુરણ -સુઠ, મરી, પીપર, અજમો, સીધવ સભાગે લઇ સવારના ૦॥ તોલો વાસી પાણી સાથે લેવું.

ઝ. ઝાડાનું લોહી નરમ પડે—સુઠ તોલો ૦॥, દુધ સેર ૦॥, પાણી સેર ૦॥ પાણી બાળી ગાળીને પીવુ.

ટ. અજીરણ—સુંઠ, પીપર, મરી, અજમો, કાળુજીરૂં, સીંધવ દરેક તોલા ત્રણ, હીંગ તોલો ૧, એનું ચુરણ કરાને તેમાંથી તોલો ૦॥ ઘીમાં ગરમ કરી ચાટવુ.

ઠ. અંતરગળ માટે—સુંઠનો પાક રોજ બેવાર ખાધા પછી લેવો. સુઠનો ભુકો મધ સાથે મેળવી પાક બનાવી તેમાથી ખપતો પાક રોજ બેવાર ખાવો.

ક. અડગરી માટે—સુંઠ અને ગોળ ખવાય છે.

ખ. લકવો, મોં ફરી ગયુ હોય, જભાં વળગી ગઇ હોય ત્યારે સુંઠ, મીરચ, પીપળ, અજમો, મોથ, કાળી દરાખ, ચીતરો, સુરીજન દરેક તોલો ૦॥ સુખડ ૩ પ્રમાસાભાર કમુનીના પાતરાંના રસમાં ચણા જેવડી ગોળીવાળી ૧ ગોળી પાણી સાથે ખાવી

ગ. ઢીળી નસ માટે—સુંઠ અને ખારેકના ઠરીઆ છુંદી ઘી સાથે મેળવી લગાડે તો નસમાં શકતી આવે છે

ઘ. મોરચી માટે—સુંઠ, સચર લીંબુનો રસ શંભાગે મેળવી અરધો તોલો ખાવો.

ચ. પીનસ—સુંઠ મધ સાથ ઘસીને નાકમા ૪ ટીપાં મુકવા

છ. તરસ તાવની મટાડવા માટે-સુંઠ તોલો ૧ અથવા સખર તોલો ૧ પાણી સેર ૧॥ માં ઉકાળીને તે પાણી પાવું

જ વાયુ તોડે—સુવાવડી સ્ત્રીને સુંઠ બહુ ઉપયોગી છે.

ઝ. તાવ ઉતરે—સુંઠ વાટી, ગરમ કરી, કપાળે લગાડે અને ઓઢાડીને સુવાડે તો પરસેવો થઈ તાવ ઉતરે છે

ટ. મરડાની, ઝાડાની ચુંક—સુંઠ ઘીમા તળી ખવાડે અથવા સુંઠના ઉકાળામાં દીવેલ નાખી પીવાથી ચુંક, સુળ, બીટ. વગેરે તોફાન બેસી જાય છે.

શરદી પાણીમા ભીંજાવાથી લાગે તો સુંઠ, ગોળ, ઘી, ચાટવાથી ગરમાવો આવે છે. ઘણું ફાયદાકારક છે.

ઠ. શરીરે ગરમી લાવવા માટે—શરીરે સુંઠનો ભુકો ઘસે છે

ગર્ભણી સ્ત્રીને તાવ આવ્યા કરે તો સુંઠ તોલો ૦॥ વાટીને બકરીના દુધમાં ઉકાળી પીએ છે

ડ. ચોથીઆ તાવ માટે—સુંઠ, અરડુસાના પાતરા અથવા દાખલી, દેવદાર આમલા, દરેક ૦॥ તોલો, સાકર ૨ તોલા, પાણી સેર ૧ એને ઉકાળી ૦। સેર પાણી રાખી પીવુ

ઢ. સંગ્રહણી માટે—સુંઠ અને ખારેક અકેક તોલો, અફીણ ૦॥ તોલો લીંબુના રસમાં ચીનીબોર જેવી ગોળી કરી રોજ ખાવી. ખોરાક દહીને ભાત લેવાં,

ક. મરદને શકતી (બધેજ)—અકલગરો, ચીનીકબાલા, ખસખસ, મુસળી કડ, કુગીજન, લવંગ, અસકડ. ફેફલ, સંભાગે લઇ મધ સાથ ચીનીબેર જેવી ગોળી કરી અને સવારના પોહોરમા ખાય તો બહુજ તાકાત વધે.

ખ. નસોને તાકાત માટે—ઠા ચીણીને ગાયના પીત્તામાં ઘસીને નબળી નસો ઉપર લગાડવાથી તાકાત વધે છે

ગ. માથાનો દુખાવો ૧૦ વરસનો હોય તે મટે—સુંઠ, અરીઠા, પારસ પીપળાના બી, મરી સભાગે પાણીમા વાટીને નાસ લેવો.

ઘ ધીલી નસોને કઉઅત આવે—સુઠ અને ખારેકનો ઠળીઓ ઘીમાં ઘસી ને નસો ઉપર મસળવું.

ચ. અજીરણ માટે—સુઠ, મરી, પીપર, સભાગે મેળવી ૦। તોલો પાણી સાથ દીનમા ત્રણવાર ખાવો.

છ સોજો નરમ પડે—સુઠ, દેવદાર, સારોડી સભાગે મેળવીને ૦॥ તોલો ફાકી રોજ ત્રણ ઉપરથી દુધ પીવુ.

જ ચાહ સુઠની—સુઠ ખોખરી કરેલી ૦॥ તોલો ૦। શેર ઉકળતાં પાણી નાખી ઘાકી રાખવુ

ઝ. સંધીવા માટે—રાતરે સુતી વેળા આ ચાહ પીવી અને બનુસ ઓઢીને સુવુ.

ટ સળેકમ માટે—સુઠની ચાહ પીવી અન ઓઢીન સુવુ.

ઠ માથાનો દુખાવો—સુઠ પાણીમા ઘસીને માથે લગાડવી.

ડ કાનના ચસકા મટે—સુંઠ અને અરીણ સ્ત્રીના થાનના દુધમાં ઘસી ટીપા ૧૦ કાનમા નાખવા.

ઢ આંતરડાનો સોજો મટે, મોઢા ઉપર લોહી આવે—૦।તોલો સુડ દુધમા ઘસી ચાટે ઉપરથી સારસાપરેલા દુધમા પીએ નકકર ખોરાક ખાએ

ણ. સંધીવા માટે—૫ વાલ સુંઠનો ભુકો અને ૨ વાલ સોદાબાઇકારબ ખાત્રામાં લેવો અથવા અરધો તોલો સુઠ ૧૫ તોલા પાણીમાં ઊકાળીને ગરમ ગરમ પીવું. અને ગરમ કપડું ઓઢીને સુવું. પર સેવો પડીને દરદ નરમ પડસે

ક. સળેકમ માટે—ઉપર મુજબ કરવું.

ભુખ લગાડે, ૦। તોલો સુંઠ અને ૨ વાલ મીઠું મેળવી ખાધા અગાઉ ફાકી મારે તો ભુખ લાગે, જીભમાં સ્વાદ વધે, ગળું સાફ થાય છે

ડોઠર મોઢા ઉપર આવે ત્યારે સુંઠ પાણીમાં ઘસી લગાડવી.

આમ, આતસાર માટે સુંઠ ગોળ, ઘી મેળવીને ખવાડવું, આમનું પાણી થાય છે, જઠરાગ્ની વધે છે

ખ. યાદદાસ વધે, મગજ સુધરે—સેરીવોબાન તોલા ૨॥, વજ તોલા ૨॥, મોઠ તોલા ૨॥, લીંડીપીપર તોલો ૧), સુંઠ તોલો ૧।, મધ ૨૦) તોલા, ગળો સત્ત તોલો ૧) એ સર્વેનો પાક બનાવી રોજ સહવારે તોલો ૧ અથવા વધારે ખાવો

ગ. અતરગળ—ગોળો ચઢે ત્યારે ઝાડા અને પવન છોડવવાની જરૂર છે માટે એળીઓ, હીંગ, સુંઠ, સંચળ, સંભાગે મેળવી ૫) વાલ (બેઆની ભાર) મધ સાથ અથવા પાણી સાથ ખાવી. જરૂર હોય તો ૧) કલાક પછી ફરી ખાવી

ઘ. સોજો—પીપર અને સુંઠ સભાગે મેળવી તેમાથી ૦॥ તોલો ચુરણ ગોળ સાથ દીનમાં બે વાર ખાવું,

મગજે વાય, ફેર, ચકકર નરમ પડે—સુંઠ એકલી, અથવા સભાગે લવંગ મેળવી તેનુ આંખે અંજન કરે

ચ ભુખ લાગે—અજમો, સુંઠ સંભાગે મેળવી ૦। તોલો ચુરણ મધમાં ચાટે.



## સુનામુખી.

૭. કબજીઆત, પેટમાંના ખરાબ વાય માટે—સુનામખી તોલા ૫, સુંઠ ૨ તોલા, સંચળ ૨ તોલા, એલચી ૦॥ તોલો આ પ્રમાણે વજનમાં મેળવી ચીનાબોર જેવા ગોળી બનાવી તે રોજ ગોળી ચુસીને ખાવી સુનામખી પેટમાં દુખાવો કરે નહીં, માટે એના ફકત પાંતરા લેવાં, ડાંખળી કહાડી નાખવી. અથવા પાતરાને ઘીનો પટ આપી ગરમ કરવાં. સુનામખીની ચાહ સાથે જુલાબનું મીઠું વાપરવાથી દુખાવો થાય નહીં.

સુનામખીના ગુણો નીચે મુજબ છે--દ વેળા વજન ૦। તોલો લેવે.

ક. પથરી માટે - સુનામખી કાકડીના રસ સાથે ખાવી

ખ કરમ માટે—સુનામખી ચાવી ખાવી.

ગ. સંધીવા માટે—મીઠા સાથે ખાવી (જયારે લોહી પડતુ હોય. આમણ બહાર નીકળતુ હોય ત્યારે સુનામુખી વાપરવી નહી.)

ઘ ભુખ વધે---સુનામખી મધ સાથે રોજ ખાવી.

ચ. છાતી સાફ થાય છે---સુનામખી રોજ સાકર સાથે ખાવી.

છ. તનની સરદી મટે—સુનામખી રોજ સાકર સાથે ખાવી

જ મોઢા ઉપર તેજી આવે—સુનામખી રોજ ગુલકન સાથે ખાવી

ઝ દરદ લાગુ પડે નહી—સુનામખી રોજ ગાયના દુધ સાથે ખાવી.

ટ. લોહી સુધરે-સુનામખી રોજ ચોપચીની સાથે ખાવી. (૪૦ દીવસ ખાવી)

ઠ. દીલ સફા રહે—જો સુનામખી ગાયના દુધ સાથે ખાય તો મરદાંગી વધે—જો બકરીના દુધ સાથે ખાય તો ચાલતાં થાકે નહી-હરણના દુધ સાથે ખાય તો ચાલવાની શકતી વધે

ડ. દીલ ખુશ રહે---સુનામખી ઉંટના દુધ સાથે ખાવી.

ઢ. બાળ કાળા થાય---સુનામખી ભાંગરાના રસ સાથે ખાવી.

ણ. આખ, કાનના દરદ માટે---સુનામખી ગરમ પાણી સાથે ખાવી.

ત. પથરી દુર થાય—સુનામખી કાકડીના બીના રસ સાથે ખાવી.

થ. રસવીકારવાળાં માણસને ચાલુ રોજ ૧ અથવા બેવાર નીચે મુજબ ખવાડે. ગરમારાનો ગર, પીપળીમુલ, હરડે, સુનામખી, કાળી દરાખ દરેક તોલો ૦॥, મધ સાથ મેળવી પાક બનાવી, ઝાડો સાફ આવે એટલું રોજ ખાવું.

દ. ભુખ લગાડે, અજીરણ તોડે, લેહેજત વધે, મોઢાંનો વાસ દુર કરે--- સુનામખી ૫ તોલા, હરડે તોલા ૨, સંચર તોલા ૨, એલચી તો૦ ૦। એને કુટી, કપડછદ કરી, ફાકી મારે. વજન ૦। થી ૦॥ તોલો.

ધ. જળંદર, પેતના દરદો, ઝાડાની કબજીઆત માટે—સુનામખી નસ કાઢેલી, નીસોતર, જીરૂ સફેદ દરેક ૩ તોલા, સુરોખાર ૦॥ તોલો, મધ ૫ તોલા. મેળવીને પાક બનાવવો. તેમાંથી ૦। તોલો અથવા

વધુ. જોઇએ તેટલો દરદીને દીવસમા ૧ વાર ખવાડવો. દુધ અને ગરમ પાણી સરખે ભાગે ઉપરથી પાવુ. ઝાડો ઉતરીઆ પછી ફરીથી ઉપર મુજબ દુધ પાણી પાવુ. જેટલીવાર દુધ પાણી પીવાડે તેટલા ઝાડા આવે.

ઝાડો થયા પછી સફરો ધુએ નહીં, પણ કાગલ અથવા લુગડાથી લુછે. જો ધોવાની જરૂર હોય તો ગરમ પાણીથી ધુએ, થંડા પાણીને બીલકુલ હાથ લગાડે નહી. ખોરાકમા મીઠા અને ઘી વગરની ખીચડી અને દહી ખાએ

ક છાતીનુ દરદ નરમ પડે—સુનામખી ૨ ભાગ સાકર ૧ ભાગ. ના ૦। તોલા ચુરણનુ સેવન કરે

ખ ઉદરના ઝેર માટે—ઉદર ઝેહેરી હોએ તો થોડા વખત ગયા પછી દરદીને રતવા જેવા ચાહા શરીરે નીકળે છે સુનામખીનો ઉકાળો ૭ દીવસ પાવો, જેથી ઝાહડા સાફ આવે તો ઝેહેર નીકળી જાએ



## સુરણ.

ગ. હરસ માટે--સુરણ આખુ અથવા તેના કટકાને કેળના, દીવેળાના અથવા કોઇ બીજા પાદડામા વીટાળી તેના ઉપર માટીનો થર દેવો. તે સુકાયને છાણામા પકાવી લેવુ (આ બનાવટને પુટપાક કહે છે) આ માવો, સુકાવીને તેનુ ચુરણ ૦॥ તોલો, તેલ, અને ગોળ મા મેળવી રોજ ખાવો (ઘણો જાણીતો ઉપાય છે) સુરણનું શાક વારવાર ખાવું તેમા પણ ગુણ છે

ઘ. હરસ માટે—સુરણનો ગુણ ઘણો છે

ચ સુકા સુરણની ધુઇ લેવાથી હરસ સુકાઇ જાય છે

છ. હરસ મટે—વવળતુ સુરણ સુકવી તેનુ ચુરણ ૮ ભાગ. અ દરનો દાંડો કાઢી નાખેલું ચીતરાનુ મુળીઉં ૧ ભાગ, સુઠ ૨ ભાગ, મરી સફેદ ૧ ભાગ એની મેળવણી ૦। તોલો લઇ ૦। તોલા ગોળ સાથે, સવાર સાંજ રોજ એક માસ ખાવું, પેહેલા ઘી ચાટવુ જેથી ગળામાં વવ રાટ લાગે નહી,

(ચીતરાના મુળનો અંદરનો દાંડો કાઢી નાખવો જરૂરનુ છે.)

ક. હરસ માટે—સુંઠ ૧૨, પીપરીમુળ ૮, મરી ૪, પીપળ ૧૨, ચળક ૪, તાલીસ પત્ર ૪, નાગકેસર ૨, તમાળપત્ર ૦॥, એળચી ૧, તજ ૧, વાળો ૧. જુનો ગોળ ૧૨૦ તોલા આ બધાનું પાક કરી તેમાં થી અરધો તોલો પાક પાણી સાથે જમવા પહેલા લેવુ

ખ રૂચી કરનારૂં, કફ નાશ કરનારૂં, જઠરાગ્ની ઉત્પન્ન કરનારૂ અને હરસ રોગને અત્યંત હીતકારી સુરણ છે

ગ. હરસ માટે સુરણ બહુ ગુણકારી છે વવરતા સુરણને કપડછંડ કરી છાણાના ઇગારમા બાફી તેનુ ઝેર કાઢી નાખે. ખમણીને ભુકો કરી સુકવે અને ૦॥ થી ૧ તોલો દુધમા ઉકાળી રોજ ખાય તો હરસને બહુ ફાયદો કરે છે

ઘ હરસની ચુળ થાએ તે માટે—૫ શેર સુરણ કાપી, તેની ભુકી કરી. રોજ ૦ાથી ૦॥ તેલો ખાયા કરવી ૫ શેર સુરણની ભુકી પહોચે ત્યા સુધી ચાલુ ખાયા કરવી.

ચ હરસ માટે—સુરણની ગાઠને છોલી છીણી નાખી સુકવીને ભુકો કરવો. ઘીમા તળવો, પછી ખરી સાકરના શીરામા મેળવી એલચી, વાંસ કપુર, બદામનો મગજ મેળવી ચકતા પાડવા. ૪ તોલા દરરોજ સહવારે ખાઇને દુધ પીવુ. હરસવાળા દરદીને દવા તરીકે સુરણ ઘણુ ખાવુ. રોટલીમા સુરણ, શાકમા સુરણ, પુરીમાં સુરણ અને ફાવે તેમ સુરણ બહુ ખાવુ.

છ. હરસ માટે નીચલુ સુરણ ગોળ સાથે રોજ સવાર સાંજ ખાવું. સુરણ ભાગ ૯, સુંઠ ૨, મરી ૧, ગોળ ૧૬ ભાગ મેળવી સવાર સાંજ ૦॥ તોલો રોજ ખાવું

જ દરેક મસા માટે ઉપલુ સુરણ છે. ઝાડો કબજ હોય તો સુઠને બદલે હરડે લેવી

ઝ. પીતના મસા હોય તો ઉપલા સુરણમાં ગોળને બદલે સાકર લેવી.

હરસના મસા તથા, મસાની ચુળ થાય તે માટે—સુરણ (વવડતુ સુરણ વધારે ગુણ આપે) સુકવી, તેની ભુકી બનાવી, તેમાંથી ૦। અથવા ૦॥ તોલો અને ખાંડ ૦॥ તોલો મેળવી દરરોજ સહ

વારે ફાકી મારી પાણી પીવુ ભુખે પેટે ખાવામા ફાયદો છે લાંબો વખત ચાલુ રાખવાથી હરસના મસાને ફાયદો કરે છે.

ક. બાવાસીરનો ઇલાજ—૧) સેર સુરણ (વવળતુ સુરણ વધારે સારૂં) બાફીને તેનો આટો બનાવવો. ગોળ જુનો ૧) સેર, સાજીરૂં સેર ૧) તથા પીપલામુળ, બાયબીરંગ, તમાલપતર, જાવંતરી, જરડ હંડળે, સાટુંડીની જડ, ખુરાસાની અજમો, દરેક નવ નવ માસા એ બધાનો ગોળના સીરામાં પાક બનાવી ૧) થી ૨) તોલા રોજ ખાવો. સુરણ બાફવાની દેશી રીત. ૧ કાદવના વાસણમા લાકડાની સળીઓ અવાર નવાર મુકી મા દવા જેવુ બનાવી તે ઉપર સુરણના કટકા મુકવા તે ઉપર પાણી નાખી ઊકાળવું. પાણી અથવા કાદવનુ વાસણ સુરણ ને લાગે નહી. વરાળથી બાફવુ, છાયામા સુકવવુ.

ખ. હરસ માટે—સુરણના કટકા ઘીમા તળી ખાવાથી હરસ ત્રણ પ્રકારના દુર થાય.

વવરતાં સુરણનું ચુરણ ૩૨) તોલા. ચીત્રો ૧૬ તોલા, સૂંઠ ૪ તોલા, મરી ૨) તોલા એનુ ચુરણ અને તેથી બમનો ગોળ નાખી મેળવી ૦ાા અથવા ૦ાાા તોલો ખાવો એને સુરણ વટીક કહે છે.



## સુરણ જંગલી.

(મદનમસ્તમાં જુઓ)

## સુરમો કાળો.

ળ. મોતીઓ આંખનો—ખાપરીઉ, બરાસકપુર, સુરમો, સાકેર, પોરતુ ગલની તપકીર, હીમજી હરડે સભાગે લઈ, ખુબ પીસીને તેની લુગદી કરે, તેને એરંડાના પાનમાં વીટાળી શુતરથી બાંધે, તે ઉપર બે આંગળ મેટોડીનું થર કરે. શુકાવા પછી ૪ છાણાના ઇંગારમાં પકવે. લાલ અંગારા જેવો થાય ને કાઢે. ઠંડો પડેને અંદરથી માંખણ જેવું અંજન કાઢી લેય. આ અંજનથી આં ધળાને બહુ ફાવદો થાય છે.

૬ આખના દરદો માટે—તરત મુવેલા સાપના મોઢામા અથવા ગરૂડ પક્ષીના મોઢામા સુરમાનો કટકો મુકી તેમા ઘી ભરવુ પછી ૧ કાદવના વાસણમા તેને મુકી ઢાંકણુ ઢાકી બંધ કરવુ. કપડમટી કરવી. ૧ ખાડો જમીનમા ખોદી તેમા અરધા અડાયા મુકી તે ઉપર વાસણ મુકવુ અને બીજા અડાયાં મુકી ખારો ભરવો. પછી અગનીથી સળગાવવો. પછી સુરમાને કાઢી લેવો. તેને કપુરકાચલીના ચુરણ સાથ મેળવીને આખે આજે, જેની આખની કીકીઓને નુકશાન થયલુ હોય તે જોઇ શકે

૭ ઉંઘ આવે અને ઉંઘ વંધે—ચોમાસા અગાઉ સુરમાને લીમડાના ઝાડને કોતરી તેમા મુકે. તેને બંધ કરે ચોમાશુ ગયા પછી તે સુરમાને બહાર કાઢી તેને કપુર (અથવા સીતલચીની) સાથ પીસી બારીક બનાવી આંખે આજે તો દરદીને ઊંઘ આવે, મગજની બીમારીવાળા દરદીને બહુ ફાયદો થાય.

૮ ઊંઘ—કેટલાક દરદીઓને શુની વેળા શુરમો આંખે આંજે તો નીદ આવે છે

૯. મગજની ભમરી, તથા વાયુને માટે પણ શુરમો આંખે આજે છે તેથી ફાયદો છે.



## સુરવાળા.

૫ શુળ—સાંધામાં, છાતીમા અથવા પેટમાં મારે તેનો ઇલાજ—શુરવાળા કરી ૧ જાતનુ ઘાસ થાય છે, તેની ટોચ કાળા રંગની છે. તે ટોચ કાંટાવાળી અને ચાર આંગળ લાંબી રહે છે તેનો ઉકાળો કરી પીવાથી ગમે તેવી શુળ હોય તે નરમ પડે છે. શુળ મટાડવાનો અતિ અદભુત ચમત્કાર એમાં છે



## સુરીજન.

૭. ધીલી નસો મજબુત થાય—શુરીજન પાણીમાં ઘસી, ચામડી ઉપર લગાડવાથી નસોમાં જોર આવે છે.

ક. તાવ ઈન્ટરમીટન્ટ—અગરેજી ઇપેકેકયુનાની માફક શુરીજન તાવને અટકાવે છે.

ખ. સંધીવાના સોજાપર—શુરીજન, કેસર અને ઇડાની સફેતીનો લેપ મારવો

ગ. જળદર, બરોળ, કાળજું, સંધીવા—શુરીજન, એલચી સાથે મેલવી ને તેની એકેક વાલની ગોળી કરીને એક અથવા બે ગોળી દીવસ માં બેવાર ખાવી.



## સુરોખાર.

ઘ બરોળ માટે—ફટકી ૧, જવખાર ૨ નવસાગર ૨, શુરોખાર ૪, સીધવ ૧ ભાગ, આ પ્રમાણમા મેલવીને એનો ભુકો બનાવવો. ૧ થી ૩ વાલ ભુકો પાણી સાથે પાવો બરોળ માટે જાણીતો દેશી ઉપાય છે.

ચ. હરસ માટે-શુરોખાર પાણીમાં વાટી લગાડવો હરસ નીકળી પડે છે

છ. પાસાબ છુટે—૩) વાલ શુરોખાર છાસમા નાખી પીએ

જ. પથરી માટે—સુરોખાર ૩ વાલ. ક્રીમ ટારટર તોલો ૦।. પાણી તોલા ૮ મેળવી, તેના ભાગ ત્રણ કરી, દીનમા ૩ વાર પીએ

ઝ પીસાબ છુટે—પીસાબ નળીમા સુરોખાર મુકે, માફકસર જોઇએ એટલો મુકે, ઘણીવાર મુકે તો નુકસાન છે

ટ બરોલ—ફટકી ૧ ભાગ, જવખાર ૨ ભાગ, નવસાગર ૨ ભાગ, સુરોખાર ૪ ભાગ, સીધવ ૧ ભાગ એને મેલવી એકથી બે વાલ, પાણી સાથે ખાવું, ઘણો જાણીતો ઇલાજ છે.

ઠ. આંતરીઆ તાવની દવા – (Ague mixture)કરીઆતુ, કડુ, ઇંદ્રજવ, વરીઆલી, હીમજીહરડે, સુઠ, કાલીરીજી, ધાણા, મરી, એકેક તોલો લેવો, પરૂફ સ્પીરીટ ૫ દર આઉસમા સાત દીવસ ભીજવી રાખી ગાલી લેવુ, તેમાંથી ૦॥। તોલો દવા, અને બે તોલા પાણી સાથે મેલવીને સવાર સાજ પીવું.

ડ. સુલેમાની લવણ=લવણક્ષાર નીચે મુજબ છે.—

નવસાગર, સુરોખાર, સીંધવલુણ સંભાગે લેવું તેને આંટાના લોદામાં મુકી, તે લોદાને કપડછંદ કરી અરાયાના ઇંગારથી પકવવુ જે

ભુકો થાય તે લવણુક્ષાર છે

ક અજીરણુ, સોજા, અરૂચી, જલદર, આફ્રરા, થોથરા માટે—એઓની ભાર લવણુક્ષાર ઘી સાથે જમતી વખતે ચાટવું પેપસીન અને લેકટો પેપટીનનુ કામ કરે છે

ખ. મસા સાત દીનમાં મટે—સુરોખાર, જવખાર. ટનકનખાર, સીત્રવખાર, દરેક ૦। તોલો લેવો તેને મેળવી ૭ ભાગ કરવા. ૧ ભાગ રોજ ૭ દીવસ સુધી પાણી સાથ ખાવો.

ગ માજા દરેક જાતના મટે—સુરોખાર ૫ પૈસાભાર, સોનાગેરૂ ૫ પૈસાભાર એને મેળવી ૫ પડીકા બનાવે. ૧ પડીકું કોરા કાદવના વાસણુમા મુકે અદર ૧॥ શેર પાણી નાખી આખી રાત ઠારમા મુકે, સહવારે નીતરૂ પાણી લીએ અને તે આખા દીવસમા ૫–૭ વાર પીએ. આ મુજબ ૫ દીન પીયે. ખોરાકમા ફકત ચણાના આટાની રોટી, ઘીમા બનાવી ખાય, બીજુ કાઇ ખાય નહી.



## સુવરની ચરબી.

ઘ. ઢીલી નસોને જોર આવે, વીર્ય સુધરે—સુવરની ચરબી અને મધ સંભાગે મેળવીને ચામડી ઉપર મસળવાથી શરીરની નસોને મજબુતી આવે, નસ ફુલે અને લોહીનુ ફરવું વધારે જોરથી થાય



## સુવા.

ચ. પીસાબનો આરજો ધણો હોય તો સુવા શેર ૧, મધ શેર ૦॥, ખા શેર ૦॥ એના લાડવા કરી ખાવા.

છ. અંતરગળ માટે—સુવા બારી વાટીને ગોળી ઉપર લેપ મુકવો, ગોળી નરમ પડે તો દાબીને ચઢાવવી. પછી ફરી લેપ કરી કચ્છો બાંધવો દરદીને ૩ દીન સુવાડી રાખવુ.

જ. અતરગર, ઉંધી ગાંઠ, ઉંધુ ગુમડું—સુવાને છુંદી પાણીમાં બારી તેની ગરમ પોટીસ ગાંઠ ઉપર જોરથી બાંધે, ૨–૪ દીનમાં ગાંઠ પાકી પરૂ બહાર નીકળે

ક પીસાબ વારવાર થાય તો સુવા શેર ૧। મગ શેર ૦ાા ખેરીઓ ગુદર શેર ૦ાા, ખાંડ શેર ૫ તેના લાડવા કરી ૧૪ દીવસ ખાવા

ખ પીસાબ ઘણી થાય તેનો ઇલાજ—સુવા ૧ શેર, મેદો ૦ાા શેર, ગુદર ૦ાા શેર, ખાંડ ૦ાાા શેર, ઘી ૦ાાા શેર, એના લાડુ બનાવી ૦। શેર સહવારે અને ૦। શેર સાંજે ભુખે પેટે ખવાડવો

ગ. દાંત દુખે—જો ગરમ પાણી દાંતને લાગવાથી દાંત દુખે તો સુવા ચવીને તેનો છુંદો દુખતા દાંત આગળ રાખવો

ઘ અંતરગળ—ગોળીને ગરમ પાણીથી, કે કાળા પથરથી શેકવુ અથવા સુવાને બાફી તેને વાટી, ફરી ગરમ કરી ગોળીએ લેપ બાંધવો ગોળી પોચી પડે કે આંતરડુ દાબીને ઉંચે ચઢાવવું, તે ચઢીઆ પછી બાલ કાપીને લેપ નીચલો લગાડવો મસતકી, હીરાદખણ એળીઓ, હીરાબોલ સરખે ભાગે લઇને મધની ચાસણી કરી લેપ બનાવે તે લેપ લુગડાં ઊપર મુકી ગોળી પર બાંધે પછે કાછો બાંધે બચ્ચાઓ માટે મેહેજ ઇલાજ એ છે

## સેદરડી=સહદેવી.

ચ તાવ—સેદરડીનો ખરો ગુણ એ છે જે તે સુંઘવાથી તાવ ઉતરે છે

છ. માથુ દુખવુ—સેદરડીના પાંતરાં માથે બાંધવાથી દુખાવો માથાનો નરમ પડે છે

## સેનાટેરાઅમ. (દવા વગર દુખ દફે કરવાનું ઘર.)

જ. ડ્રગીસ્ટ સરકયુલર ભલામણ કરે છે જે, જેઓ શરીરે હાલ હવાલ થઇ ગયા હોય, અને ધંધાના કામથી પીલાઈ ગયા હોય, ધંધાની હેજગારીથી નબળા પડયા હોય, ચોકસ રોગ ન હોવા છતાં. અશકત થઇ ગયા હોય, તેઓને આસાએસ લેવાથી ફાયદો થાય છે. ૧૫ દીવસ સુધી ખાટલાપર રહેવું. ઘરમાથી બહાર નીકળવું નહીં, કાગળો લખવાં અથવા વાંચવાં નહી, જંજાળી કામ કાંઇ કરવું નહીં, મન વેરાએ અને જીવ ખુશ થાય એવું વાં

અને થોડા કલાક રાખવું ખાવામાં દુધનો અને બીજો સાદો સુતરો અને સહેલાઇથી જન્પત થાય તે ખોરાક લેવો, દરૂ પીવો નહી

ક. દવા વીના દરદી સારા થાય છે—અમેરીકામાં બેડલફાક સેનેટેરીઅમમાં દવા વીના દરદીને સારાં કરે છે દેશી વઇદ કહી ચુકયુ છે, ને અંગ્રેજી વઇદું કહે છે જે દવા વના સારૂ થવાની રીત નીચે મુજબ છે—ઘરના અંધારા કેદખાનામાંથી છુટા થાઓ, ગીચ વસ્તીવાળુ, અને ઝેરી હવાઓથી ઘેરાયલું શહેર છોડી જાવે. ગામડાની અકાંત, શાંત, નીર્દોષ જીંદગીનો આશરો લેવો. વ્યસનો તથા વધી ગયલા સ્વાદોના તોફાન છોડી દો. કલપીત અને માની લીધેલી જરૂરીઆતના તમો દાસ થઈ બેઠા છો તેમાથી છુટા થાઓ બહુજ સાદાઇથી, સાદા ખોરાક સાથે આરામઓસમા રહો તો દવાની જરૂર પડશે નહી.

મગજથી ગવેડા વડીતરૂ કરનારાઓને એને નાતવાન બનેલાઓને આ નિયમો ગોખી રાખવા જેવા છે

હીંદુઓએ જાતરા જવુ, મહેમેદનોએ હજ કરવા જવુ, અંગ્રેજ ઓફીસરોએ લાંબી રજા ઉપર પોતાને વતન જવુ, એમા કાંઈ બધ દક નેમ અને ગુણ સમાયલો છે, જે નેમ અને ગુણ હાલમા પસંદ થયલા શેનેટેરીઅમોમા સમાયલા છે એક જાતના કામકાજમાં ચાલુ રોકાવલા, ગીચ હવામા પડી રહેલા. ઘરની અને સંસારની જંજાળમાં ગુંચવાઈ રહેલા, નબળા પડેલા માણસોને તેઓને રહેવાની, ખાવાની અને વખત ગાળવાની પ્રકૃતીમા ફેરફાર થવાથી શરીરે ઘણો સુધારો થાય છે અને બગર હવાએ નજલાના દરદો દફે થાય છે



## સોદા બાઇ કારબ,

ખ. કમળા માટે—૰। તોલો સોદા દર ચાર કલાકે પાણી સાથે પીવો.

ગ. પીસાબ છોડવે—૰॥ તોલો સોદાબાઈ કારબ પીવાથી પીસાબ છુટે છે.

ઘ. પથરી માટે—સોદાબાઇ કારબ ૮ માસા, રૂબાબ ૮ માસા. કોલમ તોલો ૧॥, પાણી ખખળતું ૧ શેર. બે આઉસ પાણી દિનમાં ૨ વાર પીવુ

## સોડાવાટર.

ક સોદાવાટર ખાધેલું હજમ કરે છે, તરસ મટાડે છે વામીટ અટકાવે છે. છાટીપરના પીતને છુટ્ટુ કરે છે સોદાવાટર જાથુક પીવામા લેવાથી કોઇ માણસોને નબલાઇ જણાય છે; ગુટણમાં સરદી લાવે છે. મરદાઇની તાકાત કમતી કરે છે સોદાવાટરની અંદરની કારબોનીક એસીડ ગેસ નસોને નાતવાન અને થોડોવાર બેભાન કરે છે. કોઇને વામીટ ઘણુ થયા કરતુ હોય તે બધ કરવા માટે અગ્રેજી એક ઇલાજ નીચે મુજબ છે —ાા તોલો આદાબાઇ કારબનુ પાણી દરદીનેપાવુ પછી ા નો તારતારીક એસીદનુ પાણી પાવુ. આ બે પાણી પેટમા મળે છે ત્યારે સોડાવાટર પેટમા બને છે તેમા એશીદ કારબોનીકગેસ પેદા થાય છે, એ ગેસ અંદરની ચામડીને સુની (બેભાન) થોડોવાર કરે છે, એટલે છાતીમાં ઉછાળો થવાની ક્રિયા બધ પડે છે અને વામીટ આવતુ નથી દેશી વઇદુ કહે છે જે સોડાવાટર નબળાઇ કરે છે અને જરૂર વગર પીવા ના પાડે છે અગ્રેજી વઇદુ કહે છે જે સરવે જાતના પીણાઓમા ચોખ્ખું અને તાજુ પાણી સઉથી ઉમદા છે અને તદુરસ્તીને ફાયદો આપે છે - હલકી કીમતના સસતા સોડાવાટર એક ખરાબ પાણી કરતા વધારે ખરાબ છે, અને અસ્વચ્છ પાણી કરતાં વધારે અસ્વચ્છ છે.



## સોનાગેરૂ.



ખ. કમળા માટે—સોના ગેરૂ, આમલા, હલદર સભાગે મેળવી અંજન કરે તો કમળો મટે



## સોનું.

ગ. સોનાનાં વરખ ખાવાથી ક્ષય રોગને ફાયદો કરે છે. અંગમાં શકિત લાવે છે. ચીતભ્રમ વાયુને દુર કરે છે અંગ્રેજી વઇદું કહે છે જે, સોનું ખાવાથી તે હોજરીમા પીગળતું નથી, અને ઝાડા વાટે

આખુ નીકળી જાય છે અને દવાની મોટી કીમત કરવા માટે તે વપરાય છે, તે ફક્ત એસીદનાઈતિરો મ'ઉરેટીકમાજ પીગળે છે, તે એસીદ પેટમા નથી દેશી વઇદુ માને છે જે સોનું શરીરમા પીગળે છે, અને દવા તરીકે ગુણ બતાવે છે, તેના પુરાવામાં નીચલા અખતરા છે—ક્ષયના રોગીને સોનાના વરકના ૩ પાના, ૨ તોલા માખણ અથવા ૨ તોલા ઘી સાથે ૧ મહીનો ખાવાથી કાંઈક ફાયદો દેખાય છે એકલુ માખણ અથવા ઘી ૬ માસ સુધી ખાવા છતા તે ફાયદો દેખાતો નથી. સોનાનો કટકો ૦॥ શેર પાણીમા રોજ ઉકાળી તે પાણી ૩ માસ સુધી પીવામા લીએ તો શરીરે કાઇક શકિત અને ચપળતા વધે છે એકલા ગરમ પાણી પીવાથી તે ગુણ જણાતો નથી. પાણીમા ઉકાળેલુ સોનુ વજને ઓછુ થાય છે. સોનાના ૨૫ પાનાને ૪ શેર પાણીમાં ઊકાળી ૦॥ શેર રાખવુ, તે પીવાથી નીચે મુજબ ફાયદા થાય છે

ક ઘીલોડીના ઝેરના કારણે આવતી અડગરી, ઉલટી, આચકી માટે ઉપર જણાવેલુ પાણી પીવાથી તેઓ નરમ પડે છે પણ સાદાં ઉકાળેલા પાણીથી તે ગુણ જણાતો નથી.

ખ. સુનાના વરખ ૩ પાના, ધોળા મરી વાલ ૨, ઘી ૧ તોલો ૨૦ દીન ખાયતો ઉન્માદ જેવી સ્થીતીવાળો માણસ માન્સીક સ્થીતીમા આવશે અને ભ્રમીચીત જેવો માણસ સારો થશે. ઇચાને મગજની નબળાઇ દુર થશે. તે એકલા ઘી અને મરીથી થશે નહિ હીરો સોના કરતા વધારે કીમતી છે, છતા કેહેવત ચાલે છે જે "સોનુ થસીને પાએ તોએ એ દરદ સારૂ ન થાય" આ ઉપરથી અનુમાન થાય છે જે સોનુ દવા તરીકે વપરાય છે; એવુ લોકો માનતા આવ્યા છે

ગ. કીમીઉ—ઘણા ઓછા ખરચમાં અને ઓછી મેહેનતે સોનુ બનાવવુ તેને કીમીઉં કહે છે, એની ઉત્પતિ માટે કાઇ સમજાતુ નથી સંસાર ત્યાગ કરી બેઠેલા, બ્રહ્મચારી, અને ઇશ્વરને મળેલામાના કોઇક કીમીઉ બનાવી શકયા હોય પણ ઘણા લોભીઆ ઓછી મેહેનતે પઇસાદાર થવાની આશામા કીમીઆની સોધમા ખરાબ થઈ ચાલ્યા ગયા છે' કેટલાકો ખરાબ થતા જાય છે. ઠગાઈ કરનારા ઘણા જણાયા છે ઘણા હોશિયાર માણુસો પણ લુચ્ચાઓની જબાં-

કરામત. અને હાથ ચાલાકીથી અજમાઈ પુરવાર થયેલા છે. કીમીઉ કરવાની ઠગાઈ ઘણી જાતની છે. તેમાંની એક પણ આ જગાએ લખવાનું વાજબી જણાતુ નથી, છતાં ટુંકામાં આટલું જણાવવાની જરૂર છે કે જે કોઈ કીમીઆગર કીમીઆ બનાવવાના દરેક વસાણા, વાસણ વગેરે તમારે હાથે એકઠા કરાવે અને તમારે હાથેજ બધી ક્રિયા કરાવી તમને સોનુ બનાવી ખાતરી કરે તોએ તમારે જાણવું જે એ કીરીઆમા ઠગાઈ છે. માટે કીમીઉ જેવું કાંઈ છે નહિ કીમીઉ કરવું એટલે ચોકસ જાતની, અને ન સમજ પડે તેવી ઠગાઈ કરવી. એનુ નામ કીમીઉં છે જેમાં લોભીનો મરો થાય છે અને ઠગારાઓને ઘી કેળાં મળે છે.

ક કીમીઆંની જડી બુટ્ટી—કીમીઆની સોધમા ઘણા લોભીઓએ આખી જીંદગી સુધી કાશેશ ફોકટ કરી છે હજી કેટલાક આ કામ પર પઈસા અને વખત નકામો ગુમાવે છે, કીમીઆની જડી બુટ્ટીમા ઠગાઈ નીચે મુજબ છે—(૧) પક્ષીના આતરડામા સુનાની ભુકી ભરીને તેને સુકવે છે, કીમીઉ બનાવવા આ બુટ્ટી વાપડે છે ઈંગાર ઉપર મુકેલી બધી ચીજો બળીને ખાક થાય છે અને પેલા સંતાડેલા સોનાનો ગઠ્ઠો બંધાય છે, તે જોઈ લોભી લોભમા વધુ પડે છે. (૨) લખવાના અથવા એવાં પોકળ બરૂમા સોનાના તાર ખોસે છે, પછી ઈંગારપર મુકેલા બીજા મસાળાને તે બરૂથી હલાવે છે, અંદરનો મસાળો તેમજ બરૂ બળીને ખાક થાય છે, અને પેલો સુનાનો તાર ગળીને ગઠ્ઠો બંધાય છે, લોભી ખુશ થઈ જાય છે. (૩) છાણના છાણા થાપવામાં સુનાનો કટકો મુકે છે. કીમીઆનો મસાળો મુકી તે છાણા ઉપર મુકી સળગાવે છે બધી ચીજ બળીને ખાક થાય છે, ને સંતાડેલાં સોનાનો ગઠ્ઠો બંધાય છે. લોભી છેતરાય છે (૪) લંગોટીઆઓ હુક્કામા તથા ચલમમાં પૈસો મુકી તેમાંથી પૈસાને બદલે સોનાનો ગઠ્ઠો કરી બતાવે છે. ધીઆનથી વીચાર કરશો તો જણાશે જે હુક્કામાં, તેમજ ચલમમાં ઇંગાર એટલો થોડો હોય છે જે તાંબાના પૈસાને પીગળાવવાની શકતી તો નથીજ પણ તેને લાલચોળ બનાવવાની બી ગરમી નથી. તો પછીતાંબુ તવાઈને સોનું થવાનો કીરીઆ શી રીતે બને ? એમા હાથ ચાલાકી સમજવી. (૫) એક ઠગાઈ ઘણીજ અચરત ભરેલી

નીચે મુજબ છે—એક લોભી રૂપીઆની મોટી રકમ આપી કીમીઉ શીખવા તઈયાર થાય છે. શરતો તેને પસંદ પડે તેવી નીચે મુજબ કરે છે, કીમીઉ લોભી પોતાને હાથે બનાવ્યા પછી પેલી રકમ આપે તેનુ લખાણુ કાંઈ નહી, કીમીઉ શીખી રહયા પછી ન આપે તો તેની અડચણુ પણુ નથી. કીમીઉ બનાવવાની જગા લોભી પોતે પસંદ કરે. દરેક વસાણુ, વાસણુ કોલસો, લોભી પોતાને હાથે પોતાને માફક આવે તે ગામથી ખરીદી લાવે, કીમીઆની જડી બુટ્ટી જંગલમાં જઈ પોતાને હાથે કાપી લાવે, કાવે ત્યાથી લાવે, અને બધી ક્રીયા પોતાના હાથથીજ કરે, કીમીઆગર તો દુર બેઠો બેઠો બતાવ્યાજ કરે હલકું સોનું બનાવવું હોય તો તે બને, ચીપુ બનાવવુ હોય તો તે, તેની મરજી અને હુકમ મુજબ બનાવી શકાય. બીજી કોઇબી સકા હોય તો કીમીઆગર દુર કરી શકે; આવા પ્રયોગથી સોનાનો લાઠો લોભીના હાથમા આવે. પણુ તેમાંબી ઠગાઈ છે, ઠગાઇ નજ પકડાય એવી છે' તેમ તે બહાર પાડવા જેવીબી નથી; કારણુ કે દુનીઆના ધુતારા પેટ ભરી જમે અને લોભીઓ ખાખાવરખા થઈ પડે. આવી રીતે લોભીઓ ઠગાય છે. ઠગાઇ એવી બારીક છે કે ઘણા હોંશીયાર માણુસથી પણુ તે પારખી શકાય નહી. માટે કીમીઉ બનાવવાના લોભીઓએ એ કામ ઉપરથી હાથ ઉઠાવવો.

## સોપારી અરધી=બેફાડવાળી.

દ. આધાસીસી માટે ઘસીને માથે લગાડે છે—તેથી માથુ દુખવું મટી જાય છે.

## સોમળ.

ખ. મસા માટે—સોમલખાર વાલ ૩, સુરોખાર વાલ ૪, સનચોરો, સાજીખાર અંદરજવ દરેક બે વાલ એનો ભુકો લીંબુની ફાડમાં ભરવો તેનો રસ મસાને લગાડવો, લીંબુ મસા ઊપર દીન ૩

સુધી બાધવુ મસો નહીં ખરે, અને ફાયદો નહી જણાય તે ખુસબોવાળા ચાવલનુ ધોવાણુ અને ખોડ તે ઉપર બાંધે

ક. વસુરી માટે–સોમળ બે વાલ, કળી ચુનો ૪ વાલ, ખાપરીઉ ૪ વાલ, લીબુના રસમા મેળવી વસુરીને લગાડી ઉપર લુગડુ ૭ દીન રાખવુ. જયારે વસુરી ભાગે ત્યારે મલમ રૂઝનો મુકવો

ખ ખરફસુ—કોઇબી દવાથી ન સારૂં થઈ શકે, તો અંગ્રેજી સોમલનો અર્ક (લાઇકર આરસેનીકીલીસ) ર થી ૪ ટીપા ર તોલા પાણી સાથે ખાધા પછી દીનમા ર વાર પીવું. દીન ૫દર પીએ અને ૪ દીન વચમા ખાંચો રાખી બીજા ૧૪ દીન પીએ જાજુક પીવાથી દવા નુકશાન કરી શકે છે

ગ સોમલનુ ઝેર ઉતારવા માટે– વામોટની પેહેલી જરૂર છે. ર૫ થી ૪૦ ગ્રેઇન સુધી ઇપેકેકયુના પાણી સાથે આપી દેવું વામીટ કર્યા પછી પાન સાથે ખાવાનો કાથો ૦। તોલો માખણુ સાથે મેલવી દર ૦।। કલાકે આપવુ પેટનો ચુઠાળો નરમ પડશે ચુઠાળો ઘણો થાય તો દર ૦। કલાકે આપવુ ખાવામા દુધ. તેમા પણ, ચપટી ભરી કાથો નાખી પાયા કરવુ.

ઘ અર્ષ—હરસનો ઇલાજ, હરસ સફરામાથી બહાર આવે ત્યારે સોમલને સરગવાના મુળના રસર્મા ઘસી લગાડે તો તરત ખરી પડે પણુ દવા ઝેરી છે, સમજદાર વઇદે વાપરવી કોઇ વઇદ ચોલાઇની ભાજીના રસમા સોમલને ખરળ કરે રસ ઘણો વાપરે અને હર સને લંગાડે હરસ ખેરવવાનુ કામ સોમલનું છે પણ તેની અગન ઓછી કરવા માટે બીજી વસતું મેળવવી પડે છે. આ ઇ લાજ જોખમ ભરેલો છે, અનુભવથીજ થઇ શકે.



## સોહાગો.

ચ. વાળો—નાળીએરની આંખ કાઢી તેમાં તેલીઓ સોહાગો તોલો ૧ નાં ખી હલાવીને આખી રાત ઠારમાં રાખી દરદીએ અંદરનું પાણી પીવુ આખો દીવસ ખાવુ નહી, ભાવે તો પેલું નાળીએર ખાવું. રાત પડે ને પછી ભાવે તે ખાવું.

## સંગ ( પથ્થર )

ક સગે હજરતે હાઉ=મસાના=યાહુધ, એ ઉટની આખ ઉપર ફળ જેવું થાય છે.

સગેમાહી=સીરમહી, ધાગરા માછલીના ટાકામા થાય છે

સગે પાઉડર—લીલા રગનો છે. હોળેદર માટે ઉપયોગી છે એની પથ્થરો ગળામા બાધે છે તથા પાણીમા ઘસીને પીએ છે.



## સખજીરૂ,

ખ. મરડો—સખજીરૂ ા। તોલો ૦। તોલો સાકર સાથ ફાકે, યા દહી સાથે ખાય. અથવા ધાણા, વરીઆરાને સભાગે ભુજીને સાકર સાથે ખાય

ગ. દીવાલ, કોઓ ચકચકે—સગજીરૂ પાણી સાથે મેળવી લગાડીને ઘસે છે

ઘ. ઘાહ રૂઝવવા માટે—સગજીરાનો ભુકો થાપર છાંટે અથવા ફટકીનો ભુકો તે ઉપર દાબે.

ચ. મરડા માટે—૦। તોલો સગજીરાને મલાઇ અથવા માખણ શાથ મેળવીને ખાવુ



## સગેમાહી ( ઢાંગરી માછલીના માથાનો પથ્થર. )

છ. જળંદર તથા કલેજાના દરદ માટે, માછલીનીપથરોપાણીમાઘસીનેપાંવાડેછે.



## સંચોરો=ખારો.

જ. વરસોળી—સચોરો, સાજી ખાર અને ચુનો સંભાગે મેળવી, મલમ કરી, વરસોળી ઉપર ૪ દીન લગાડે તો વરસોળી કપાએ.

ઝ. જુ, નીખ માટે—સંચોરો પાણી સાથે મેળવી લગાડે

ટ. હરસના મસા માટે—સંચોરો અને ચુનો એનો પાણીમા મલમ કરી લગાડે તો મસો જાય.

ઠ. મસા શરીરપરના ખરી પડે—સચોરો અને કળીચુનો પાણી સાથ મેળવી લગાડે, સળીથી લગાડે.

ક અદરોળ, પેટમાં ગોળો, પેટનો આફરો સારો થાય—સચોરો, નાચળ જવખાર, ટંકણખાર ખલવેલો સરખે ભાગે લેવો. તેને કુમારના રસ સાથ મેળવીને ચીનીબોર જેવડી ગોળી બનાવી ૧ અથવા ૨ ગોળી રોજ પાણી સાથ ગળવી, ખાવામા ગોસ અને રોટલી

ખ. મસા શરીરપરના ખરી પડે—સંચોરો અને કળીચુનો સભાગે લઇ પાણીમાં મેળવા પીછીવટે તે મસાઉપર લગાડે. સફરાના મસા ઉપર એ દવા લગાડવી નહી બહુ જળડ છે

ગ. મસા (શરીર ઊપરના) માટે—સચોરો છ ગાર ઉપર ફુળાવેલોઅનેકળીચુનો સભાગે લેવા એ બધે મેળવી તેના ત્રીજે હીસ્મે પ્યાજ (કાંદો) લઇ મેળવીને લગાડે તો મસા ખરી પડે.

ઘ. મસા શરીરપરના ખરી પડે—સંચોરો ફુળવેલો સભાગે કળીચુનો અને ત્રીજે ભાગે કાદો ( ડુંગળી ) મેળવી લગાટે.



## સંધીવા.

ચ. સંધીવા સાટે નીચલા જાણીતા સસતા ઉપાય છે—
સંધીવા માટે મીઠાનો જુલાબ લેવો

છ. કેળોમેલ ગ્રેન ૪, કોલોસીંઠપાલ ગ્રેન ૪, એક વખત માટે ગોળી ૧ બનાવી ગળવી: ઝાડો ન થાય તો દીન ૨ અથવા ૩ ગળવી

જ. સંધીવા માટે—લીંબુનુ સરબત પીવામા ચાલુ રાખવું. પોતાસ કાર-બોનસ આઉસ અરધો, પાણી આઉસ ૧૦ મેળવીને સુજેલા ભાગ ઉપર એ લોસનના પોતાં ચાલુ મુકવા.

ઝ. કલોરોફોરમ ડ્રામ ૧, પાણી આંઉસ ૧૦ એ લોસનના પોતાં મુકવાં.

ટ. એકસ્ટ્રેકટ બેલેડોનાં આઉંસ ૦ાા પાણી આઉસ ૧૨ એ લોસનના પોતા ચાલુ મુકવા

ઠ. સંધીવા માટે—ગરમ પાણીમાં કળીચુનો નાખી દરદવાળા ભાગને સેકવો.

ડ. નાવ વગરના સંધીવા માટે જેલપ કમપાઉંડના જુલાબની જરૂર છે.

ઢ. ગમ ગુએકમ ગ્રેન ૧૨, લસન ગ્રેન ૧૨, અવલસારો ગંધક ગ્રેન ૨૪, એની ત્રણ ગોળી કરી દીનમાં ૩ વાર ખાવી.

આવલ (તરવડ)નુ વરઆળુ (વરાળીઉં) દીવસમાં ૩ વાર મુકવું, ૫ દીન મુકવુ, હવા લાગવા દેવી નહી.

રાતરે કેલોમેલ ૪ ગ્રેન અને સવારે દીવેલ આપવુ

ના ગંડીઓ—કાળા મરી તોલો ૦। થી ૦॥, મધ તોલા ૧, મેળવીને રોજ ૧ વાર દીન ૪૦ સુધી ખાય



## સંધેસરો.

ક રતાંધળો—સધેસરાના પાતરા છુંદી તેની લેપડી આંખે બાધે અને માથે મુકે (બીજો ઇલાજ) માણસના કાનનો મેળ મધ સાથે મેળવી દીન ૧૪ આંજે તો રતાંધળો સારો થાય છે

ખ. મસા—સધેસરાના મુળને વાટી કળીચુના સાથ ઘીમાં મેળવી ચોપડે તો મસા ખરી પડે છે દસ્તાન ઓને જાય ત્યારે, સધેસરાનું અને એરંડીઆનુ મુળ ઘસીને મધ સાથે પીએ

ગ મુતરકછ માટે—સંધેસરાનું મુળીઉ સેર ૦।, પાણી શેર ૨ માં ઉકાળી ૦। શેર રાખવુ તેમાથી ૦। થી ૦॥ તોલો પાણી સાથે પીવું.

ઘ દસ્તાન—ઝાડની ડાળીઓ બાળી, તેના કોલસાની ભુકી ૦॥ તોલો દસ્તાન જતુ હોય તે માટે ખવાડવી

ચ વીચ્છુનો દંખ ઉતરે—સનદેસરી બે જાતની થાય છે સફેદ ફુલવાળી અને પીળા ફુલવાળી. સફેદ ફુલવાળી સનદેસરી વધારે શકતી રાખે છે. સફેદ ફુલવાળી સનદેસરીમાં બે જાત છે, નાના ફુલવાળી અને મોટા ફુલવાળી. મોટા ફુલવાળીમાં ગુણ વધારે છે આ ઝાડનુ મુળ આતવારે બપોરે ત્રણ કલાકે ઉત્તર દીસાથી કાઢવુ (આત વાર અને ઉત્તરદશા શા માટે તેના કારણુ જણાતા નથી) બપોરના ૩ વાગે આ ઝાડમાં રસ એક સરખો ફરે છે તેથી આ વખતે કાપેલા મુળીઆમાં ગુણ વધનો રહે છે. આ મુળીઉ હાથમા પકડવું, શરીરથી બે આંગળ ઉચુ રાખીને દંખ ચઢી ચુકયો હોય તે જગાથી તે દંખના જગા સુધી ફેરવ્યા કરવું—આ મુજબ ૦॥ કલાકથી વધુ વખત ફેરવવાથી દંખ ઉતરશે. ચઢેલો દંખ આસતે આસતે દંખવાળી જગા આગળ નીચે ઉતરશે, ત્યાર

પછી મુળીઉ દંખવાળી જગા ઉપર દાબવુ જો ઝેહેરની અગન નરમ ન પડે તો એ મુળીઉ પાણીમા ઘસી દંખ ઉપર લગાડવુ મુળીઆને વાપરતી વખતે પાણીથી ધોવુ તેથી કામ જલદી થાય છે જયારે દંખ ઉપર મુળીઉ દાબે ત્યારે ત્યા અગન વધારે લાગે છે મુળીઉ ફેરવતા તે ચામડાથી ર આગળ દુર રાખવાનુ. કારણ એ જે, જયારે મુળીઉ ચામડીને લાગે ત્યારે અગન વધે છે. દંખ ઉતરયા પછી દંખની ઉપર મુળીઉ મુકે. ત્યારે અગન વધતી લાગે છે. તે જો ન ખમી શકાય તો મુળીઉ ઉચકી લેશો તો દંખ પાછો ચઢવા માડશે, મુળીઉ દંખ પર દાબો તેના કરતા મુળીઉ પાણીમા ઘસીને દંખ પર લગાડો તો અગન ઓછી જણાશે મુળાઉ ૧ વરસ પછીનું જુનુ ચાલે નહી.

ક. હરસના મસા ઉપર લગાડે તો ખરી પડા—સધેસરાનુ મુળીઉ કળીચુનામા ઉકાળીને પછી તે મુળીઆને ઘી સાથ ઘસીને મસા ઉપર લગાડે.

ખ. રતાંધળાને માટે—સંધેસરાના પાનરાની લેપડી કરી આંખે બાંધે અને માથે મુકે

ગ. હરસના મસા ચીમરાએ—સંધેસરાની પાલીને પાણી સાથ છુંદી લેપડી કરી સકરા ઉપર મુકે તો મસા ચીમરાએ, અને અગન નરમ પડે

ઘ. પરમો—સંધેસાની અને બાવળની પાળી પાણી સાથ છુંદી રસ કાહાડી પાસેર રસ, સાકેર સાથ. ૭ દીન પીએ તો પરમો સારો થાય.



## સરમાઉ ઝાડ.

ચ. કાચ ચાવવા—સરમાઉ ઝાડના મુળ ચાવીને પછી કાચ મોઢામાં મુકી ચાવે તો કાંઈ નુકશાન થાએ નહી. ચાવીને થુકી નાખે.

બીજી રીત એ જે કાચને ગરમ લાલ કરીને આદુના રસમાં બોળી કાહાડે તો કાચ મોઢામા જળડી ચવાઇ જાએ.



## સણના બીજ.

. લકવો—ાાથી ૧ તોલો બીજ મધમા સહવારે ખાએ ને બહુજ જળડી ફાયદો થાય છે

## સરસીઉ તેલ.

૧ દમ, હાફણ—તેલ ાા તોલો અને જુનો ગોળ ૧ તોલો ખાવો.

## સત્યાનાશી.

વીંચછુએ દંખેલા માણસને સત્યાનાશીની જડ હાથમાં પકડી દરદીને બતાવેતો દખ ઉતરે અગન બહુજ હોય તો ઘસીને દખ પર લગાડે વરસાદની ગરજનાના અવાજથી આ જડીનો ગુણ ઉતરી જાય છે

## સુર્યમુખી.

એ ઝાડ ખરાબ હવાને ચુસી લીએ છે, માટે મકાન આગળ હોએ તે બહુ સારૂ તાવ અને સંધીવાયુના રોગો એ ઝાડથી નાસે છે.

ભુત જવર—ફુલ કાનમા રાખવાથી ફાયદો છે,

પ્રસવ જળડી થવા માટે—મુળ ચોટલે બાંધે

બચ્ચાને પેટમાં ભાર—૧૦ ટીપા ફુળનો રસ પાવો.

વીછીંના દખ—પાનનો રસ સુંઘવો.

જુલાબ માટે—દુંટી ઉપર એના બીના તેલનું ટપકુ પાડવું.

## શેકટો Moringa

ભેદવાયુ —(પેટમાં આટુ થાય તે) સેકટાની સીંગ સુકાયા પછીના તેના બી ૫થી દસ વાટી પાણી સાથ રોજ ખાવાં ખોરાક ચોખા, મગની દાળ, જવનો આટો.

વો. આઇલ—સેકટાના બીનું તેલ ખોરૂં થતુ નથી અને બગડતુ

નથી, માટે ગડીઆળ વગેરે જુના સાંચા કામમાં મુકવામાં ઘણુ સારૂ છે

ક સેકટાનુ તેલ—સેકટાના મુળીઆને છુદી પાણીમાં નાંખી જંતરમાંથી ગાળે તો પાણી સાથ તેલ નીકળે છે, એ તેલ રાઇ અને લસણુના જેવું જળાડ છે.

ખ સંધીવા માટે સેકટાનુ તેલ મસળવામા આવે છે.

ગ. કાનના દુખાવા માટે સેકટાના મુલનો રસ કાનમા નાખે.

ઘ. દાતનો દુખાવો—સેકટાનો ગુદર દાત ઉપર દાબે.

ચ. કુતરાના ઝેહેર માટે સેકટાના મુળીઆનો રસ પાવામાં આવે અને દંખ ઉપર ગુદર મુકે. અથવા સેકટાના પાતરા, મરી લસણુ, મીઠુ, હળદને વાટી લેપડી બનાવે. તે ખાવામા આપે અને દંખ પર લગાડે

છ. કરમ પેટમા પાંકે નહી—સેકટાની સીંગ ખાનારને કરમ પાકે નહી.

## સોદા સલફ્સ

સોદાસલફ્સ ઔંસ ાા, ગરમ પાણી ૨ ગ્લાસ, મેળવીને ૧ શીશીમાં ગરમ ભરવુ. અને બુચ મારવો ાા કલાક રહીને બુચ ઉઘાડશો તો ઝવાહેર જેવા તુકરા શીશામા બધાશે

## હકીક (અકીક) નો પથ્થર.

જ અકીકની ભસ્મ—અકીકના પથ્થરને ગરમ કરી પાણીમાં બોળવુ. આ મુજબ ૪–૫ વાર કરવાથી બારીક ભુકો થઇ શકશે.

ઝ દાત હાલતા બંધ પડે—અકીકની ભસમ એકલી અથવા મોતી અને પરવાળાની ભસમ સંભાગે મેળવી દાતને લગાડે તો હીલતા દાંત મજબુત થાય, અને દાત ઉપરની છારી નીકળી જાય.

ટ પથરી—અકીકની ભસમ ખાવાથી પીસાબની પથરી પીગળે છે

## હજરતે યાકુડ.

ક. પથરી માટે—હજરતે યાકુડ ૨ માસા જેટલો પાણીમા ધસીને રોજ પીવાથી પથરી પીગળી જશે.



## હજરતે હાઉ=ઊંટના પેટમાંનો પથ્થર.

ખ વાગેલાં, દભડાએલા, લોહી બાઝેલા માટે—હઝરતે હાઉ બે માસા જેટલો પાણીમાં ધસી પીએ

ગ પીસાબ છુટે—ઉટના પેટમાથી નીકળતો પથર પાણીમા ધસીને પીરૂ ઊપર લેપ કરે

ઘ પથરી પીગળે—બે વાલ હજરતે હાઊંને ચોખાના ધુણમા ધસીને પીવાડે દસતાન બંધ થાય. હજરતે હાઉ બે વાલ પાણીમાં ધસીને પીએ



## હજારીઆ ગોટા

ચ પરમો મટે, પીસાબ છુટે —આનુ એક ફુલ, અને ૨ વાલ જાયફળ, મેળવીને તેની ફાકી પાણી સાથે લેવાથી પરમો મટે છે, પીસાબ છુટે છે.



## હડતાલ.

છ. શરીરપરના કાળાતલ, અને મસા માટે—સંભાગે હડતાલ અને ચુનાનાં ટપકાં મુકે.

હરતાલનું ઝેર ઉતરે—ભુરાં કોહરાંનો રસ શેર ૦।, સાકર તોળા ૨, દીન ૨૩ પીએ.

જ. હડતાલનુ તેલ—અનારના ફુલ, પાતરા, ફળ, જડ સરવે તોલો ૦।। હડતાલ તોલા ૨।।, તેલ શેર ૦। માં ઊકાળે

ઝ. ખેંચાયલી નસ છુટે—હડતાલનું ઉપલું તેલ નસો ઉપર મસળવુ

ટ. દરાજ, ખુજલી માટે—હડતાલ ૧ ભાગ, મીઠું તેલ ૨ ભાગ એને ઊકાળે, હડતાલનો ભુકો થોડો થોડો તેલમા નાંખતા જવું અને લાકડી વતી હલાવતા જવું આંચ નરમ રાખવી તેલ સળગી ઉઠે

ને. ઢાંકવું. પાછુ ઊઘાડવુ, સળગેતો પાછું ઢાંકવું, આ મુજબ ૫ વાર ઉઘાડ ઢાંક કરવુ.

ક. કાળો કોઢ—હડતાળ અને સુરોખાર સંભાગે લઇ તે કોઢ ઉપર ચોપડી તડકે બેસવુ અને થોડી વારે ગરમ પાણીથી નાહવુ ૩ દીનમા સાફ થાય છે.

ખ સફેદ કોહોડ માટે—હડતાલ ૪ માસા, બાવચી ૧૬ માસાને ગઉમુત્ર મા પીસી લેપ કરે.

ગ. બાલ નીકળી જાય—હડતાલ અને ચુનો સભાગે લઇ સાકરમા મેળવી લગાડે તો બાલ નીકળી પડે પછી કોસમબીનુ તેલ તે ઊપર ચોપડે તો બાલ આવે નહી.

## હડસાંકળ. (Venilla Indians)

ઘ. સંધાવા માટે—એનું તેલ જાણીતુ છે પીવામા તથા મસળવામા આવે છે. શકિત લાવવા માટે એ ચમતકારી છે. (Tonic) છે નસોને મજબુત કરે છે

ચ. એ વેલો કુંડામા રોપે તો બહુ મોટો થાય છે. થાણા જીલ્લામા થાય છે અસ્થીભંગ, હાડકુ ભાગે—તે ઉપર તેના પાનને ખાડી ૩) દીન બાધવા

છ. ત્રીધારી કાડવેલ ન મળે તો ચોધારી કાડવેલ ખાવામાબી લેવી

## હરડે=પથ્થીઆ

જ. હરડે હીતકારી છે. ખાધા પછી તથા પહેલા ખવાય છે. આંખના દરદો, અજીરણ અને પાચન, વૃદ્ધાવસ્થાની નબળાઇ માટે ખવાય છે.

ઝ. હરસ મસાનો મુળ વ્યાધી મટે—હીમજી હરડે ને જુનો ગોળ ખાય. વધરાવળ, જીવન લંબાવવા, સોજાના વ્યાધી, સંકોચન તથા લોહી વીકાર માટે હરડે ઊપયોગી છે. ને વૃદ્ધાવસ્થા આવતી. હરડેઅ ટકાવે છે.

ટ. હરડે, બેહેરાં, આમળા, (ત્રીફળ) રસાયન છે અને ઘડપણને અટકાવે છે.

ક. જુલાબ આવે, આમ, વા નીકળે—ઘીમા તળેલી હરડે અને સુના મુખી સભાગે ૦। થી ૦॥ તોલો મધમા ચાટે.

ખ. આગરૂ—બચ્ચાને મોઢે આગરૂ થાય તો હરડે અને બદામનો ઘસારો પાવો

ગ કમળો—હરડે ૪ ભાગ, દરાખ કાળી ૧ ભાગ, મેળવી ૦॥ તોલો ખાય

ઘ ટાકી ફુટે, મોટા ફોલ્લા થાય—તો હીમજી હરડે તોલા ૮, રસકપુર તોલા ૪, અનારના ફુલ સુકા તોલો ૧, ઓદાસીગ તોલો ૧, જાયફળ તોલો ૧, એલચી દાણા તોલો ૧, લવગ તો૦ ૧, મરી તો૦ ૧, બારીક કરી ૧૦૦ લીબુના રસમા ખરલ કરી, ફાલસા જેવી ગોળી કરે અકેક ગોળી સવારસાજ ખાય ખાધાની પર હેજી રાખે તો ફાયદો થાય

ચ. ટાંકી તથા નારૂ—હીમજી હરડે તો૦ ૨. મોરથુથુ ફુલવેલુ તોલો ૧, સાકર તોલો ૧, ૧૦૦ લીબુના રસમાં ખરળ કરી ચીનીબોર જેવી ગોળી વાળી ૧ ગોળી ટાઢા પાણી સાથે ગળવી, ઉપર થી ભુજેલા ચણા ખાય, ચણા ન ખાય તો ઉલટી આવે છે.

છ ગળુ બેઠલું—હરડે ૫ વાલ, નીમક ૦। તાલો એ બન્ને મધ સાથે ખાય તો ગળું ખુલે

જ. આખનુ અજન—ઝીણી હરડે, અને સાકર, પાણી સાથે. અથવા મધ સાથે ઘસી આખમા આજે તો કોઈપણ દરદ આંખનું સારૂ થાય છે.

ઝ. મરડા માટે-હરડે તોલા ૪॥ વરીઆરી ૪॥ ઇસુબગુળ ૬॥ ઘી મા સેકીને ભુકો કરી, તેમાંથી એક તોલાની ફાકી મારી પાણી પીએ.

ટ હીમજી હરડે નાની કાચી—જુલાબ લાવે છે

ઠ હીમજી હરડે મોટી સાઇઝની. પાકેલી—જુલાબ બંધ કરે છે.

ડ બરોળ તથા કલેજાના દરદો માટે—હરડે ૬, જવખાર ૫. પીપળ ૪, ભાગ એની ફાકી બનાવી ૦॥ તોલો રોજ બેવાર, ખાધા પછી ખાવી.

ઢ. હરસ—ઝીણી હરડેનું સેવન કરવુ. એથી ઘણો ફાવદો છે.

ક. આંખને તેજ આવે—હરડે બેઆનીભાર, સાકેર સાથે રોજ રાત્રે ખાવી. એથી આંખને ઘણા ફાયદા છે. આંખ નબળી પડતી જણાય તો આ ઉપાય પહેલો કરવો

ખ. મોતીઓ આંખમાં પાકે નહી—આંખમા મોતીઆની શરૂઆત થતાજ ખાવુ. બે તોલા સુધીની એક મોટી હરડેમાંથી ૦। તોલો લઇ તે મોઢામા રાખી રાત્રે સુવુ. અને તેનો રસ ગળવો. આ મુજબ એક માસ સુધી કરે તો મોતીઓ અટકે છે

ગ. ટાઢીઓ તાવ મટે—હરડેનુ ચુરણ મધમા આપવું અથવા ૦। તોલો જીરૂ અને ૦॥ તોલો ગોળ ખવાડવો.

ઘ. આંખમાં અગન બળતી હોય તે માટે—હરડેના ૧૨ દાણા પાણીથી ધોઇને પછી તેને ૦। સેર પાણીમાં ૧ રાત ભીજવી રાખવા તેને હાથવતી ચોળીને કપડામાથી ગાળવું તે પાણીમા જુનુ કપડું બોળીને આખોના પોપચા ઉપર મુકવું, ગરમી ચુસી લેશે,

ચ. છાતી ઉપર પીત ચડે—હરડે, જીરૂ સફેદ, પીપળીમુળ એ સરવેને સંભાગે મેળવીને ૦॥ તોલો ફાકવુ

છ. હરડે ગરમ છે. આમળા સીતર્વ છે.

જ, હરડેના ગુણો—દીપન, અને પાચન કરે, પુસ્ટી આપે, શરીરને ટકાવી રાખે. જ્ઞાન ઇદ્રીઓને બળવાન કરે છે, ગોળાના દરદ (ગુલ્મ) ને હરે છે.

ઝ. શરીરનુ સુકાવું—હરડે ક્ષય રોગ મટાડે છે. હર્ષના વીકારો મટાડે છે સંગ્રહણીનો શતરૂ છે. બહુજ ફાયદો આપે છે. તરીઓ અને ચોથીઓ તાવ જુનો કાહાડે છે.

ટ. માથાનો રોગ, અતિસાર, ગુરદાનો વરમ, આફરો, બરોળ (પ્લીહ) કુકડીઆ ખાંસીને હરડે ફાયદો કરે છે.

ઠ. આખમા નાસુર હોય તેનો ઇલાજ—હલદર, ચીતરો, કાઠો, નાગરમોથ, લીમડાના પાન, નીમકસંગ, હરડેદળ, પીપળીમુળ, વાયવરંગ, સુંઠ, વજ, દરેક એકેક તોલો લેવો તેને સુરમા જેવુ બારીક કરી ગોળી બનાવી તે ગોળી પાણીમાં ઘસીને લગાડવી.

ડ. આંખનુ ફુળું હોય તો સ્ત્રીના દુધમાં ઉપલી ગોળી ઘસી આંખે લગાડે.

પાપણ ખરતા હોય તો ગાયના પીત્તામા એ ગોળી ઘસીને આખે લગાડે આખની કીકી સફેદ થતી હોય તો એ ગોળી મધમા ઘસીને અંજન કરે.

ક. ભેદ વાયુને લીધે અંગ વાસ મારે તેનો ઇલાજ—હરડે, દાડમડીના કુમળા પાતરા, લીમડાના પાતરા, આબાના કુમળાં પાતરાં, સંભાગે લેવા, તે બધાના ૪ તોલા લઇ ૨ શેર પાણીમા ઉકાળી, ૦। શેર પાણી રહે તેમાથી અરધુ અરધુ દીવસમા બેવાર પીવુ. રોજ તાજુ બનાવવુ

ખ મરડા માટે—હીમજી હરડે નગ ૧૧ ને ખોખરી કરી, ગરમ પાણીમા ભીંજવી રાખવી, ઉપરના પાણી કાઢી નાખી નીચલા ઠરાને સાકેર સાથ ખાવુ. પેટનો દુખાવો, લોહી, સીમત બંધ થશે



## હરડે મોટી

ગ દમ–હિચકી–અડગરી–હાથ પગ મોટા થાય–(શ્રીપદ) સ્વાસ માટે હરડે અને સુંઠ દરેક ૦। તોલો પાણીમા ઘસીને પીવુ

ઘ આખના મોતીઆનો ઉપાય—સરૂ થતા આંખના મોતીઆના ઈલાજ તરીકે સારી જાતની મોટી હરડે તોલો ૦ાા, સાકેર તોલો ૦ાા, વાટીને રોજ સહવારે ભુખે પેટ ફાકવુ અને પાણી પીવું ૧ મહીના સુધી આ ઇલાજ ચાલુ રાખવો ઘણા વૈદો આ ઇલાજની ભલામણ કરે છે



## હરડે હીમજી

ચ મરડા માટે—૫) તોલા હીમજી હરડે ઘીમાં તળવી, અને પાંચ તોલા કાચી તે બધેને સાથે છુદી તેમાંથી ૦ાા તોલો દીવસમાં ત્રણ વાર ફાકવી. ખાંડ સાથ ફાકવી



## હરડાં—બેડાં—આમળા=ત્રીફલ

ક. કમળા માટે—હરડે, આમળા, સુઠ. કરીઆતુ, કડુ, ધાણા સંભાગે લઇ કાહવો કરી પીવો

ખ. અજીરણ માટે—ત્રીફળ, પીપર, મરી, સુંઠ સચર સભાગે ચુરણ કરી હથેલી ભરીને, વાસી પાણી અને મધ સાથે ખાય તો, ભુખ લાગે, વાઇ જાય અને પીત જાય

ગ પીત માટે—ત્રીફળની ચાહ રાતરે બનાવે અને ખાંડ સાથે સવારે પીએ તો પીત મટે અને જુલાબ આવ

ઘ પીસાબ છોડવવા માટે—ત્રીફળનો ઉકાળો પીએ.

ચ તાવ માટે—સતતજવર ૨૪ કલાકમા બેવાર આવે અને ઉતરે. તે માટે લીમડાની અતર છાલ, પટોળપત્ર, ત્રીફળ એનુ ચુરણ ૦ા તોલો દીનમા ૩ વાર ખાય અથવા ઉકાળો કરી પીએ

છ. દાઝેલા માટે—ત્રીફળ પાણીમા ઘસીને દાઝેલાપર લગાડે તો શરીર બળીને ધોળુ થયુ હોય તો પણ અસલ રંગ પકડે છે
ચોથીઓ તાવ જાય—ત્રીફળ ૧) તોલો દુધ સાથે પાવાથી ચોથીઓ તાવ જાય છે

ઝ. ઉંઘ—હરડાના ઠળીઆઓમા ઉંઘ લાવવાનો ગુણ છે

ટ કમળાનો ઇલાજ—હરડા, કાળી દરાખ દરેક ૦ા તોલો રોજ ખવાડે તો મોઢાપરનો પીલાટ જાય, અને રતાસ આવે, દીન ૭ અથવા ૧૪ ખાય. અથવા ઉકાળો કરી પીએ

રકતપીટીઆ દરદીને હરડાં, બેરા, અને અમળાનુ ચુરણ ૦ા તોલો અથવા વધારે દરરોજ બેવાર ૬ માસ સુધી ખવાડવુ. ખોરાકમા મગની દાળ અને રોટી તથા બીજો હલકો ખોરાક ખવાડવો.

ઠ મોઢુ વાસ મારે તો હરડા બેહેરાને આમળાનો ઉકાળો કરી કોગળા કરવા. (બીજો ઇલાજ) હરડા ૨, ટંકણખાર ફુળવેલો ૩, બેહડાં ૨. કપુર ૧ ભાગ મેળવી મંજન કરવું.

ણ. દમ-સ્વાસ માટે હરડા બેરાનું ચુરણ ૦। તો૦ મધ સાથે ખાવુ.

## હરણ

ક, કુતરાનુ ઝેર--હરણુના આટાવાળા સોગડાની અદરના ભાગમાં સફેદ ભુકો રહે છે તે હડખુ લાગેલા દરદીને ખવાડવાથી ઝેર ઉતરે છે. એ ભુકો ખાવાથી ઝાહાડા ઉલટી નીકળે છે અને પેટમાથી કાડા જેવા જાનવર પડે છે.



## હરડા (અરીઠા)

ખ. માંથાનો દુખાવો—અરીઠાના છાલ અથવા આબાની અતર છાલ પાણીમા ઘસી નાશ લેવો

ગ આખના ફુલા માટે--અરીઠાનુ પાણી ( અરીઠાને પાણી સાથે દોહવાને) આખે આજે.

ઘ આધાશીશી, બે શુદ્ધી માટે—અરીઠાના પાણીનુ ટીપુ નાકમા મુકે તો કાયદો થાય છે

ચ ઝેર ખાધેલા માટે-હરેક જાતનુ ઝેર જે ખાવામ આવ્યુ હોય માટે અરીઠાનુ પાણી પોવાડી ઉલટી કરે તો ઝેર નીકળી જાય છે

છ આધાસીસી, હીસ્ટીરીઆ માટે—અરીઠાની છાલ, પાણીમા ઘસીને તે સુધે.

જ. માથુ દુખે તો—અરીઠાનું ફીણુ માથે લગાડ

ઝ, ફુલુ આખનું—છાલ પાણીમા ઘસીને આંખે આંજે છે
માથાની જુ—અરીઠાના ફીણથી મરે છે

ટ અરીઠામા મેલ કાપવાનો ગુણ, સાબુ કરતા પાચ ઘણો વધારે છે.
પીસાબ છોડવે--અરીઠાના પાણી સાથે ઉદરની લીડીની લેપડી કરી પેઢુ ઉપર મુકવી

ઙ. વાળો પગે હોય—અરીઠા, મરી, ગોળ સભાગે મેળવી ૧) વાલની ગોળી કરી રોજ એક ગોળી ત્રણ દીવસ ખાવી.

ણ વીચ્છુના ડંખ માટે—અરીઠાની મીચ પથર ઉપર ઘસી ગરમ ગરમ ડખ ઉપર દાબે તો ડખ નરમ પડે.

ક. મસા સફરાના મટે—અરીઠાના ઠળીઆના મગજને તલના તેલમા ઉકાળી મલમ બનાવી લગાડે



## હળદર

ખ હાથી પગ માટે સાપના મોઢામા હળદરનો ગાંઠીઓ દાબીને મુકવો. તે સાપને એક હાંલ્લીમા મુકી કપડછાદ કરવું. જમીનમા ૧ ખાડો ખોદવો તેમાં હાલ્લી મુકવી હાલ્લીની આસપાસ ફાકડી ઓ કાંટાવાળો થુવર અથવા બાવળ યા ારડીના કાટા મુકવા (કુતરાં, કોહલાં સાપને ખાઇ ન જાય માટે) ખાડો પુરી નાખી માસ ૧ પછી પેલો ગાંઠીઓ કાહાડી પાણી સાથે ઘસી હાથી પગને લગાડે

ગ. કરોળીઆ માટે—હળદર સમુદરફળ સાથે ઘસી લગાડે.

ઘ અંતરગળ, ગોળાનું ઓષડ—હળદર, કુકુમરી, સાજી, સભાગે લઇ કંટારા થુવરના દુધમાં ગોળી બનાવી રાખવી. તેમાથી એક અથવા બે ગોળી ગોળીઓ પાણી સાથ ૪ દીન ખાવી ઉપરથી વાસી પાણી પીવુ અથવા હળદર અને સાજીની ફાકી ૦ાા તોલો રોજ ફાકે, ઉપરથી ટકુ પાણી પીએ

ચ. પીસાબ છુટે—હળદર કાળી તોલો ૧ ફાકે તો પીસાબ છુટે.

છ. છાતી ઉપસેલી હોય (છોકરાંની) તો હળદર, હરડાં, વેખણ અજમો એનુ ચુરણ બે વાલ છોકરાની માના દુધમાં વાટી પીવાડે.

જ. ગોળમ વાયુ (ખેન)--હળદર સેર ૧, ચુનો સેર ૧, સાથે મેળવી હાલ્લીમા ઘાલીને ૨૧ દીન જમીનમાં દાટે. તેમાંથી ૦ાા તોલો દી ન ઉગતે ખાય. નાનાં બચ્ચાંને ૦। તોલો આપે, તો અઢાર જાત ના ખેન જાય છે.

ટ દરાઝ માટે—હળદર બાળી, ચુના અને પાન સાથે મેળવી પાણીમા ઘસી લગાડે.

નાસુર (વણુ) ઊપર હળદર બારીક ભભરાવવી.

ક. બદ માટે—હળદરને દીવેલમાં તરવી સરકામાં ઉકાળવી અને લેપ કરી મુકવો

ખ કરોળીઓ, છીપ માટે—હળદર, કાળા તલ સંભાગે મેળવી ભેંસના દુધમા વાટી મસળવુ

ગ દરદનુ મોં બંધ થઇ ગયુ હોય તો ખુલે—હળદરને બાળી દીવેલમા ચોપડે

ઘ માકડીના ફુલ્લા માટે—હળદર અને દીવેલનો ખોળ પાણીમા વાટી લગાડવુ

ચ. હલદરના ગાંઠીઆને ૫દર મીનીટ ઠંડા પાણીમા ભીજવી, ઉપરની છાલ કાઢી, સુકવી, ભુકો કરવામા આવે છે.

છ કંકુની બનાવટ—હલદરની ભુકી, પાપડખાર, ટંકણખાર. લીબુનો રસ એની મેળવણીથી કંકુ બને છે

જ ચામડીના દરદ માટે—હળદરને તેલમા ઊકાળીને મસળે છે

ઝ હાડકુ મોચકાય ત્યારે—ચુનો અને હળદર પાણી સાથે મેળવી લગાડે

ટ સળેકમ માટે—દુધમા ૦। તોલો હળદર અને ખાંડ, ઉકાળીને પાવુ

ઠ પડી ગયલા, ડળડાયલા, માણસને તરત ખાંડ અને હલદર સભાગે મેળવી ૧ તોલો ખાવા આપવો

ડ જળો મુકવા પછી લોહી વહે તો હલદરની લેપડી મુકવી

ઢ નાકના દરાદા માટે હલદરનો ધુમાડો લેવો

ણ કીડ—હલદર અને કાદાનો રસ મસલવો

ત. વીંછુનો ડંખ—લીલી હળદરના રસમા ખપે એટલુ મીઠુ પીગળાવી રાખી તેના પાંચ ટીપા આખમા નાખવા અને તે મેળવણુ પગના તલીઆમા ચોપડવાથી ડંખ ઉતરે છે લીલી હલદર ન હોય તો સુકીનો ભુકો પાણીમા ભીજવીને ગાળી લેવી.

થ હાથી પગ—હલદર ગાંઠીઆને, મુએલા શાપના મોઢામાં મુકી, તે સાપ કાષ્ટના વાસણમા મુકી જમીનમા દાટવુ. એક માસ રેહેવા દેવુ, ગાંઠીઆને પાણીમા ઘસીને સોજાપર લગાડવું.

. ગોળો પેટનો, કોલમ વાયુ—સાજી (સોડા બાઇ કાર્બ) હળદર દરેક ૦॥ અથવા ૧ તોલો મેળવી દીવસ સાત સુધી ખાવુ, ઉપરથી પાણી પીવુ.

ક હલદર, જ્યારે એસીડ સળફ્યુરીક, અને એસીડ બોરકની સાથ, મલે ત્યારે પીળો રગ થાય છે

ખ. હલદર સોડા તથા પોટાસખાર સાથે મળવાથી રગ લાલ થાય છે.

ગ કફ, પીત, કોઢ, પરમો, ચામડીના દરદ, સોજો, પાડુરોગ, કૃમી,પીનસ એ માટે હલદર ઉપયોગી છે

છ. ઉધરસ માટે—હલદરને સેકી, રાત્રે સુતી વેળા, મોઢામા રાખીને, રસ ગળવો.

જ. સળેખમ અને પીનસ માટે હલદરનો દુમાડો લેવો

ઝ. સસણી—૦। તોલો ગોમુત્રને કપડાથી ત્રણવાર ગાળી, ૧ વાલ હળદર મેળવી બચ્ચાંને ૧ ચમચી પાવી

ટ. સસણી—૦। વાલ ગોરૂ ચંદન, તથા ર) વાલ હલદર નાગરવેલના પાનમા આપવી

સ્ટન રોગ—સ્ત્રીની છાતી પાકી સોજો આવે ત્યારે હળધર અને લોધરનો લેપ મારવો, અથવા હળધર અને કુવારના રસનો લેપ મારવો.

ઠ. હાથીપગ—૦॥ તોલો હળધર અને ૦। તોલો ગોળ, ૧તો ગઉમુત્રસાથ પીવુ

ડ, આખની ઝાખ, ફુલ્લુ, રતાસ—તુવેરની દાળમા, હળધરનો ગાંઠીઓ બાફી છાયડામા સુકવી, પાણીમા ઘસી આખે આજવુ.

ઢ. આંખની ગરમી માટે—બકરીના માખણમા, હળદર ઘસીને, નાક પાસેના આખના ખુણામા મુકવી, એથી ગરમી મટી જાય છે.

ણ મુર્છા માટે—૦। થી ૦॥ તોલો હળદર અને સાકર પાણીમા પીએ.

ત પથરી માટે—૦। થી ૦॥ તોલો હળદર ગોળ સાથે ખાવી. ઉપરથી વજવનો અથાવઉંનો ઉકાળો પીવો.

થ. વાળા માટે—પુરૂષની પીસાબમાં હલદર વાટી લેપ મુકવો.

દ. વીછુનો ડખ—હલધરની ધુપ તે જગા ઉપર મુકવી અને ચલમમા હલધર મુકી ધુપ લેવી

ધ. તાવ ખરાબ પાણીનો –(જવર દુર્જળ) હરડે, હલધર, જવખાર ચુરણ સંભાગે મેળવી ૦। થી ૦॥ તોલો પાણીમાં લેવું.

ન. માથાની ભમરી—(Vertigo) હલધરની લેપડી માથા ઉપર મુકવી અને બાંધી રાખવી.

પ. હીસ્ટીરીઆ—હલદરનો ધુમાડો આપવો.

ક. ચામડીનો સોજો—હલધર અને મીઠુ વાટી લેપ મુકવો

ખ ચામડીનો સોજો—હલધર અને ચુનાનો લેપ મુકવો.

ગ પ્રમેહ (પીલ્ટ પરમેહ)—જેની પીસાબ સાથે આટા જેવો થરો નીકળે છે, તે માટે હલદરનો ૦ા શેર ઉકાળો મધ સાથે પાવો.

કરમ માટે--હલધર કાગી, ગોળ સાથે ખાવી.

હલદરના - ગનું કાગળ અલ્કેલાઇનના પાણીમાં બોળે તો લાલ થાય છે.

ઘ હાથીપગ માટે--૦ાા તોલો હલદર. ૦ા તો. ગોળને ગોમુત્ર ૧ તોલો સાથે ખાવામા લેવુ.

ચ પરમા માટે—હલદર વાલ બે, ગળોનો રસ પાચ તોલા, મધ એક તોલો. એક વખતમા લેવુ ઘણા દીગસ સુધી લેવુ

છ પરમો—આમળાનો રસ ૫ તોલા, મધ ૧ તોલો, હલદરનો ભુકો બે વાલ, સુખડનો વસારો બે વાલ. એક વખતમા પીવુ એ મુજબ દીનમા ૩ વાર પીવુ

જ હરસ માટે— હલદરના ગાઠીઆને થોરના દુધમા ૭ પટ આપીને તેને પાણીમાં ઘસી મસા ઉપર લગાડે તો મસા મટે, હરડેની છાલ ૦ા થી ૦ાા તોલો, જુનો ગોળ ૧ તોલો એને પાણી મ પળાળી પાણી રોજ ઘણા દીવસ સેવન કરે ચુનો, સાજીખાર, ખડીઓ ખાર, મોરથુથુ સભાગે લઇ લીબુના રસમા ૭ દીવસ ભીજવીને મસા ઊપર લગાડે તો મસા મટે

ઇટની ભઠી બગડે. એવુ કહેવામા આવે છે જે, જો ભઠીમા હલદ નાખે તો આખી ભઠી બગડે

ઝ આખના પાપણ ખરી પડે તેનો ઇલાજ—ખાટા લીબુને કાપીને બે ફાળ કરવી, અંદરના બી કાહાડી નાખવા બે ફાડની વચે હળદ નો ગાંઠીઓ મુકીને તેને બાંધી લેવું. લીબુ સુકાઇ ગયા પછી હળદનો ગાંઠીઓ કહાડી મધ સાથ ઘસીને આંખે આજવુ

આંખ રાતી થાય તો ઉપલો બનેલો હળદનો ગાઠીઓ મધ સાથ ઘસી આંખે અંજન કરવુ

આખે સફેતી મારતી હોય તો લીબુમાં પાકેલો હળદનો ગાઠીઓ ગાય

ના દુધમા ઘસીને અજન કરવુ

ક. મરદને શકતી વધે—હલદને ગાયના પીતાના પાણીમાં ભીજવી સુકા વીને ખાવામાં લેવી

ખ આખે ઝાખ હોય તે મટે—હળદરનો ગાંઠીઓ ચીનાઇ સાકર, રતા જલી, પાણી સાથ ઘસીને આખની આસપાસ લગાડી ૩ કલાક રહેવા દેવું. રોજ નવુ ઘસીને લગાડવુ

ગ. આગરૂ—લીલી હરડેનો રસ ૧ તોલો રોજ મધ સાથ પાવો

ઘ. આંખો લાલ થાય તે માટે—લીલી હળદર સાકર, મીઠી મેરડી, જીરૂં સંભાગે મેળવી તે બકરીના દુધમાં ભીજવી આખ ઉપર અને આસપાસ લગાડવુ, વાગવાથી અથવા ગરમીથી જામી ગયલું લોહી છુટી જશે.

છ કસારી દુર થાય—હળદ અને ચુનાની કાક કેરોસીન તેલ સાથ ગોળી બનાવી તે ગોળીઓ કસારીઓની જગા પર મુકવી

જ કંઠમાળાના દરદીને ગળા પર લગાડે—હળદર અને સમદરફળ પાણી સાથે ઘસીને લગાડે

ઝ દરાઝ માટે—હલડને બાળીને ચુણુ અને પાણી સાથ મેળવી લગાડે.

ટ. ખાસી—હળદર સેકાને સુતી વેળા ચાવી ખાએ.

ઠ હાથીપગ—એનુ ચુરણ ગોમુત સાથ પાવુ. ૧) વરસનો વ્યાધી દુર થશે

ડ હરસ—તુવરની દાળમા હળડનો ગાઠીઓ બાફવો છાયદામાં સુકવવો. પાણીમા ઘસી લેપ કરવો. મૂળ નરમ પડી સણકા તરત બધ થસે

ઢ ઝામરો, ફુળું આખની રતાસ—તુઅરની દાળમા બાફેલી હળડ પાણીમા ઘસી સુરજ અસ્ત પામવા પેહેલા અંજન કરવું.

ણ. હરસ—૦। તોલો હળદર સેકેલી કુમારના ગર્ભ સાથ ૭) દીન ખાવી.

ત. અસણી—૦। તેલો ગોમુત્ર ૨) વાર ગાળતેમા ૨વાલરહળદર નાખી પાવુ.

આખના રોગ—હળદર બકરીના માખણમાં ઘસીને નાખની પાસેના આખના ખુનામા જરા મુકવી.

ક મગજે વાઇ-ધ્યાન બરાબર રહે નહી—હલદર અને સાકેર દરેક ૦। તોલો પાણી સાથ દીનમા ૨) વાર ખાવી

ખ હીમજી હરડે તોલા ૫)ને ૧) શેર પાણીમાં ઉકાળીને ૦। શેર રાખી તેના ત્રણ ભાગ ૧) દીનમા લેવા.

ગ પ્લીહ–બરલ—માટે હળદર ભુંકા ૦।। તોલો અને કુમારનો રસ ૪ તોલા મેળવી દીનમા બે વાર પીવો

ઘ મસા ખરી પડે—ગોળ. ચીત્રક. ટંકણખાર, હલદર સભાગે લઇ લેપડી કરી મસા ઇપર મુકે તો ખરી પડે

ચ પરમો મટે—આમળા સુકા ૨।। તોલા, હળદર ૦।। તોલો, પાણી સેર ૦। ને ૩) કલાક ભીજવી રાખે પછી ઉકાળીને ૩) તોલા પાણી રાખી અંદર ૦।। તોલો મધ મેળવા પાંએ એ મુજબ દીનમાં ૩)વાર પાંએ

છ હરસ (કફના) મટે—હળડના ગાઠીઆને થુઅરના દુધમાં ૭)વાર પત આપે તે પાણીમા ઘસી મસાપર લગાડે.

## હળદર વાસાનગરી

જ પાકું રૂઝે—હળદરના ભુકાને ૪) વરસના છોકરાના મુતરમાં ખખડાવી તેનો પટો કરી પાઠા ઉપર મુકે અને તે ૩) ૪) દીન પાઠાં ઉપર રહેવા દીએ.

### હવા.

ઝ મુંઝવણ મટે—શ્વાસોશ્વાસ લીધાથી તરત મટે.

શ્વાસોશ્વાસ—ફેફ્સાંમા ભરાય એવી રીતે ચોખ્ખી હવા જથાબંધ શ્વાસમાં લેવી, રોકી શકાય ત્યાં સુધી રોકવી, પછી ધીરે ધીરે બહાર કાઢવી, ક્ષય રોગને ચોખ્ખી હવા ફાયદો કરે છે.

ટ. જઠર, આંતરડાં—જઠર અને આંતરડાના વ્યાધી ઘટે છે, ખેતરોની ખુલ્લી હવા ખાવાથી એ વ્યાધી ઘટે છે અને ભુખ વધુ લાગે છે.

ઓકસીજન હવા વધુ જથ્થામા પેટમા જાય તેમ ફાયદો છે.
ખરાબ હવા. જાજરૂની હવા બનતા સુધી ઓછી લેવી.
મો દવા અને એક હવા, જે દરદ દવાથી સારા ન થાય તે ચોખ્ખી હવાથી સારા થાય છે
ખાસીનું જોર કમી થાય—શ્વાસોશ્વાસ લીધાથી ખાસી નરમ પડે છે



## હાડકાં

ક હાકણુ માટે—હાડકાનો ૦ા તોલો બારીક ભુકો, પાણી સાથે ખાવાય છે.
કોલસો—હાડકાને કાદવના વાસણમા પેક કરી સળગાવવુ. તે વાસણ ઠંડુ પડે ત્યા સુધી હવા તેમા ન જવા દીએ તો કોલસો થાય હવા જાએ તો ખાખ બને

ખ ભગદર માટે માણુસના હાડકાના બારીક ભુકાનો મલમ કરવો, તેને રેસમના કાકરા પર લગાડવો અને ભગદરમા મુકવો અથવા હાડકુ પાણીમા ઘસી ભગનદરની અદર અને ઉપર મુકવુ.



## હાથીદાંત

ગ. ફુલુ—હાથીદાતને, છાસમા ઘસીને આખમા આજે તો ફુલુ કપાય
ઘ. હરસ ઉપર ધુમાડી લસણુના છોડાં (ફોતરા), ભેસના સીગડાના છોડાં પક્ષી ચામાચીડીઆની અઘાર, હાથીદાંતનો વેહર, માછલાના ભીગરા, એમાથી કોઈબી એક લેવુ જમીનમાં બે વેહેત ઉંડો ખાડો ખણી તેમા દેવતા મુકી તે ઉપર ઉપલો ભુકો ૧ તોલો યા વધુ મુકવો ખાડા પર ઉઢોણી અથવા બટીનુ પડ મુકવું, અને તે ઉપર એવી રીતે ચપટ બેસવુ કે સઘળી ધુંઇ ગુદાને લાગે. ૦ા કલાક ધુંઇ લેવી



## હારકણુાતો=હારકટીલો

ચ. ઢીલી નસ મજબુત થાય—હારકણુાતા નામનું જાનવરનું તેલ સાડાના તેલ માફક કાઢે. આ તેલ બહુ જલદ છે, તેલ નસપર

લગાડી બકરાની મુડીના ગોશનો ખીમો બાંધે અને ઉપર ઉલટા પાન બાંધે. સોજો આવે (ઉઠે) તો ગાયનું ઘી રોજ બેવાર ચોપડવુ હારકટીલો. સરદા, અને સાહાડાની જાતનુ વણ ઝેરી જનવર છે એની ફૂકથી આંખે અંધાપો આવે એનુ માસ જરાબી ખાધામા આવે તો મરણ નીપજે. એ ઘણી જાતના રંગ બદલે છે



## હીરાકસી

ક લોહી સાફ કરનારા ગોળી (Blood purifying pill) સભાગે હીરાકસી, અને પીળી એળીઓ, ગુંદર સાથે મેળવી, ચાર ગ્રેનની ગોળીઓ બનાવવી તેમાંથી એક ગોળી દિનમાં ત્રણવાર ખાધા પછી લેવી, આથી લોહી સાફ થાય છે

ખ ચાંદા ઉપર હીરાકસી અને મેલારસનો મલમ લગાડવે

ગ આંખનુ તેજ—હીરાકસીનુ પાણી આમળુંને લગાડે તો આમળુ બેસ છે

ઘ જખમ જલદી રૂઝે—હીરાકસીના પાણીથી જખમ ધોવો

ચ દસ્તાન છુટે, દુખાવો બંધ પર હીરાકસી, એળીઓ હીરાબોળ સભાગે મેળવી તેની ૫ ગ્રેનની ગોળી બનાવી રોજ બે ખાવી

છ. દદ કાન માટે ફાયદાકારક લેપ—આકડાનુ ક્ષીર, (દુધ) ગોળ, ચીત્રક, થોરનુ ક્ષીર, હળીમુળ, ભીનામુ સાધાનણ, હીરાકસી, આ સઘળા મેળવી લેપ કરવો

જ. સફેદ અને કાળા કોહોડ જાએ—લીમડાનો ૨ માતો બનાવવો ૧ પૈસો તેમાં બેસાડવો જેમ ગીલ્લી ભીંકરો બને છે તેમ કરવુ એક લોઢાની સાફ કરેલી કઢાઇમા ૧ તોલો હીરાકસી નાખવી, તેની અંદર મુળાના પાતરાનો રસ નાખતા જવુ અને પેલા પઇસાથી જડેલા લીમડાના સોટાથી ઘુટવું. લીમડાનો સોટો કાળો થાય અને હીરાકસી બીલકુળ મળી જાએ ત્યા સુધી ખરળ કરવુ. હવે લીમડાના સોતાને જેમ સુખડ ઘસીએ તેમ પાણીમા ઘસીને કોહોડ ઉપર રોજ પતલુ લગાડીઆ કરવું



## હીરા દકન.

ક. મસા—મસા ઉપર હીરાદકનનો ભુકો લગાડે તો મસા ખરી પડે. મસા—હીરાદન ૦। તોલો, કાળા મરી ૦॥ તોલો વાટી, મેળવીને ખાય, ઉપરથી છાસ સેર ૧ પીએ તો હરસ નીકળી પડે (આ ઇલાજ ઘણો જાણીતો છે.) ૪ દિવસ આ ઇલાજ ચાલુ રાખે.

ખ લોહી—પેટમાના સઘળી જાતના નીકળતા લોહી હીરાદકન ખાવાથી બંધ પડે છે

ગ. માઉસ—કોહતા માઉસની ઉપર હીરાદકન લગાડે તો માઉસ સફા થાય અને રૂઝ આવે

ઘ. હરસનો મલમ—હીરાદકન તોલો ૦॥, બોદાર ૦।, સંગજીરૂ ૦।, અફીણ ૦॥, કપુર ૦। અને માખણ ૧૪ તોલા લઇ મલમ બનાવી સફરા ઉપર લગાડવાથી એ રોગ મટે છે

ચ. ખરસવુ જાય—બાફેલા વેગણના રસમા હીરાદકન મેળવી લગાડે તો સારૂ થાય છે.

છ. દાંત હાલે તે માટે—હીરાદકન ૫ તો૦, બોલ ૫ તો૦, ફટકી, ૨ તો૦ (ફટકી ફુળવેલી હોય તો ૧॥ તોલો) સોનાગેરૂ ૦। તો૦, એનુ મંજન બનાવી દાંતે ઘસે.



## હીરાબોર

જ. માથાનો દુખાવો—હીરાબોર અને સરકો મેળવી માથે લેપ કરે.

ઝ. નાકમાથી લોહી, પરૂ પડે—તો હીરાબોરનો ધુમાડો નાકે લેવો.

ટ. દાંતમાથી લોહી, પરૂ, પાણી નીકળે તો—હીરાબોરના કોગળા કરે

ઠ. ખાંસીની ગોળી—હીરાબોર, અફીણ, સીલારસ સરખે ભાગે મેળવી મગ જેવડી ગોળી કરી ૯ ગોળી રોજ ખાવી. ઉપાય ઘણો સારો છે.

ડ. દાંત કોહેલાની ઉપર હીરાબોર મુકે તો દાંત નીકળી જાય એવું કેટલાક વૈદ કહે છે. અંગ્રેજી વૈદામા તો એનો ભુકો, દાંતને ઘસવાના મંજનમાં વપરાય છે તે પારાને કૌવત આપે છે.

ક દાંત ભાંજેલો હોએ તે ઉપર હીરાબોરને લુગડામાં મુકી તેની પોટલી દાંત ઉપર વાર વાર મુકવી. ૩, ૪ દીનમા બાકી રહેલો દાત નીકળી જશે.



## હીંગ

ખ દમ તથા સાહસનો ઉપાય—તબાકુ ૪ વરસનો જુનો ૧ તોલો, હીગ ચોખ્ખી ૧ તોલો. ગોળ ૫ વરસનો ૪૦ તોલા, આ બધાને મેળવી ૧ ગોળો બનાવી તે ગોળાને ૧ા સેર અરડના આટાનો લેપ કરવો જમીનમા ખાડો ૧ હાથ ચોરસ ખોદી તેમાં છાણા અથવા રાણી જોઅરી મુકી વચ્ચે ગોળો રાખી સળગાવવું બળી રહેને તે ખાડો પુરી નાખી ૧ રાત તે ગોળો ખાડામા રહેવા દેવો. પછી અદરની દવામાથી વાલ ૧, ખાવાના પાન સાથ ચાલુ ઘણા દીવસ ખાવી

ગ નાડ નીકળે તે દરદીને હીગ ખવાડે તો દરદ નરમ પડી જાય, ૧ વાલ હીગ દીવસમાં બેવાર ગળાવવી

ઘ. દાતમા કીડા પડેલા હોય તો હીગ અને ભોયરીગના બીજ સંભાગે આતસ ઉપર મેલીને તેનો ધુમાડો દુખતા દાત ઉપર લેવો

ચ, ચોકીઆ (તીજારી) તાવ માટે—૧ વાલ હીગની ગોળી બનાવી સહવાર સાજ ભુખે પેટે ગળવી.

છ આધાસીસી માથાનો દુખાવો—હીંગ ૧ વાલને નગોડના પાતરા ૧ તોલા સાથ વાટી તેની પોટલી કરીને તેમાથી ૫ થી ૧૦ ટીપા નાકમા નાખવા.

જ. દરાઝ માટે—હીગને લીબુના રસમા ઘસીને ચોપડે.

ઝ. સ્ત્રીને દસ્તાન છુટે—ાા વાલ હીગ અને ાા વાલ સીધવની ગોળી કરી દીવસમા બે વાર ખવાડે.

ટ સ્ત્રીને દસ્તાન બંધ થાય—ગળીનુ મુળ ા તોલો, ચોખાના ધુનમાં ઘસીને દીવસમાં બેવાર ૭ દીન પાવું

ઠ. કાનનો બેહેરાટ જાય—હીગ ૧ વાલ, સ્ત્રીના થાનના દુધમાં ઘસી

## હાંડીઆકરણ=તત્રળની (કાઠીઆવાડમાં)

### હુલ,હુલ (ફારસીમાં)

ક મેલેરીઆ તાવ માટે એ અકસીર છે આ છોડનો કોઈપણ ભાગ બેઆની વજનમા પાણી સાથે આપવો. જેમ વધારે ગંધવાળો છોડ તેમ ગુણ વધારે છે



## હુરહુરા.

ખ. હાકણ માટે ઇલાજ—હુરહુરાના પાતરાને ક્ચુદીને તેની લેપડી બંધે હાથના અંગુઠાની નીચેની નસો ઉપર હાકણ શરૂ થતા પેહેલા બાંધે અને ઘણા દીવસ ચાલુ રાખે

## હાડસંધી

એનો વેલો થાય છે

ગ ભાંગેલ હાડકુ—એ ઉપર પાલો ૩ દીન બાંધ. રગતરોહીડાની છાલ પણ આ મુજબ બધાય છે.

**સમાપ્ત**

# છાલા પાલા મરી મસાલાનું સાંકળીઉં.



સમાપ્ત